# શ્રી જૈન પ્રવચન

તા. ૧ ૧ ૧૯૫૮ થી આ સાપ્તાહિકનુ પચીસમુ વર્ષ શરૂ થયુ છે આ સાપ્તાહિકમાં પૂ પરમ શાસન પ્રભાવક, વ્યાખ્યાનવાચસ્પતિ, આચાર્યદેવ શ્રીમદ્ **વિજયરામચન્દ્રસૂરીશ્વરજી** મહારાજના પ્રવચનોનો સારભાગ પ્રગટ કરવામા આવે છે

વાર્ષિક લવાજમ રૂા ૬–૦–૦

વાર્ષિક ગ્રાહકોને એક પુસ્તક ભેટ અપાય છે ભેટ પુસ્તક રજીસ્ટર્ડ કરાવીને મોકલી શકાય એ માટે ગ્રાહકોએ રૂા ૦–૬–૦ વધારે મોકલવા

વર્ષ મા કુલ ૪૮ અ કો પ્રગટ કરાય છે બે ફરમાનો એક અ ક—એ ગણતરીએ કુલ પાના ૩૮૪ તો ઓછામા ઓછા પ્રગટ કરાય છે. દરેક વાર્ષિક લવાજમ તે વર્ષની ૩૧ મી ડીસેમ્બરે પૂરૂ થયેલુ ગણવામા આવે છે

– ગ્રાહક બનવાને માટે લખો –

**શ્રી જૈન પ્રવચન કાર્યાલય**


ર મનસુખભાઈની પોળ
, શેઠ, અમદાવાદ.

णमोत्थु णं समणस्स भगवओ महावीरस्स ।

# રામાયણમાં સંસ્કૃતિનો આદર્શ

[વિ. સં. ૨૦૦૭-૮ માં આ વિષયને અવલંબીને અમદાવાદમાં અપાએલાં ૨૩ પ્રવચનોમાંનાં ૧૨ થી ૧૭ સુધીનાં કુલ છ પ્રવચનોના ઘણે અંશે પૂર્ણ જેવા સારભૂત અવતરણનો સંગ્રહ

## ત્રીજો ભાગ




પ્રવચનકાર

પૂ. સકલાગમરહસ્યવેદી, પરમ ગીતાર્થ, સ્વ. આચાર્યદેવ શ્રીમદ્ વિજયદાનસૂરીશ્વરજી-પટ્ટપ્રભાકર, પૂ. સિદ્ધાન્તમહોદધિ આચાર્યદેવ શ્રીમદ્ વિજયપ્રેમસૂરીશ્વરજી મહારાજાના પટ્ટાલંકાર-પૂ. પરમ શાસનપ્રભાવક, વ્યાખ્યાન-વાચસ્પતિ આચાર્યદેવ

**શ્રીમદ્ વિજયરામચન્દ્રસૂરીશ્વરજી મહારાજ**

પ્રકાશક :
શ્રી જૈન પ્રવચન પ્રચારક સાર્વજનિક ધાર્મિક ટ્રસ્ટની વતી
મેનેજર–ચીમનલાલ નાથાલાલ શાહ
[સ શ્રી જૈન પ્રવચન]

પ્રકાશન–સ્થલ
શ્રી જૈન પ્રવચન કાર્યાલય
ઠે શેઠ શ્રી મનસુખભાઈની પોળ સામે, દવાખાનાને મેડે,
કાલુપુર રોડ–અમદાવાદ

શ્રી વીર સ ૨૪૮૦ વિક્રમ સ ૨૦૧૦ સને ૧૯૫૪

પુસ્તકાકારે પ્રથમ સસ્કરણ નકલ ૧૨૫૧

મૂલ્ય–સવા રૂપીઆ

મુદ્રક
મણિલાલ છગનલાલ શાહ
ઠે, અમદાવાદ પ્રિન્ટીંગ પ્રેસ, ઘીકાંટા રોડ, અમદાવાદ

## આભાર—દર્શન

અમદાવાદ—હાજા પટેલની પોળમાં પાદશાહની પોળમાં નિવાસ કરતા ધર્મપ્રેમી શેઠ શ્રી ડાહ્યાભાઈ પ્રેમચંદ, જૈનો અને જૈનેતરો "રામાયણમાં સંસ્કૃતિનો આદર્શ" વિષયક વ્યાખ્યાનોના વાંચનનો સહેલાઈથી લાભ લઈ શકે એ માટે, સમ્યગ્જ્ઞાનના પ્રચારના અને ગુરૂભક્તિના ભાવથી, આ વ્યાખ્યાન માળાના પહેલા ભાગના પ્રકાશનમાં જેમ રૂા ૧૨૫૦)ની સહાય કરી હતી, તેમ બીજા ભાગના પ્રકાશનમાં પણ રૂા ૧૨૫૦)ની સહાય કરી હતી અને આ ત્રીજા ભાગના પ્રકાશનમાં પણ રૂા ૧૨૫૦)ની સહાય કરી છે આ વ્યાખ્યાનમાળાના છેલ્લા ચોથા ભાગના પ્રકાશનમાં પણ રૂા ૧૨૫૦)ની સહાય કરવાનું તેઓશ્રીએ ઉદાર વચન આપેલું છે શેઠ શ્રી ડાહ્યાભાઈની આ સહાયને લીધે જ આ વ્યાખ્યાનમાળાના દરેક ભાગનું મૂલ્ય માત્ર સવા રૂપીઓ જ રાખવામાં આવ્યું છે, અને ૨૫ અગર એથી વધુ નકલો સાથે ખરીદનારને તો, એક નકલ દીઠ એક રૂપીઆનું મૂલ્ય લઈને જ અપાય છે શેઠશ્રીની આ સહાય માટે અમે તેમનો સાદર આભાર માનીએ છીએ —પ્ર૦



પ્રકાશક :
શ્રી જૈન પ્રવચન પ્રચારક સાર્વજનિક ધાર્મિક ટ્રસ્ટની વતી
મેનેજર-ચીમનલાલ નાથાલાલ શાહ
[સં શ્રી જૈન પ્રવચન]

પ્રકાશન-સ્થલ
શ્રી જૈન પ્રવચન કાર્યાલય
ઠે. શેઠ શ્રી મનસુખભાઈની પોળ સામે, દવાખાનાને મેડે,
કાલુપુર રોડ—અમદાવાદ

શ્રી વીર સં. ૨૪૮૦ વિક્રમ સં. ૨૦૧૦ સને ૧૯૫૪

પુસ્તકાકારે પ્રથમ સંસ્કરણ નકલ ૧૨૫૧

મૂલ્ય—સવા રૂપીઓ

મુદ્રક
મણિલાલ છગનલાલ શાહ
ધી ન્યુ અમદાવાદ પ્રિન્ટીંગ પ્રેસ, ઘીકાંટા રોડ, અમદાવાદ

## આભાર-દર્શન

અમદાવાદ-ઢાળ પોળની પોળમાં પાદશાહની પોળમાં નિવાસ કરતા ધર્મપ્રેમી શેઠ શ્રી ડાહ્યાભાઈ પ્રેમચંદે, જૈનો અને જૈનેતરો "રામાયણમાં સંસ્કૃતિનો આદર્શ" વિષયક વ્યાખ્યાનોના વાંચનનો સહેલાઈથી લાભ લઈ શકે એ માટે, સમ્યગ્જ્ઞાનના પ્રચારના અને ગુરૂભક્તિના ભાવથી, આ વ્યાખ્યાનમાળાના પહેલા ભાગના પ્રકાશનમાં જેમ રૂા ૧૨૫૦) ની સહાય કરી હતી, તેમ બીજા ભાગના પ્રકાશનમાં પણ રૂા ૧૨૫૦) ની સહાય કરી હતી અને આ ત્રીજા ભાગના પ્રકાશનમાં પણ રૂા ૧૨૫૦) ની સહાય કરી છે આ વ્યાખ્યાનમાળાના છેલ્લા ચોથા ભાગના પ્રકાશનમાં પણ રૂા ૧૨૫૦) ની સહાય કરવાનું તેઓશ્રીએ ઉદાર વચન આપેલું છે શેઠ શ્રી ડાહ્યાભાઈની આ સહાયને લીધે જ આ વ્યાખ્યાનમાળાના દરેક ભાગનું મૂલ્ય માત્ર સવા રૂપીઓ જ રાખવામાં આવ્યું છે, અને ૨૫ અગર એથી વધુ નકલો સાથે ખરીદનારને તો, એક નકલ દીઠ એક રૂપીઆનું મૂલ્ય લઈને જ અપાય છે શેઠશ્રીની આ સહાય માટે અમે તેમનો સાદર આભાર માનીએ છીએ —પ્ર૦



# પ્રકાશકીય નિવેદન

"રામાયણમા સસ્કૃતિનો આદર્શ"–એ વિષયને અવલબીને અપાએલા આ પ્રવચનોના દાતા પરમોપકારી મહાત્માશ્રીનુ વિ. સ. ૨૦૦૭નુ ચતુર્માસ અમદાવાદમા થયેલુ અમદાવાદ ખાતેની તેઓશ્રીની સ્થિરતા દરમ્યાન, રોજ સવારે તેઓશ્રીનાં નિયમિત પ્રવચનો થતા હતાં જૈનો ઉપરાન્ત ઘણા જૈનેતરોને પણ, તેઓશ્રીનાં પ્રભાવક પ્રવચનોનુ શ્રવણ કરવાની ભાવના હતી પરન્તુ કેટલાંય જૈનેતર ભાઈ-બેનો જૈન ઉપાશ્રયમાં આવીને એ લાભ લેવામાં સ કોચ અનુભવતાં હતાં અને કોઈ જાહેર સ્થાનમા તેઓશ્રીનાં પ્રવચનો ગોઠવવાની વિનતિ કરતાં હતા આથી, દર રવિવારે સવારે અમદાવાદના પ્રસિદ્ધ સ્થાન–પ્રેમાભાઈ હૉલમા "રામાયણમા સંસ્કૃતિનો આદર્શ" એ વિષયને અવલબીને, પૂ પ્રવચનકાર મહાત્માશ્રીનાં પ્રવચનો ગોઠવવામાં આવ્યા હતા આ ગોઠવણ મુજબ કુલ ૨૩ પ્રવચનો થયાં હતાં

આ તેવીસેય પ્રવચનોનુ ઘણા અ શે પૂર્ણ જેવુ સારભૂત અવતરણ તૈયાર કરીને, શ્રી જૈન પ્રવચન નામના અઠવાડિકમાં પ્રગટ કરવાની શરૂઆત કરાઈ, પરન્તુ આ પ્રવચનોને પુસ્તકાકારે પણ પ્રગટ કરવાની માગણીઓ આવતા, સને ૧૯૫૩ માં આ ૨૩ પ્રવચનો પૈકીના પહેલાં પાંચ પ્રવચનોનો સગ્રહ પહેલા ભાગ તરીકે પ્રગટ કરાયો સને ૧૯૫૪ માં ૬ થી ૧૧ સુધીના ૭ પ્રવચનોનો સગ્રહ બીજા ભાગ તરીકે પ્રસિદ્ધ કર્યો પછીથી, ૧૨ થી ૧૭ સુધીના પ્રવચનોનો સગ્રહ આ ત્રીજા ભાગ તરીકે પ્રસિદ્ધ કરાય છે ૧૮ થી ૨૩ સુધીના છેલ્લા ૭ પ્રવચનોનો સગ્રહ પણ ચોથા ભાગ તરીકે સને ૧૯૫૪ માં જ પ્રસિદ્ધ કરી દેવાનો ઇરાદો છે

સદ્‌ભાગ્યે, આ ચારેય ભાગોના પ્રકાશન અંગે શેઠ શ્રી ડાહ્યાભાઈ તરફથી સહાયક બનવાનું ઉદાર વચન પ્રાપ્ત થયુ, એટલે આ દરેક ભાગની છૂટક નકલ માત્ર સવા રૂપીઆની કિંમતમા વેચાઈ શકે અને એકી સાથે જો ૨૫ કે તેથી વધુ નકલો જો કોઈ ખરીદે તો તેમને એક રૂપીઆની કિંમતના દરે વેચાઈ શકે, તેવી અનુકૂળતા પ્રાપ્ત થઈ શકી છે, જે 'આભાર-દર્શન' વાંચવાથી આપના ધ્યાનમા આવેલ હશે.

આ પ્રવચનશ્રેણિના પ્રથમ ભાગને માટે સુરતનિવાસી શ્રીયુત મ. ત્રિ ભટે, ખાસ આગ્રહનો સ્વીકાર કરીને પ્રસ્તાવના લખી મોકલેલી, જે પહેલા ભાગમાં પ્રગટ થઈ ચૂકી છે બીજા ભાગની જેમ આ ત્રીજા ભાગ માટે પણ તેવુ કાંઈ કરવામાં આવ્યુ નથી, એટલે વાંચકોને તે જ પ્રસ્તાવના વાંચી લેવાની ભલામણ કરવામાં આવે છે

પહેલાં પાંચ પ્રવચનોમાં, માનવજીવનનો પરમાદર્શ એક મોક્ષ જ છે-એ વાતને રજુ કરીને, એ પરમાદર્શે પહોંચવાને માટે યોગ સાધનાની જરૂર દર્શાવાઈ અને ત્યાર બાદ એ યોગની પહેલી, બીજી અને ત્રીજી ભૂમિકા કેવા સ્વરૂપવાળી હોય, તેનો સ્થૂલ છતાં સ્પષ્ટ ખ્યાલ આપવામાં આવ્યો

છટ્ઠા પ્રવચનથી અગીયારમા પ્રવચન સુધીનાં છ પ્રવચનોમા, એ યોગને પામવાને માટેની લાયકાત કોનામાં છે એમ ગણાય, તેનુ વર્ણન કરવામા આવેલુ છે અને એ માટે ચાર ગુણોનુ વર્ણન કરવામાં આવેલુ છે, જેથી યોગને પામવાની ભાવનાવાળા બનેલા પુણ્યશાલિઓ, એ ચાર ગુણોના ઉપાર્જનને માટે પ્રયત્નશીલ બનવા દ્વારા, યોગને પામવાની લાયકાતવાળા બની શકે અને યોગને પણ પામી શકે

બારમા પ્રવચનથી સત્તરમા પ્રવચન સુધીનાં છ પ્રવચનોમાં દેવાદિના સ્વરૂપને અંગે વર્ણન કરાયા બાદ, રામાયણના પ્રસંગો વર્ણવવા શરૂ કરાયા છે

સાથે સાથે, દરેક પ્રવચનોમાં કેટલીક પ્રાસંગિક વાતોને લઈને, સુધારણાઓની આવશ્યકતા અંગે પણ સૂચન કરવામાં આવેલું છે

આ બધીય બાબતો માનવજીવોને ઉન્નતિની સાધના કરવાને માટે ખૂબ જ ઉપયોગની છે અને ઉન્નતિના જે માર્ગનું સૂચન કરાયું છે, તે માર્ગ એવો છે કે–એ માર્ગને અપનાવનારો માનવજીવ, પોતાનું કલ્યાણ સાધવાની સાથે, અનેકોના કલ્યાણમાં નિમિત્ત બને અને અનેકોના અકલ્યાણમાં નિમિત્ત બનતાં અટકી જાય

આ પ્રવચનોને આ રીતિએ તૈયાર કરતાં અગર પ્રગટ કરતાં, અમારા અનુપયોગાદિથી આમાં, પૂ. પ્રવચનકાર મહાત્માશ્રીના આશયથી વિરૂદ્ધ કોઈ પણ વચન જો આવી જવા પામ્યું હોય અને એથી કદાચ ભગવાન શ્રી જિનેશ્વરદેવોના વચનથી વિરૂદ્ધ કોઈ વચન આવી જવા પામ્યું હોય, તો તે બદલ મિચ્છા મિ દુક્કડં દઈએ છીએ અને છપાવવામાં દૃષ્ટિદોષ વગેરે કારણે કાંઈ અશુદ્ધિ રહી જવા પામી હોય, તો તે સુધારી લેવાની વિનતિ કરીએ છીએ, તેમ જ જેઓને જે કાંઈ પણ સુધારવા જેવું લાગે, તેઓ તે અમને જણાવવાની કૃપા કરે–એવી વિનતિ કરવા સાથે વિરમીએ છીએ

—પ્રકાશક.

# રામાયણમાં સંસ્કૃતિનો આદર્શ

## ભાગ ત્રીજાની અનુક્રમણિકા

પ્રવચનાનુક્રમ — શરૂ પૃ



શીર્ષકાનુક્રમ — પૃષ્ઠ

જૈન દૃષ્ટિએ

# તિથિદિન અને પર્વારાધન

મૂલ્ય રૂા ૧૧-૦-૦

**શ્રી જૈન પ્રવચન કાર્યાલય**

- ઠે શેઠ શ્રી મનસુખભાઈની પોળ સામે,

કાલુપુર રોડ - અમદાવાદ

ॐ ह्रीँ श्रीँ अर्हं नम ।
णमोत्थु ण समणस्स भगवओ महावीरस्स ।
अनन्तलब्धिनिधानाय श्रीगौतमगणधरधराय नमो नम ।

# રામાયણમાં સંસ્કૃતિનો આદર્શ

## • ત્રીજો ભાગ •

વિ સ ૨૦૦૭ અને ૨૦૦૮ મા
"રામાયણમા સસ્કૃતિનો આદર્શ" એ વિષયને અવલંબીને
અમદાવાદ – પ્રેમાભાઈ હૉલમા અપાએલા ૨૩ પ્રવચનો
પૈકીના ૧૨ થી ૧૭ પ્રવચનો

प्रवचनकार

પૂ. સકલાગમરહસ્યવેદી, પરમ ગીતાર્થ, સ્વ. આચાર્યદેવ શ્રીમદ્ વિજયદાનસૂરીશ્વરજી-પટ્ટપ્રભાકર, પૂ. સિદ્ધાન્ત મહોદધિ આચાર્યદેવ શ્રીમદ્ વિજયપ્રેમસૂરીશ્વરજી મહારાજના પટ્ટાલંકાર-પૂ. પરમ શાસનપ્રભાવક, વ્યાખ્યાનવાચસ્પતિ, મહારાષ્ટ્રદેશોદ્ધારક, આચાર્યદેવ શ્રીમદ્

## વિજયરામચન્દ્રસૂરીશ્વરજી મહારાજ

# બારમું પ્રવચન

વિ. સં. ૨૦૦૭, ભાદરવા સુદી ૮, રવિવાર
તા. ૯-૯-૫૧ સવારે ૮॥ થી ૧૦॥
સ્થળ – પ્રેમાભાઈ હૉલ ભદ્ર અમદાવાદ

[ તા. ૯-૯-૫૧, રવિવારે સવારે ૮॥ થી ૧૦॥ વાગ્યા સુધી, અમદાવાદ–પ્રેમાભાઈ હૉલમાં પૂ. પ્રવચનકાર મહાત્માનું આ પ્રવચનશ્રેણિ અંગેનું બારમું જાહેર પ્રવચન થયું હતું ચાલુ ક્રમ મુજબ, આ પ્રવચન વખતે પણ, પોતપોતાના અખબારોને માટે આ પ્રવચનની નોંધ લેવાને માટે "સંદેશ" કાર્યાલયના તથા "ગુજરાત સમાચાર" કાર્યાલયના વૃત્તાન્તનિવેદક ભાઈઓ હાજર રહ્યા હતા એ બન્નેય ભાઈઓએ, પોતપોતાનો તૈયાર કરેલો આ પ્રવચનનો ભાવાર્થ, પોત પોતાનાં પત્રોના તા. ૧૦-૯-'૫૧, સોમવારના અંકમાં પ્રગટ કર્યો હતો તેને પ્રગટ કરતાં, યથાર્થની પોતાની નોંધમાં—

'સંદેશ" કાર્યાલયના વૃત્તાન્તનિવેદક ભાઈએ જણાવ્યું હતું કે–"રામાયણમાં સંસ્કૃતિનો આદર્શ' એ વિષય ઉપર આચાર્ય શ્રી વિજયરામચન્દ્રસૂરીશ્વરજી મહારાજે શરૂ કરેલી વ્યાખ્યાનમાળાનું બારમું વ્યાખ્યાન આજે પ્રેમાભાઈ હૉલમાં સવારે ૮॥ વાગે આપ્યું હતું આખોયે હૉલ ખીચોખીચ ભરાઈ ગયો હતો"

જ્યારે "ગુજરાત સમાચાર"ના વૃત્તાન્તનિવેદક ભાઈએ જણાવ્યું હતું કે–"આજે સવારે ૮॥ વાગે પ્રેમાભાઈ હૉલમાં વિદ્વાન જૈનાચાર્ય શ્રીમદ્ વિજયરામચન્દ્રસૂરિજી મહારાજે એમની શરૂ થયેલી વ્યાખ્યાનમાળાના અનુસન્ધાનમાં 'મોક્ષ અને તેનો માર્ગ' એ વિષય ઉપર પ્રવચન આપ્યું હતું આ પ્રસંગે રાબેતા પ્રમાણે જૈન અને જૈનેતર શ્રોતાઓથી

વાતો પણ આવશે એ બધુ કહેવા પાછળ પણ આશય એ જ છે કે-આ જીવ પરમ પદના આદર્શને, પોતાના મોક્ષને પરમ લક્ષ્ય તરીકે પામી જાય અને પછી એવી રીતિએ એ પ્રવૃત્તિ કરવા માડે, કે જેથી એ થોડા જ કાળમા પરમ પદને પામી શકે એટલે જ, આ બધી વાતો આપણે પહેલા કરી લીધી છે

ચાર ગુણોથી ઉભય લોક સુધરે

આ આર્ય દેશનો માનવસમાજ કદાચ વિશેષ કાંઈ પણ ન કરતો હોય, તો પણ જો તે યોગની પૂર્વભૂમિકાના જે ચાર ગુણો બતાવ્યા, તેનાથી ઓતપ્રોત થયેલો હોય, તો મોટા ભાગે દુશ્મન પણ તેની સામે આગળી ચીંધી શકે તેવુ એના જીવનમા હોય નહિ જે માણસ પોતાના માતા-પિતા તથા કલાચાર્ય અને તેમના સબધિઓ તેમ જ પોતાના કુળમા સમ જીને કે અણસમજથી પણ જે કોઈ ગુરૂ-વડિલ આદિ મનાતા હોય, તેમના પ્રત્યે નમ્રતાને ધારણ કરનારો હોય, ત્રિકાલ નમસ્કરણ આદિથી તેમના વિનયને આચરનારો હોય તથા દેવાદિનો ઉપાસક હોય, વળી, આપણે જે ઓગણીસ સદા ચારોને વર્ણવી આવ્યા, તે ઓગણીસ સદાચારોને જે પોતાના જીવનમા જીવનારો હોય, જે પાપથી બચવાની વૃત્તિવાળો હોય અને થઈ જતા નાના-મોટા પાપોની શુદ્ધિને માટે જે યથાશક્તિ તપને સેવનારો હોય, અને, ભલે મોક્ષ એ પરમ લક્ષ્ય ન બન્યુ હોય પણ મોક્ષ પ્રત્યે જેનામા દ્વેષભાવ ન હોય, આવો કોઇ પણ માનવ, માનવસમાજને માટે આશી વૉદ રૂપ બને, એમ માનવામા કાંઈ વાંધો આવે એમ છે ખરૂ ? કોઇ પણ જીવ, આવી રીતિએ જીવે અગર તો આવી

રીતિએ જીવવા માડે, તો એથી એને પોતાને કે માનવ સમાજને કાઈ નુકશાન થાય ખરૂ? આ ચાર ગુણો તો એવા છે કે-આ ચાર ગુણોને જીવનમા જીવનારો માણસ, આ લોકમા પણ શિષ્ટજનોનો પ્રીતિપાત્ર બને અને મૃત્યુ બાદ એની દુર્ગતિ થાય નહિ આ ચાર ગુણોમા, નથી તો એને ઐહિક દષ્ટિએ નુકશાન કે નથી તો એને પારલૌકિક દષ્ટિએ નુકશાન એ સુખે જીવી પણ શકે અને એ સુખે મરી પણ શકે

મોક્ષનો રાગ દોષને પણ ગુણ રૂપ બનાવી શકે છે, જ્યારે મોક્ષનો દ્વેષ ગુણને પણ દોષ રૂપ બનાવી શકે છે

આ બધી યોગની પૂર્વભૂમિકાની વાતો છે યોગ, એ શું ચીજ છે? મન, વચન અને કાયાની જે જે વ્યાપાર આત્માને મોક્ષની સાથે યોજી આપનાર હોય, તેવા સઘળા ય મન-વચન-કાયાના વ્યાપારોનો યોગમા સમાવેશ થાય છે એટલે, યોગ શા માટે છે? મોક્ષને પામવાને માટે જ ને? આવા યોગને પામવો હોય, તો હૈયામા મોક્ષ પ્રત્યે દ્વેષ ન જ હોવો જોઈએ ને? જો મોક્ષ પ્રત્યે દ્વેષ હોય, તો યોગને યોગ રૂપે પમાય જ નહિ આથી જ, જ્ઞાનિઓએ મોક્ષના અદ્વેષને પણ એક ગુણ તરીકે વર્ણવેલ છે મોક્ષનો રાગ થયા પછી તો માનવી મોક્ષના ઉપાયને જાણવા અને સેવવાના પ્રયત્નમા લાગી જાય, પણ મોક્ષને અને મોક્ષના ઉપાયને સાભળવાની લાયકાત કોનામા ગણાય? મોક્ષને અને મોક્ષના ઉપાયને સાભળવાની લાયકાતને માટે, છેવટમા છેવટ જીવમા મોક્ષ પ્રત્યેના દ્વેષનો અભાવ તો જોઈએ જ માટે જ મોક્ષનો અદ્વેષ, એ પણ એક ગુણ ગણાય છે જેનામા મોક્ષનો અદ્વેષ

નથી, તેના જેટલા ગુણ, તે પણ પરિણામે દોષ રૂપ નિવડવાના છે મોક્ષ, એ એક એવી ચીજ છે કે–એના ઉપરનો અદ્વેષ પણ ગુણને પામવાનું દ્વાર બની શકે છે મોક્ષનો રાગ તો દોષને પણ ગુણ રૂપ બનાવી શકે છે, જ્યારે મોક્ષનો અદ્વેષ ગુણનો અને દોષનો સાચો ખ્યાલ પામવાની લાયકાતને પામવામા સહાયક બને છે અને મોક્ષનો દ્વેષ તો એવો છે કે–એ ગુણને પણ દોષ રૂપ બનાવી દે છે આપણે તો ગુણો ગુણ તરીકે જોઈએ છે આપણે જે સદાચારોની વાત કરી આવ્યા તે સદાચારો અને વડિલ આદિના વિનયની પ્રવૃત્તિ, એ વગેરે સ્વાર્થી જોઈએ કે સ્વાભાવિક જોઈએ ? કહો કે–સ્વાર્થી નહિ પણ સ્વાભાવિક જોઈએ સ્વાર્થ ખાતર તો સદાચારનો દેખાવ કરનારા પણ ઘણા છે અને સ્વાર્થ ખાતર જેની જરૂર પડે તેના વિનયને આચરનારા પણ ઘણા છે સ્વાર્થ વિના, માત્ર કૃતજ્ઞતાના યોગે, કર્માનુસાર જેવા માતા–પિતાદિ મળ્યા હોય તેમનો તથા નમ્રતાના યોગે અન્ય વડિલો આદિનો વિનય કરાય, તો તે ગુણ કહેવાય જે પ્રવૃત્તિ સ્વરૂપે ગુણ રૂપ હોય, તેવી પ્રવૃત્તિ પણ જો કેવળ સ્વાર્થને વિવશ બનીને કરવામા આવે, તો તે દભ રૂપ બની જવાથી દોષ રૂપ બની જાય છે.

'જ્યા વિષયસુખનુ નામેય નહિ એવો મોક્ષ જોઈએ નહિ'–આવા માનસવાળાઓને મોક્ષના દ્વેષી કહ્યા છે:

મોક્ષની વાત સાભળતા ઘણાને થાય છે કે–'મોક્ષમા હોય શું ?' ભૂખ્યાને શુ યાદ આવે ? ખાવાનુ ! તરસ્યાને શું યાદ આવે ? પીવાનુ ! અને ભોગના ભૂખ્યાને શું યાદ આવે ? ભોગસામગ્રી ! એટલે, જ્યારે મોક્ષના સ્વરૂપની વાત ચાલે,

ત્યારે પણ એ પૂછે શું ? એવું એવું જ કે-' મોક્ષમા ખાવાનુ મળે કે નહિ ? પીવાનુ મળે કે નહિ ? ભોગસામગ્રી મળે કે નહિ ? મોજશોખના સાધનો મળે કે નહિ ? ' એવા વખતે, મોક્ષનું નિરૂપણ કરનાર કોઇ પણ શાસ્ત્રકારને કહેવું પડે કે-' આ તું શું માગે છે ? સંસારમા સાચુ સુખ છે જ નહિ, એ વાત તો પહેલા થઈ ગઈ, પછી આવું પૂછાય ? સંસારમા જો આપણે જોઈએ છે તેવા દુ ખરહિત, અન્તરહિત અને પરિપૂર્ણ સુખની સભાવના હોત, તો મોક્ષની વાતને અવકાશ જ ક્યાથી હોત ? ' પણ જેઓને એવો જ દૃઢ ભ્રમ થઈ ગયો છે કે-' જ્યા સારૂં સારૂં ખાવાનુ ન હોય, જ્યા સારૂં સારૂં પીવાનુ ન હોય અને જ્યા સારૂં સારૂં ભોગવવાનુ ન હોય, ત્યા સુખ હોય જ નહિ ' -એવા જીવોને, મોક્ષની વાતમા ય એવુ પૂછવાનુ મન થાય છે કે-' ત્યા ખાવાનું હોય કે નહિ ? પીવાનુ હોય કે નહિ ? ભોગ સુખોને ભોગવવાનું હોય કે નહિ ? ' આવું એ પૂછે અને જો કહીએ કે-' મોક્ષમા એવુ કાંઈ જ ન હોય, છતા દુ ખનુ નામ ન હોય અને સુખનો પાર ન હોય ' તો એ વાતને એ ગમે તેટલુ સમજાવવા છતા પણ સમજી શકે નહિ ! ઉપરથી એ કહી દે કે-' જ્યા વિષયસુખનું નામેય નથી, એવો મોક્ષ તો અમારે કોઈ કાળે પણ જોઈએ નહિ ! ' એવા જીવોને મોક્ષના દ્વેષી તરીકે કહ્યા છે અહીં બેઠેલાઓમાથી કોઈના હૈયામા આવુ તો નહિ જ હોય, એમ માની લઉં ને ? ' જ્યા વિષયસુખનો લેશ પણ નથી, એવો મોક્ષ તો નથી જ જોઈતો'-એવુ કાંઈ તમારામાના કોઈના હૈયામા તો નથી જ ને ? એટલે, છેલ્લો જે ગુણ યોગની પૂર્વભૂમિકામા કહ્યો છે, તે ગુણ તો તમારા બધામા છે, એમ માનીને ચાલુ ને ? માતા-

પિતાદિ ઉપકારિઓની સેવાભક્તિ તમે કરો છો કે નહિ, જે સદાચારો કહેવાયા તે સદાચારોને તમે આચરો છો કે નહિ અને યથાશક્તિ તપ પણ તમે કરો છો કે નહિ, એ અમારે જોવું હોય તો ય ક્યા જોવા જઈએ ? પણ આ એક એવો ગુણ છે કે-અહીં બેઠેલાઓમા અને અહીં હાજર રહેલાઓમા આ ગુણ છે કે નહિ, તે તમારા બોલવા ઉપરથી નક્કી કરી શકુ 'ત્યા ખાવા-પીવાના અને ભોગોપભોગોના સારા સારા સાધનો છે કે નહિ ?'-આવું પૂછે નહિ અથવા તો વધારે સ્પષ્ટીકરણ પૂરતુ પૂછે, પણ એવી મનોદશા તો ન જ બતાવે કે-' એવુ બધુ જો ત્યા ન હોય, તો મોક્ષ જોઈએ નહિ ' તો હુ કલ્પી લઉં કે-ચોથો ગુણ તો છે ! પણ તમે દભથી બોલો નહિ તો જ ! હૈયાના ભાવને તમે છુપાવો અથવા તો હૈયામા હોય તેનાથી ઊલટા પ્રકારના ભાવને તમે વ્યક્ત કરો ને એથી હુ છેતરાઉ, તો તે જુદી વાત છે

## આ ચાર ગુણવાળાઓની પાસે મોક્ષની ને મોક્ષના ઉપાયની વાત ખુશીથી મૂકી શકાય

મોક્ષના અદ્વેષ રૂપ આ ગુણ જે જીવોમા હોય, પાપનો ડર હોય એટલે બને ત્યા સુધી પાપને આચરવાનું જેમનું દિલ ન હોય અને જે પાપ થઈ જાય, તે પાપથી શુદ્ધ થવાને માટે જેઓ યથાશક્તિ તપને આચરતા હોય, લોકાપવાદ ભીરુત્વ આદિ સદાચારો જેઓમા હોય, અને જેઓ માતા-પિતાદિ વડિલોના વિનયને આચરનારા હોય, આ ચાર ગુણો વાળા જીવો એવા લાયક ગણાય છે કે-એમની આગળ મોક્ષની અને મોક્ષના ઉપાયની જે જે વાતો કહેવી હોય, તે

ખુશીથી કહી શકાય બધા ગુણો હોય, પણ જો મોક્ષના અ-દ્વેષ રૂપ ગુણ ન હોય, તો એવા જીવોમા આવી લાયકાત હોય નહિ બાકી, જેમનામા આ ચારેય ગુણો હોય, તેઓની આગળ જો મોક્ષની અને મોક્ષના ઉપાયની વાત મૂકવામા આવે, તો તે જીવોને પ્રાય એ વાત બહુ ગમી જાય એને જો એમ કહેવામા આવે કે-' દેવ તો તે જ કહેવાય, કે જે મોક્ષમાર્ગના સ્વતન્ત્રપણે સ્થાપક હોય અગર મોક્ષને પામેલા હોય, ગુરૂ પણ તે જ કહેવાય, કે જે સસારને તજીને માત્ર મોક્ષમાર્ગની આરાધનામા લાગ્યા હોય તથા મોક્ષમાર્ગના જ દર્શક હોય, અને ધર્મ પણ તે જ કહેવાય, કે જે ધર્મ આત્માને ક્રમશ મોક્ષની નિકટમા લઈ જાય તેવો હોય !' તો એ વાત એને વ્યાજબી લાગે યોગની પૂર્વભૂમિકામા કહ્યા તે ચાર ગુણો હોય અને એમા જો આવી વાત સાભળવાને મળે, તો એને કમથી કમ એટલુ તો થાય જ કે-વાત વ્યાજબી લાગે છે એમા, જો એની બુદ્ધિનો વિકાસ થઈ જાય અને આ વાતમા સુનિશ્ચિત થવામા અન્તરાય કરે તેવુ કર્મ જો માર્ગ આપે, તો એ જીવને દેવ-ગુરૂ-ધર્મની આ વાતમા સુનિશ્ચિત મતિવાળા બની જતા પણ વાર લાગે નહિ રામાયણના જે પાત્રોની આપણે વાત કરવાની છે, તેમાના મોટા ભાગના પાત્રો આવા જ દેવ-ગુરૂ-ધર્મના ઉપાસક હતા માટે આ વાત પહેલી કરી છે જ્યા સુધી આ ન સમજાય, ત્યા સુધી જૈન દૃષ્ટિએ જે વ્યક્તિઓને રજૂ કરવી છે, તે વ્યક્તિઓના સારાપણાનો સાચો ખ્યાલ આવે નહિ એ વ્યક્તિઓને રજૂ કરવા દ્વારા પણ આપણે તો આર્ય સસ્કૃતિનો જે પરમ આદર્શ છે, તે જેવો છે ને ? એ આદર્શનો જેને મન નિર્ણય

હોય, જેણે મોક્ષને જ પોતાનો પરમ આદર્શ બનાવીને એના સાચા ઉપાયમા જેણે શ્રદ્ધા કેળવી હોય, તે સસારમા રહ્યો હોય તો ય કેવો હોય, એ આપણે જોવુ છે ને ? એ જોઈ ને કરવાનુ શું ? તમારે એવી રીતિએ વર્તવા માડવાનુ, કે જેથી આ લોક પણ સફળ બને, પરલોક પણ સફળ બને, પરમ પદ રાહ જુએ અને થોડાક જ વખતમા પરમ પદના ભોક્તા બની જવાય, કે જેથી દુ ખના લેશથી પણ મુક્ત બની જઈને, પરમ સુખ કે જે સદાકાળ રહેનારૂ છે, તેના સ્વામી બની જવાય

## જ્યા જેટલુ રહેવાની ઈચ્છા હોય ત્યા તેટલુ રહી શકાય નહિ, માટે ય આ સસાર અસાર છે

હવે આપણે એ વાત કરવી છે કે–શા માટે આર્ય દેશના મહાપુરૂષોએ મોક્ષની વાતને સૌથી વધારે મહત્ત્વ આપ્યુ છે ? એ માટે, જ્ઞાનિઓએ સૌથી પહેલા એ વાત ભારપૂર્વક કહી છે કે–સસાર, એ અસાર ચીજ છે શાથી ? એમા જીવને ઠરીને બેસવાની ગમે તેટલી ઈચ્છા હોય, તો પણ ઠરીને બેસવા જેવુ અથવા તો ઠરીને બેસી શકાય એવુ કોઈ સ્થાન જ નથી તેને માટે દૃષ્ટાન્ત શોધવા જવુ પડે તેમ નથી આપણે પોતે ય એના દૃષ્ટાન્ત રૂપ છીએ આપણને આ મનુષ્યગતિમા આવ્યે કેટલાક વર્ષો થયા ?

સ૦ જન્મ્યે થયા તેટલાં

ના, ગર્ભમા આવ્યે થયા તેટલા ત્યારે, તે પહેલા પણ આપણે તો હતા જ ને ? હતા, પણ ક્યા હતા ? અહીં નહિ, બીજે. હવે અહીં રહેવાનુ ક્યા સુધી ? તમે લોકો રહેવાના મકાનો બાધી ગયા છો કે નહિ ? શહેરમા મકાન

હોય તો પણ, બહાર બગલાઓ ઘણા બધાઇ રહ્યા છે ને? અને તમે જીવો છો પણ કેવી રીતિએ? જાણે અહીં તમે સદાને માટે રહેવાના હો, એવી રીતિએ તમે જીવો છો કે નહિ? જો તમને ખરેખર ખબર હોત કે-આપણે તો અહીં બહુ જ દૂકા, આપણને જેની ઠરી જ ખબર નથી એટલા સમય પૂરતુ અહીં રહેવાનુ છે અને પછી પાછુ બીજી કોઈ જગ્યાએ અવશ્ય જવાનુ છે, તો આગળને માટે તૈયારી પણ હોત કે માત્ર અહીં જ રહેવાનું છે-એમ સમજીને જેવી તૈયારી હોય છે તેવી તૈયારી હોત? જે લોકો આજે પોતાને અનુકૂળ એવી જમાવટ કરી શકયા છે, જેમને બજારમા પેઢી છે, રહેવાને મકાન છે અને ભોગની સામગ્રી મળી છે, તે બધાને અહીં રહેવાની જ ઇચ્છા છે ને? માટે તો કહેવાય છે કે-જીવ માત્રને સદા ય જીવવાની ઇચ્છા છે મરવાની ઇચ્છા કોઇને પણ નથી જ આમ છતા પણ, આ સસાર એવો છે કે-કોઇને પણ સદાને માટે જીવવા દે નહિ આમ તો જીવ સદાજીવી છે જીવ સદા જીવતો જ રહે છે, નાશ કદી પણ પામતો નથી, પણ અત્યારે તો સદાજીવી એવા પણ જીવને મરણ આવે છે ને? ન સુખ સદા ટકે કે ન તો જ્યા જેટલુ રહેવાની ઇચ્છા હોય ત્યા તેટલુ રહી શકાય, એવો આ સસાર છે ને? સસાર કેવો છે? જીવ માત્રની જે ઇચ્છા છે, તે ઇચ્છાને સફળ થવા દે ,નહિ એવો! આવા સસારને સાર કહેવાય કે અસાર કહેવાય? આપણી જે ઇચ્છા છે, તેને કદી પણ સફળ થવા દે નહિ, એવુ જે સ્થાન, એનુ નામ અસાર આવા સ્થાનને સાર મનાય કે અસાર મનાય?

મ૦ અસાર

એટલે તમે ય સંસારને અસાર કહો છો અમે જેમ સંસારને અસાર કહીએ છીએ, તેમ તમે પણ સંસારને અસાર તો કહો છો જ સંસાર અસાર છે–એ વાતનો કોઈ વિરોધ કરવા માગે તો ય વિરોધ કરી શકે તેમ છે?

સ૦ નહિ

માટે સભા લાયક લાગે છે આ ઉપરથી એમ માનવાને કારણ મળે છે કે–આપણે જે ગુણોની વાત કરી આવ્યા તે ગુણો જો તમારામાં નહિ હોય, તો તેનું મુખ્ય કારણ એ છે કે–બાલ્ય કાળથી તમને યોગ્ય શિક્ષણ નહિ મળેલું! બાકી, હવે તો તમે એ ગુણોને મેળવવાને માટે પ્રયત્ન કરવાના, એમ ખરું ને?

<u>જે નુકશાન કરે તેને મારવા–એવો જો કાયદો કરાય તો</u>
<u>સૌથી પહેલાં માણસોને જ મારવા પડે</u>

જીવ માત્રની ઇચ્છા સદા જીવવાની છે અને સુખે જીવવાની છે, એ વાતનો તો કોઈથી પણ નિષેધ કરી શકાય તેમ નથી આટલું જાણવા છતાં પણ, માણસોનો ઘણો જ મોટો ભાગ એવો સ્વાર્થી બની ગયો છે કે–જેમ આપણે પોતે સદા અને સુખે જીવવાને ઇચ્છીએ છીએ, તેમ સર્વ જીવો સદા અને સુખે જીવવાને ઈચ્છે છે–એ વાતને માનવાને માટે હૈયું નિષ્ઠુર બની ગયું છે આપણને આપણે માટે તો સદા જીવવાની અને સુખે જીવવાની ઈચ્છા છે જ અને તે આપણી ઈચ્છા પૂરી થાય તો સારું–એમ પણ આપણે માનીએ છીએ, પણ એવું જ આપણે બીજા સર્વ જીવોને

માટે માનીએ છીએ કે નહિ, એ એક મોટો સવાલ છે અનન્તજ્ઞાનિઓએ તો ફરમાવ્યું છે કે-જેમને ઇચ્છા છે એવા જીવ માત્રને સદા અને સુખે જીવવાની ઇચ્છા છે, આપણે વિચારીએ, તો આપણને પણ સરલતાથી સમજાય એવી એ વાત છે, પણ વિચારવાની વાત એ છે કે-સૌને આપણા જેવા જોઈ શકીએ, એવું આપણું હૈયુ બન્યું છે કે કેમ ? આ આર્યા વર્તમા 'आत्मवत् सर्वभूतेषु' એવો જે પ્રઘોષ ચાલે છે, તે અમસ્તો જ ચાલે છે ? આપણને કોઈ મારે તો તે ભૂંડો માણસ કહેવાય ? હા, અને આપણે અનેકને મારીએ તો ય સારા માણસ કહેવાઇએ ? આજે માણસજાતના હિતના નામે, અનેક જીવોના સહારની વાતો ચાલી રહી છે ને ? માત્ર વાતો જ ચાલી રહી છે કે એવા પ્રકારની યોજનાઓ અમલમા પણ મૂકાઈ રહી છે ?

સ૦ કહે છે કે-બીજા જીવો નુકશાન કરે છે માટે મારવામાં આવે છે

એટલે જેને જેને જે જે નુકશાન કરનાર લાગે, તેને તેને તે તે મારે તો તેમા વાધો નહિ ને ? તમે નુકશાન કરો છો અગર તો તમે નુકશાન કરો એવા છો-એમ જેને લાગે, તે તમને મારે તો તેમા તમને વાધો નથી ને ? એમ નહિ, તો તમારાથી નુકશાન થતું પ્રત્યક્ષ દેખાય, તો તે પછી તમને મારે તેમા તો તમારી સમતિ છે ને ? જો નુકશાનની જ વાત કરતા હો, તો માણસજાત જેટલુ અને જેવું નુકશાન કરે છે, તેટલુ અને તેવું નુકશાન બીજુ કોઈ કરે છે ખરું ?

સ૦ નહિ.

બીજા જીવો તો અણસમજ આદિથી નુકશાન કરે,

પણ માણસો તો સમજપૂર્વક, યોજના ઘડીને, કદાચ કોઈ ન કરી શકે એવું પણ નુકશાન કરે ને ? જે નુકશાન કરે તેને મારવા–એવો કાયદો કરાય, તો શું થાય ? તો કદાચ પહેલા આપણે જ મરવાનો વખત આવે, એમ તમને લાગે છે ? તમે કેટલા જીવોને કેટલું નુકશાન કરો છો, એ તો જુઓ !

**મરવાનું છે અને બીજે જવાનું છે–એ ભૂલી ગયા છો, માટે આવી રીતિએ તમે જીવી શકો છો**

આપણી મૂળ વાત તો એ છે કે–આપણને સદા સુખે જીવવાની ઇચ્છા છે અને સંસાર કોઈની પણ એ ઇચ્છાને પૂરી થવા દે તેમ નથી આ સંસારમાં કોઈની પણ એ ઇચ્છા પૂરી થઈ નથી, થતી નથી અને થવાની પણ નથી એટલે જે કોઈ આ વાતને લક્ષ્યમાં લે, તે ગમે ત્યાં બેઠો હોય તો પણ, જો એને પૂછવામાં આવે કે–'સંસાર કેવો ?' તો એ એમ જ કહે કે–'સંસાર અસાર ' પૂછનાર જો એમ પૂછે કે–'સંસાર કેમ અસાર ?' તો એ કહી શકે કે–' બીજી બધી વાતને જતી કરીએ તો પણ, એક વાત એવી છે, કે જે સામાન્ય સમજવાળાને પણ સમજાય એવી છે અને તે એ છે કે–આ સંસારમાં જીવ માત્રને સદા સુખે જીવવાની ઇચ્છા છે અને આ સંસાર એવો છે કે–એમાં કદી પણ કોઈ પણ જીવની એ ઇચ્છા પૂરી થાય એ શક્ય નથી ' એ વખતે કદાચ કોઈ એવો પણ સવાલ કરે કે–' ભલે એ ઇચ્છા પૂરી થતી નથી, પણ કોઈ જ ઇચ્છા પૂરી થતી નથી, એવું તો નથી ને ?' તો એને કહી શકાય કે–' જો સુખે જીવવાની અને સદા જીવવાની ઇચ્છા પૂરી થતી નથી, તો બાકીની થોડી થોડી ઇચ્છાઓ

કદાચ પૂરી થતી પણ હોય, તો પણ તેની શુ કિંમત છે?' જેને જીવવાનો લોભ સુઝવી ગયો હોય, એવા માણસને જો બીજે દિવસે મરવાનુ હોય, તો એને જ્યારે તમે પૂછો કે-' શુ જોઈએ છે?' તો એ શુ કહે? એને તમે સારામા સારી સામગ્રી આપો, તો ય એના હૈયે મરવાની વાત એવી ખટકયા કરતી હોય કે-એને એ સામગ્રીમા રસ ઉપજે નહિ તમે મરવાનુ ભૂલી ગયા છો, માટે જ તમે આજે જે રીતિએ જીવી રહ્યા છો, તેવી રીતિએ જીવી શકો છો તમને જો મરવાનુ બરાબર યાદ હોય, તો તમને સુધારવાને માટે બહુ મહેનત કરવી પડે નહિ સૌ આપોઆપ પરલોકને સુધારવાના વિચારમા અને સુઝે તે મહેનતમા પડી જાય પછી તો તમે અમારા જેવાને શોધતા ફરો અને પૂછ્યા કરો કે-' અમારે અમારા પરલોકને સુધારવાને માટે શું કરવુ જોઈએ?' એમા જો તમને મોક્ષને પરમાદર્શ તરીકે નક્કી કરવાનું કહ્યુ હોય અને એ પરમાદર્શને સિદ્ધ કરવાનો ઉપાય બતાવ્યો હોય, તો પ્રાય એનૂ ઘણુ જ સુન્દર પરિણામ આવે! પણ મરવાનું છે ને બીજે જવાનુ છે, એ યાદ જ કોને છે? ત્યારે તમે મરવાનુ છે એ ભૂલી ગયા, તે સારૂ તો નથી જ થયું ને? આજથી યાદ કર્યા કરવાના કે-મારે મરવાનુ છે અને અહીંથી મરીને મારે બીજે જવાનુ પણ છે?

## ખમી ખાવાનો ખાસ ધર્મ નબળાનો કે બળવાનનો?

જેમ આ વાત યાદ રહેશે, તેમ એ વાત પણ યાદ રહેશે ને કે-' જેવી આપણને સદા જીવવાની ને સુખે જીવવાની ઈચ્છા છે, તેમ સસારના જીવ માત્રની પણ સદા જીવવાની

ને સુખે જીવવાની ઈચ્છા છે!?' નાનામા નાના જીવને પણ ને મોટામા મોટી કોઈ ઈચ્છા હોય, તો તે આ જ ઈચ્છા છે, એ વાત તો સાચી છે ને?

સ૦ હાજી.

છતા તમે નુકશાન કરો તો બીજા ખમી ખાય છે ને? આ કહે છે કે–નબળા છે, માટે ખમી ખાય છે એનો અર્થ તો એ થયો કે–તમે બળવાન છો, માટે નથી ખમી ખાતા! બળવાન હોવા છતા પણ ખમી ખાય તે સારા કહેવાય કે નબળા નબળાઈને અગે ખમી ખાય તે સારા કહેવાય? ખમી ખાવાનો ધર્મ સૌને માટે છે, પણ ખમી ખાવાનો ખાસ ધર્મ બળવાનનો કે નબળાનો?

સ૦ બળવાનનો

સમજી ગટ જાવ છો આનુ તાત્પર્ય એ કે–જે માણસો બળવાન અને કે બળવાન કોટિના હોય, તે તેમને નબળાના હાથે જે નુકશાન થાય તેને ખમી ખાય તો તે લાયક કોટિના ગણાય અને નબળાને નુકશાન કરે તો નાલાયક કોટિના ગણાય આટલી વાતમા તો, વર્તમાનમા ચાલતી હિંસાદિકની ઘણી વાત આવી ગઈ ને? બળનો ઉપયોગ નબળાના રક્ષણ માટે કરવાનો હોય કે નબળાના નાશ માટે કરવાનો હોય?

સ૦ રક્ષણ માટે

જે આવુ સમજતા હોય, તેમને બહુ સમજાવવાનુ હોય નહિ તમારા જેવા સમજુ માણસો તો સાનમા સમજી જાય ને?

<u>સસાર અસાર, માટે સારભૂત સ્થાન મોક્ષ</u>

સસારના સર્વ જીવોને સદા જીવવાની ને સુખે જીવવાની

ઇચ્છા છે, પણ આ સસારમા રહે અને એ ઇચ્છા પૂરી થાય, એવું તો કોઈ પણ જીવને માટે બન્યુ ય નથી, બનતું ય નથી અને બનવાનુ ય નથી, માટે આ સસાર કેવો છે? અસાર. સસાર અસાર હોય, તો આ જગતમા કોઈ સારભૂત ચીજ પણ હોવી જોઈએ કે નહિ?

સ૦ હાય

તો જગતમા સારભૂત ચીજ કયી છે? સસાર તો અસાર છે એમ નક્કી થયું, ત્યારે સારભૂત ચીજ કયી?

સ૦ મોક્ષ

તમારે જાવું છે ત્યા? સસાર અસાર છે, માટે સસારથી સર્વથા છૂટવા રૂપ મોક્ષ એ સારભૂત સ્થાન છે-એમ નક્કી થઈ જાય છે આ વાત તો નક્કી થઈ ગઈ, પણ તમારે સસારને છોડીને સારભૂત સ્થાને પહોચવું છે, એ વાત સાચી છે કે નહિ?

## 'सा विद्या या विमुक्तये।'-એમા શુ સમજો છો?

આમ તો તમે મોક્ષની વાત બહુ કરો છો તમે તો વાત વાતમા બોલો છો ને લખો છો કે-'सा विद्या या विमुक्तये।' વિદ્યા તે કહેવાય, કે જે મુક્તિને માટે થાય, તો એ મુક્તિ એ શું ચીજ છે? હમણા હમણામા તો કૅાલેજોના દ્વાર આદિ ઉપરેય ચીતરેલુ દેખાય છે કે-'सा विद्या या विमुक्तये।' તો 'सा विद्या या विमुक्तये।' એટલે શુ? બધી કૅાલેજોમા શું મુક્તિને આપનારી વિદ્યા અપાય છે? તમે હાલ તમારા બચ્ચાઓને જે શિક્ષણ આપી રહ્યા છો, તે શિક્ષણ મુક્તિને માટેનું છે? હમણા વિદ્યાવિલાસ વધ્યો છે ને? શાથી?

મુક્તિની ઈચ્છા જોરદાર બની છે, એથી ? તમે ' विमुक्तये 'થી શું સમજો છો ? ' विमुक्तये 'નો અર્થ તમે કોઈ જુદો કરતા હો અને હું જુદો કરૂ તો મેળ મળે નહિ, માટે કહો કે- ' विमुक्तये 'નો શો ભાવ છે ? કોઈ વિદ્વાન અગર પ્રોફેસર ઉભા થઈને કહે તો વાંધો નથી જે લોકો ગમે ત્યા ' सा विद्या या विमुक्तये ' એવી વાત કરે છે, તે લોકોનો એવું બોલવા પાછળ શો ભાવ છે, એ મારે જાણી લેવું છે! કે પછી, બીજે જેમ વાણીનો વ્યભિચાર ચાલે છે, તેમ આમા પણ ચાલે છે ? તમે વિચાર તો કરો કે-વિષયવિલાસ આ દિની વૃત્તિઓને ઉત્તેજિત કરનારી જે વિદ્યા, એને માટે એવા વચનનો ઉપયોગ થઈ શકે ખરો ? અને જો કોઈ એવો ઉપયોગ કરે, તો એને વાણીનો વ્યભિચાર જ કહેવાય કે બીજુ કાંઈ કહેવાય ?

મોક્ષના અભિલાષનો ભાન

આપણે તો મોક્ષની વાત કરી રહ્યા છીએ જે રીતિએ આપણે સસારની અસારતાની વાત કરી, તેમા એની સામે કોઈથી દલીલ થઈ શકે તેમ છે ? નહિ ને ? સસાર અસાર છે, એટલે એની પ્રતિપક્ષી જે વસ્તુ હોય, તે સારભૂત હોય અને તેને આપણે મોક્ષ કહીએ છીએ આત્માના સસારનો સર્વથા અન્ત આવી જાય, એનું નામ છે મોક્ષ આજે આત્મા સસારમા છે સસારથી આત્મા સર્વથા છૂટે, એ જ મોક્ષ છે અસાર એવા સસારથી છૂટવું હશે, તો મોક્ષના અદ્વેષથી જ કામ નહિ ચાલે હવે તમને મોક્ષના અભિલાષી બનાવવાની ભાવના છે મોક્ષના અભિલાષી એટલે ? મોક્ષનો અભિલાષ

એટલે ભાવ એ કે-સંસાર નહિ જોઈએ ' શા માટે મારે સંસાર નહિ જોઈએ ? એ માટે કે-મારી સદા જીવવાની અને સુખે જીવવાની જે ઈચ્છા છે, તે સંસારમાં કદી પણ સફળ થવાની નહિ અને મારો મર્યા વિના છૂટકો થવાનો નહિ ! જે સંસારમાં મારી જીવવાની અને સુખે જીવવાની અભિલાષા ફળે નહિ, તે સંસાર ગમે તેવો સારો હોય તો પણ મારે નહિ જોઈએ જ્યાં ગયા પછી દુ ખ તો ન જ હોય, સુખ પણ પૂર્ણ હોય અને મરવાનું પણ ન હોય, ત્યાં મારે જાવું છે !' -આવું તમારા હૈયામાં ઉગે અને તમે બોલો, એવું કરવું છે આ વાતને બહુ સહેલી બનાવીને તમારી પાસે મૂકી છે તમે સમજી તો ગયા ને ? હવે કોઈ પૂછે કે-' ક્યાં જાવું છે અહીંથી ? ' તો તમે શું કહેશો ? કહેશો કે-' જો જઈ શકાય તો અહીંથી મોક્ષે જ જવાની અભિલાષા છે ' મોક્ષે જવાનું નથી હમણાં મોક્ષે જવાને માટે તો ઘણો પુરૂષાર્થ કરવો પડશે પણ એ પુરૂષાર્થ થઇ શકે, એ માટે પહેલાં મોક્ષની અભિલાષાને પ્રગટાવવી પડશે અને મોક્ષની અભિલાષા જોરદાર બને એવું કરવું પડશે

## <u>સંસારસુખના રસને પોષે એવાને ન દેવ મનાય, ન ગુરૂ મનાય કે ન ધર્મ મનાય</u>

એક વાર પણ જો મોક્ષનો અભિલાષ પેદા થઈ જાય, તો ય ઘણું કામ થઇ જાય મોક્ષનો અભિલાષ માત્ર પ્રગટવાથી પણ એટલું તો તમને થશે જ કે-દેવ, ગુરૂ અને ધર્મ એવા જોઈએ, કે જેમની ઉપાસનાથી સંસાર છેદાય અને મોક્ષ મળે અત્યારે મોટે ભાગે એવું ચાલે છે કે-દેવ એવા જોઈએ,

કે જે સસારના સુખની સામગ્રી આપે, ગુરૂ પણ એવા જોઈએ, કે જે આપણા સસારમા ઉપયોગમા આવે, અને ધર્મ પણ એવો જોઈએ, કે જે આપણને દુ ખથી બચાવે અને સસારનુ સુખ આપે! પછી એમ થશે કે—એવા દેવ પણ જોઈતા નથી, એવા ગુરૂ પણ જોઈતા નથી અને એવો ધર્મ પણ જોઈતો નથી ત્યારે કેવા દેવ, કેવા ગુરૂ અને કેવો ધર્મ જોઈએ છે? કાઇ વિશેષ સમજ ન હોય, તો ય કહે કે—સદા સુખે જીવવાના સ્થાને પહોચાડે એવા જ દેવ જોઇએ, એવા જ ગુરૂ જોઈએ અને ધર્મ પણ એવો જ જોઈએ અત્યારે દેવાદિ તરફ કેવી દૃષ્ટિ છે? મોટે ભાગે એવું છે કે—જો પોતાનો સ્વાર્થ સરતો હોય, તો ગમે તેને દેવ, ગમે તેને ગુરૂ અને ગમે તેવાને ધર્મ માનવાને તૈયાર થઇ જાય. એવું શાથી છે? મોક્ષની ઈચ્છા જાગી નથી, એથી જ ને? મોક્ષની ઈચ્છા જાગે, તે પછી એમ બને નહિ મોક્ષની ઈચ્છા જાગે, એટલે માણસ કુદેવાદિને માનનારો ન જ રહે અને સુદેવાદિને માનનારો બની જ જાય, એવું નથી, મોક્ષની ઈચ્છા જાગવા છતા પણ, અજ્ઞાનાદિના કારણે, માણસ કુદેવાદિને માનનારો અને સુદેવાદિને નહિ માનનારો હોય, એ બનવાજોગ છે, પણ મોક્ષની ઈચ્છા જીવને સુદેવાદિને પામવામા બહુ સહાયક બને છે પહેલા તો એટલુ થાય કે—આપણા સંસારસુખના રસને પોષે એવાને તો ન દેવ મનાય, ન ગુરૂ મનાય કે ન ધર્મ મનાય પછી જીવને થાય કે—દેવ, ગુરૂ અને ધર્મ કેવા હોય, તો તેમની ઉપાસનાના યોગે આપણી મોક્ષને પામવાની ઇચ્છા ફલવતી બને? એ રીતિએ એ વિચારે અને શોધ કરવા માંડે, તો ક્રમે કરીને એ સમજી જાય કે—વસ્તુત

દેવ કોને કહેવાય, ગુરૂ કોને કહેવાય અને ધર્મ કોને કહેવાય આમ જીવ માર્ગે આવી જાય, પણ જ્યા મોક્ષની અભિલાષાની જ ખામી હોય, ત્યા થાય શુ ?

**જે કોઈ ઇચ્છે તેને અવશ્ય મળે એવી જો કોઈ ચીજ હોય તો તે એક મોક્ષ જ છે**

તમારે જાવું છે તો મોક્ષમા જ ને ?

સ૦ હમણા મોક્ષ મળે તેમ નથી જ ને ?

પણ પરિણામે તો મળે તેમ છે ને ? ઇચ્છા થાય, એ ઇચ્છાને પૂરી કરવાને માટે મહેનત થાય અને જ્યારે એ મહેનતના પરિણામે જીવ મોક્ષને પામી શકે એટલી હદે પહોચી જાય, ત્યારે મોક્ષ મળશે, પણ ઇચ્છા જ નહિ હોય તો થશે શુ ? શરૂઆત તો ઇચ્છાથી જ કરવાની છે ને ? જેમ આજે જેમને લાખ રૂપીઆ મળે તેમ લાગતુ નથી, તેવાને પણ લાખ રૂપીઆ મળે એવી ઇચ્છા તો છે ને ? અહીં બેઠેલા બધાને બંગલા મળ્યા છે ? ના જેટલાને બગલા નથી, તે બધાયને બગલા મળવાની સભાવના છે ? નહિ છતા બગલાની ઇચ્છા રહે છે ખરી કે નહિ ? એ છે એમ મોક્ષની ઇચ્છા થાય છે ? એટલે ભલે હમણા મરતા વેંત મળવાનો ન હોય, તો પણ તમે જો ઇચ્છો ને મળવાનો હોય, તો તમારે અહીંથી મર્યા બાદ ક્યા જાવુ છે ? કહો કે—જ્યા મરવુ ન પડે ત્યા ! જેને ખરેખર સદા જીવવાની ઇચ્છા છે, તેને અહીંથી મરીને ત્યા જ જવાની ઇચ્છા હોય ને, કે જ્યા ગયા પછી બીજે જવાનું ન હોય ? એવુ કોઈ સ્થાન છે કે નહિ—એની ખબર ન હોય ને એ સ્થાનની ઇચ્છા ન થાય એ વાત જુદી છે,

પણ જો જાણવા મળે કે-એવુ સ્વાન પણ છે, તો તો એવા જ સ્થાને પહોચી જવાની ઈચ્છા થાય ને ? જે કોઈ ઈચ્છે તેને અવશ્ય મળે, એવી જો કોઈ પણ ચીજ હોય, તો તે એક મોક્ષ જ છે બીજી કોઈ ચીજને માટે એવુ નથી કે-એની ઇચ્છા થાય, એટલા માત્રથી જ એ મળશે જ એવી ખાત્રી થઇ જાય, જ્યારે મોક્ષ એ એક એવી ચીજ છે કે-જો એક વાર પણ જીવને મોક્ષને પામવાની ઇચ્છા થઈ જાય, તો એ જીવ કાલાન્તરે પણ મોક્ષને પામ્યા વિના તો રહે જ નહિ

અનેમ્માની એક દૃષ્ટિ

જેની ઈચ્છા એવા સ્થાને પહોચવાની હોય, કે જે સ્થાને ગયા બાદ બીજે જવાનુ ન હોય, તેને દેવનો પણ ખપ પડે, ગુરૂનો પણ ખપ પડે અને ધર્મનો પણ ખપ પડે, કેમ કે-એ ત્રણની પૂજા, સેવા અને ઉપાસના દ્વારા જ એવા સ્થાને પહોચવાને માટે આત્માને લાયક એટલે શુદ્ધ બનાવવાનો છે માટે એ વિચાર પણ કરવો પડશે કે-એવા જીવને દેવ કેવા જોઇએ ?, ગુરૂ કેવા જોઈએ ?, અને ધર્મ કેવો જોઈ એ ? હવે પાછા આપણે યોગની ભૂમિકાઓમા જવુ છે યોગની ત્રીજી ભૂમિકા તરીકે જે ભૂમિકાને આપણે જણાવી હતી, તે ભૂમિકાએ જીવ દેવ, ગુરૂ અને ધર્મના સબધમા વિવેકપૂર્ણ સુનિશ્ચિત મતિવાળો તો હોવો જ જોઈએ અને એવી દેવ-ગુરૂ-ધર્મ સબધી વિવેકપૂર્ણ સુનિશ્ચિત મતિ તેઓમા સભવી શકતી જ નથી, કે જેઓમા મોક્ષનો અભિલાષ ન પ્રગટ્યો હોય મોક્ષનો અભિલાષ પણ તેઓમા જ પ્રગટે છે, કે જેમને સસારથી છૂટવાનું મન થાય સસારથી છૂટવાનુ મન થવાને માટે ' સસાર અસાર છે ' એમ

લાગવું જોઈએ જ્ઞાનિઓએ તો અનેક દૃષ્ટિએ આ સંસારને અસાર કહ્યો છે એમાંથી આપણે તો માત્ર એક જ દૃષ્ટિને લઈને વાત કરી કે-જીવની સદા જીવવાની અને સુખે જીવવાની જે ઈચ્છા છે, તે ઈચ્છા જેમાં કદી પણ પાર પડે એવું નથી, એવો આ સંસાર છે અને એથી પણ આ સંસાર અસાર છે તમને પણ એ વાતનો તો નિશ્ચય થઈ ગયો ને કે-મારી સદા જીવવાની ને સુખે જીવવાની ઈચ્છા આ સંસારમાં પાર પડે તેમ નથી, માટે આ સંસાર અસાર છે ? તમે નિર્ણય કર્યો ને કે-આવા સંસારમાં રહેવામાં સાર નથી, માટે મોક્ષે જવું છે ? તો જેને મોક્ષે જવું હોય, તેને દેવ કેવા જોઈએ ?

સ્વરૂપની વ્યાખ્યાઓનો નિર્ણય કરવો પડશે

તમારે દેવ જોઈએ છે કે નહિ ?

સ૦ જોઈએ જ

શું કરવાને તમારે દેવ જોઈએ છે ? શો ખપ છે તમારે દેવનો ? કોણ તમને દેવ લાગે ? તમારા હૈયામાં દેવ તરીકેનો ભક્તિભાવ કોના ઉપર જાગે ? દેવના સ્વરૂપની થોડીક વાત કરવી છે, માટે આ પ્રશ્ન છે

સ૦ જે આપણું ભલું કરે તે

જે આપણું ભલું કરે તે દેવ, આવી વ્યાખ્યા બાંધી શકાય ? પછી તો એવું થાય કે-જેને લાગે કે અમુકે મારું ભલું કર્યું તેને તે દેવ લાગે, બીજાને નહિ જગતમાં જરૂરીયાતો કેટલી બધી છે ? બસ, જે કોઈ એ જરૂરીયાતને પૂરી કરે તે દેવ, આવું માનશો અને એવા દેવને શોધ્યા કરશો, તો કદી પણ તમે આ જન્મ-મરણની જંજાળમાંથી છૂટી શકશો

ખરા ? એ માટે આપણે પહેલા લક્ષ્ય નક્કી કર્યું ! જે સ્થાને ગયા બાદ કદી પણ બીજે સ્થાને જવુ પડે નહિ, એવા સ્થાને પહોચવુ, એ આપણું લક્ષ્ય છે–એમ નક્કી કર્યું ને ? પછી, સાસારિક ભલાની વાત કરવાની હોય ? આપણું ભલુ કરે એટલે આપણે જ્યા પહોચવાનો નિર્ણય કર્યો છે, ત્યા પહોચવાના ઉપાય બતાવે એ દેવ, એમ કહેવુ હોય તો કહો, પણ વાત એ છે કે–એવા જે દેવ, તે સ્વરૂપે કેવા હોય ? આપણે તો દેવ, ગુરૂ અને ધર્મના સ્વરૂપની વ્યાખ્યાઓ નક્કી કરી લેવી જોઈએ એ વ્યાખ્યાઓ બરાબર નક્કી થઈ જાય, તે પછી આપણે કહી શકીએ કે–આવા સ્વરૂપવાળા જે કોઈ હોય, તે બધા દેવ કહેવાય, અમુક સ્વરૂપવાળા જે કોઇ હોય, તે બધા ગુરૂ કહેવાય, અને અમુક સ્વરૂપવાળો જે કોઇ હોય તે ધર્મ કહેવાય એ બધી વ્યાખ્યાઓનો નિર્ણય, તમે જો બરાબર નહિ વિચારો, તો નહિ કરી શકો

મેળવ્યુ ઘણુ તો ય ભોગવ્યુ કાઈ નહિ અને ગયા !

મ૦ મોક્ષને માટે દરેક સસ્કારી હોય નહિ, એટલે સસ્કારને ઉભો કરવાને માટે દેવસેવા જરૂરી છે

અહીં તો આપણે એ સસ્કારને ઉભો કરી દીધો કહેવાય, કેમ કે–મોક્ષની ઇચ્છાની વાત તો થઈ ગઈ કુહાણુ તો રચાઇ ગયું છે, એટલે હવે તો આગળની વાત કરવી જોઈએ

મ૦ જીવ જગતમાં રહે ત્યાં સુધી એને દેવની ઉપાસનાની જરૂર ખરી

જગતમા તો આપણે બધા જ છીએ જગતમા ફરનારને જ મોક્ષની સાધના કરવાની છે સાધના દ્વારા જેઓ મોક્ષે

પહોચ્યા છે, તેમને તો કશી જ સાધના કરવાની નથી આ પણ બધા જ એક અપેક્ષાએ સસારના પ્રાણી છીએ મોક્ષને નહિ પામેલા જેટલા જીવો, તે બધા ય સસારી ગણાય, કેમ કે-હજુ સસારનુ પરિભ્રમણ ચાલુ છે આપણે સસારમા હોવા છતા પણ, આપણે એટલા ભાગ્યશાલી છીએ કે-સસાર અ સાર છે, એ વાત આપણી કૂટીમાથી ઉઠે છે હવે તો એ વાત છે કે-સસારથી છૂટવાને માટે આપણે કેવા દેવના શરણને સ્વીકારવુ જોઈએ ? જેમને સસાર અસાર નથી લાગતો, તે મની વાત અત્યારે મૂકી દો માણસ જો જરાક ડાહ્યો બની જાય, તો આ સસાર જ એવો છે કે-એને સસાર અસાર લાગ્યા વિના રહે નહિ ગમે તેવા માણસોને પણ આપણે વીલે મોઢે જતા જોયા છે ને ? કઈ કઈ આશાઓને હૈયામા જાળવી રાખેલી ને મનમા કઈ કઈ મહેલાતોને ચણેલી, પણ એમા કાઈ વળ્યુ નહિ અને ચાલતા થવું પડ્યુ જેમણે મેળવ્યુ ઘણું, એ મેળવવાને માટે મહેનત ઘણી કરી, એને સાચવવાને માટે ય મહેનત ઘણી કરી, છતા પણ મેળવ્યુ એ હિસાબે ભોગવ્યુ કાઈ નહિ અને ગયા, એ જાણો છો ? આવી રીતિએ આપણે પણ અત્યાર સુધીમા કેટલીક વાર તજી તજીને ચાલતા થવુ પડ્યુ હશે ?

સ૦ પ્રત્યક્ષ દેખાતુ નથી ને !

જે કાઈ આ ચર્મચક્ષુથી દેખાય નહિ, તે માનવું નહિ -એમ કરવું છે ? પછી તો તમે તમારા મા-આપને પણ મા-બાપ નહિ માની શકો તમે કહો છો એવી રીતિએ તો, આત્માને પણ નહિ મનાય જે આત્માને ને કર્મને માને, તે

એમ પણ માને કે–આપણે પણ અનન્તી વાર મળેલાને તજી તજીને ચાલવુ પડ્યુ છે હજુ કહેવુ હોય તો એમ કહો કે–વર્ત્તમાનના સુખના લોભમા તમે એટલા બધા લુબ્ધ બની ગયા છો કે–તમને પરલોકનો વિચાર તો આવતો નથી, પણ આ લોકમા આવનારા પરિણામ પ્રત્યે ય તમે ઘણી વાર બેદરકાર બની જાવ છો પણ હવે કાઇ એવા બન્યા રહેશો તે ચાલશે ?

## યોગ્યતા જોઈશે

હવે તો યોગની ભૂમિકાએ પહોચવાની વાત છે ને ? ગમે તેવુ દુ ખ વેઠવુ પડે તો ય સદાચારી બનીને સદાચારી બન્યા રહેવું જોઈએ દુ ખ વેઠવું પડે તેની ચિન્તા નહિ, પણ આપણાથી કોઈનુ ય બગડે નહિ તેની ચિન્તા ખરી વડિલ આપણું ભલુ કરે છે કે નહિ–એ જોવાનુ નહિ, પણ શકય એટલી એમની ભક્તિ આપણે કરવાની આવી આવી તો ઘણી વાતો થઈ ગઈ ને ? એના યોગે તમારા હૈયામા યોગ્યતા પ્રગટી કે નહિ ? હૈયાની યોગ્યતાને પ્રગટ કરીને સાભળશો, તો જ રામ ને સીતા વગેરે પાત્રો જેવા હતા તેવા રૂપમા ઓળખાશે રામ કાઈ શક્તિહીન નહોતા કે–કાયર બનીને રાજ્ય મૂકીને ચાલ્યા જાય સીતા એટલી અભણ ન હોતી કે–એ વખતે એ સામે દલીલ કરી શકે નહિ રામની માતા પણ સ્ત્રી હતી, છતા પતિએ શોકયને આપેલા વચન ખાતર દીકરો વનમા જાય છે, તો ય કૈકેયી પ્રત્યે એને દુર્ભાવ નથી આવતો આવી તો ઘણી વાતો કરવાની છે ને ? એ વાતો થાય અને તમે એ પાત્રોના હૈયાના ભાવને પિછાની શકો નહિ, એટલે કહો કે–આવુ તે થાય ? તો પરિણામ

શુ ? અવસર જોગ આપણે પણ એવું કરી શકીએ-એવા આ પણે બનવુ છે, એમ જો તમને થાય, તો જ ઠીક પરિણામ આવ્યુ કહેવાય ને ? માટે યોગ્યતા જોઈએ અને એ યોગ્યતા પ્રગટે એ માટે જ અત્યાર સુધી મહેનત કરી છે

ધર્મ રહેતો ન હોય તો-

વર્ત્તમાન કાળની ઘણી ખરી વાતો તો સન્નિપાત કરાવે એવી છે એમા ' ધમ કઠિન છે '-એમ કહીને માણુસોને ધર્મથી આઘા કરવા નથી આપણે તો એમ કહેવું છે કે-' મારે ધમ જોઈએ છે, મારે ધર્મથી વંચિત રહેવું નથી '-એટલુ જો દિલમા ઉગી જાય, તો દરેકે દરેક સ્થિતિમા માણુસ ધર્મને ઓછે-વધતે અશે પણ જરૂર જાળવી શકે છે માણુસ જેવો માણુસ જો ધર્મને નહિ પચાવે, તો પછી ધમને પચાવશે કોણ ? લોભાદિકને વશ બનીને ધર્મની પ્રવૃત્તિ કરનારા તો ઘણા છે, તમે પણ એવી જ પ્રવૃત્તિઓમા અટવાઈ જાવ એવું કરવું નથી માણુસે એવા બનવુ જોઇએ કે-એક તરફ ગમે તેટલી સાહ્યબી મળતી હોય, તો ય જો ધર્મ ન રહેતો હોય તો કહી દે કે-એ સાહ્યબી નથી જોઈતી પછી છતી આખે આધળા બનવું હોય, છતે કાને બહેરા બનવું હોય ને છતી બુદ્ધિએ બેવકૂફ બનવું હોય, તો ઉપાય નથી બાકી તો, તમારે દેવને પણ પિછાની લેવા પડશે, ગુરૂને પણ પિછાની લેવા પડશે અને ધર્મને પણ પિછાની લેવો પડશે કહો, દેવ તમારે કેવા જોઈએ ?, ગુરૂ તમારે કેવા જોઈએ ? અને ધર્મ તમારે કેવો જોઇએ ? હવે એટલુ તો તમે કહી શકો ને કે-અમારે એવા દેવ નથી જોઈતા, કે જે અમારી સસાર-

સુખની કામનાઓને ઉત્તેજિત કરે, ગુરૂ પણ અમારે એવા નથી જોઈતા, કે જે અમારી જેમ સાસારિક પ્રવૃત્તિઓ કરતા હોય, અને ધર્મ પણ અમારે એવો નથી જોઈતો, કે જે અમને અમે જેવા છીએ તેવા ને તેવા જ રાખે

દેવદર્શનાદિ શા માટે?

આપણી વાત તો એ હતી કે-તમારે દેવનો ખપ તો છે, પણ તમારે દેવનો ખપ શા માટે છે?

સ૦ જેના નામસ્મરણથી પણ, એ કેવા હતા એ યાદ આવે

એટલે જેનું નામ બોલીએ અને જેની આકૃતિનું દર્શન કરીએ, તેના સ્વરૂપનો ખ્યાલ આવે છે, તેમ દેવનુ નામસ્મરણ કરવાથી અને એ તારકની આકૃતિનુ દર્શન કરવાથી, દેવના સ્વરૂપનો ખ્યાલ આવે, એમ ને? દેવના સ્વરૂપનો ખ્યાલ આવે, એટલે આપણને આપણા સ્વરૂપનો પણ ખ્યાલ આવે સાથે સાથે દેવે શું શું કહ્યુ છે, તે ય યાદ આવે એથી સંસાર અસાર લાગે, સસારનો રાગ ખરાબ લાગે અને સસારના સુખો ભૂડા લાગે પછી પોતાના શુદ્ધ સ્વરૂપને પ્રગટાવવાનુ મન થાય એને લઈને, દુખોને વેઠવાની શક્તિ આવે દુખમા આનદ આવે અને સસારના સુખો પણ દુખ રૂપ લાગે સસારથી છૂટવાનુ મન થાય અને એમ થાય કે-આ દેવે કહેલા માર્ગે ચાલીને મારે મારો મોક્ષ સાધવો છે આવી આવી ભાવનાઓ પેદા થાય અને એ ભાવનાઓને વેગ મળે, એ માટે જ દેવદર્શનાદિ કરો છો ને? એટલે આપણે આ સસારથી સર્વથા છૂટી જવું છે એ માટે જ દેવનો ખપ છે ને? એ સિવાયની તો કોઈ ભાવના નથી ને?

દેવતત્ત્વમા ગણાતા આત્માઓ :

આવી ભાવનાવાળાને દેવ કેવા જોઈએ ? એવા જ ને, કે જે સ્વતન્ત્રપણે પણ સર્વથા યથાર્થ એવો જે મોક્ષનો માર્ગ, તેને બતાવનાર હોય ? અથવા તો, એ મોક્ષને પામેલા હોય ! દેવતત્ત્વમા આ બન્ને પ્રકારના પરમાત્માઓ ગણાય અમે પરમાત્મા તરીકે અથવા તો શુદ્ધ દેવ તરીકે કોને માનીએ છીએ, તે જાણો છો ? એવા આત્માઓ, કે જેઓને પરમ શુદ્ધ એવા મોક્ષમાર્ગની પ્રાપ્તિ થઈ, એ મોક્ષમાર્ગની આ રાધના કરવાનો જેમણે ભગીરથ પુરૂષાર્થ કર્યો, મોક્ષમાર્ગની આરાધનાના લીન થતે થતે જેઓને એમ થઈ ગયુ કે– સારા ય જગતના જીવો સુખને ઈચ્છે છે અને પરમ સુખને પમાડે એવો આ મોક્ષમાર્ગ વિદ્યમાન છે, છતા ય જગતના જીવો દુ ખી છે, કારણ કે–આ માર્ગનો એમને રસ નથી ! જો મારામા શક્તિ હોય, તો હુ જગતના સઘળા ય જીવોને આ મોક્ષમાર્ગના રસિક બનાવી દઉ, આ પ્રકારે જગતના સઘ ળા ય જીવોનુ ભલુ ઇચ્છવા દ્વારા જેમણે સર્વોત્તમ કોટિનું પુણ્ય ઉપાર્જ્યું, એ પછીથી, જે ભવમા પોતાને મોક્ષ પામ વાનો છે, ત ભવમા આવીને યથાવસરે જેઓ યોગની પહેલી ભૂમિકાએ પહોચ્યા, યોગની પહેલી ભૂમિકામા અપ્રમત્ત બન્યા રહીને જેમણે પોતાના રાગ-દ્વેષનો સર્વથા ક્ષય કરી નાખ્યો, એમ વીતરાગ બનીને જેમણે પોતાના અનન્ત જ્ઞાનગુણને પણ પ્રગટાવ્યો, એ પછીથી, પહેલા પોતે જે સર્વોત્તમ કોટિનુ પુણ્ય ઉપાર્જ્યું હતુ, તે પુણ્યના વશથી જેમણે સ્વતન્ત્રપણે મોક્ષનો માર્ગ દર્શાવતા ધર્મતીર્થની સ્થાપના કરી, ધર્મતીર્થની સ્થાપના કરીને જેમણે જીવન પર્યન્ત એક માત્ર મોક્ષમાર્ગનો

નવાઈ નહિ સેવા કરે ને સ્વાર્થ સરે નહિ, તો એના મનમા શું શુ આવે અને એથી ખુદ દેવને માટે પણ એ શું શું બોલે, એનો જરા વિચાર તો કરી જુઓ

## દેવ પ્રત્યેનો ભાવ

જે આત્માઓ વાસ્તવિક રીતિએ દેવ તરીકે આપણે માનવા લાયક બનેલાઓ છે, જે આત્માઓ પોતાની સાધનાના બળે પરમ પદને પામેલા છે, તે દેવ, જગત જેવા દેવને માગે છે તેવા દેવ નથી એ દેવને માનવા અને સેવવા હશે, તો હૈયાથી બહુ ઈચ્છા વિનાના બની જવું પડશે 'તું એવો બન્યો છે કે–જેમ જેમ તારી ભક્તિ હુ કરી શકુ છુ, તેમ તેમ મને આનન્દ આવે છે અને તારી ભક્તિથી મારે બીજુ કાઈ જ નથી જોઈતું, પણ તારી ભક્તિ દ્વારા મારે તારા જેવા બનવાની સાધના કરવાનું સામર્થ્ય કેળવવુ છે'–આવો ભાવ દેવ પ્રત્યે કેળવવો પડશે જેને માત્ર મોક્ષ જ જોઈએ છે અને મોક્ષ ન પમાય ત્યા સુધી મોક્ષની સાધનાને માટે જરૂરી અનુકૂળતા જોઈએ છે, આ સિવાયની કોઈ જરૂરીયાત જેને ગમતી નથી, એવા આત્મામા જ આવો ભાવ આવી શકે દેવની ભક્તિ ય આપણે કરવાની અને એ દ્વારા મોક્ષની સાધનાને માટેનુ માનસિક, વાચિક અને કાયિક સામર્થ્ય પણ આપણે કેળવવાનું! આપણે તો, દેવની સર્વથા દોષરહિતતા તથા સર્વગુણસમ્પન્નતા તરફ અને એ તારકોની આજ્ઞાના પાલન તરફ લક્ષ્ય રાખવાનું એના યોગે, દુન્યવી સુખના સાધનો ય ઘણા મળે ને તે ઉત્તમ કોટિના પણ મળે, પણ આપણે એ સાધનો મળે એવી ઇચ્છા પણ કરવી નહિ

## રાગ તો સસારમા સૌના હૈયામા બેઠેલો છે પ્ના મસારમા સુખી કેટલા છો છ?

'દેવ તે, કે જે મારી ભક્તિથી ખુશ થાય અને મારી ભક્તિથી ખુશ થઈને હુ જે મુજબની ઈચ્છા કરૂ તે મુજબનુ એ મને કરી આપે'-આવુ જો તમે માનો, તો તમે દેવને દોષરહિત માન્યા કહેવાય કે દોષસહિત માન્યા કહેવાય? એમ માનીને તમે દેવમા કયા દોષની કલ્પના કરી?

સ૦ રાગની

ત્યારે તમારે પરમાત્માને દોષવાળા માનવા છે? જેનામા રાગ હોય, તેનામા દ્વેષ પણ હોય જ તમે ય રાગી ને દ્વેષી અને તમે જેને પરમાત્મા માનો તેને ય રાગી ને દ્વેષી માનો, પછી કરવાનુ શુ? પરમાત્મા તો એવા જ હોય, કે જેમનામા રાગનો કે દ્વેષનો અશ પણ ન હોય તમારામા રાગ છે? છે જ, તો એનાથી તમને સુખ કેટલુ છે અને દુ ખ કેટલુ છે?

સ૦ રાગ વિના સુખ હોય નહિ

આ ભાઈ કહે છે કે-'રાગ વિના સુખ હોય નહિ' તમે બધા સમ્મત છો આ વાતમા?

સ૦ નહિ.

આ બધા તો ના પાડે છે તમે ય જરા સાવચેત થઈને આ વાતનો વિચાર કરો રાગથી દુ ખ ઘણુ છે કે સુખ ઘણુ છે, તે કહો

સ૦ દુ ખ ઘણુ

જે સ્થિતિ હોય, તમારા અનુભવમા જે સ્થિતિ આવતી હોય, તે જ તમે કહેજો રાગને અગે સુખ કેટલુ? જો રાગ

હતી, માટે એ સારા રાજા હતા–એમ પણ નથી રાજા તરીકે પણ એ સારા એટલા જ માટે બની શકયા હતા કે–એ માણુસ સારા હતા, એમનો આત્મા સારો હતો 'જે ખુરશીએ બેઠેલો હોય તે સારો અને જે નીચે બેઠેલો હોય એ ખરાબ' –એમ નહિ, 'પણ તે જ સારો કે જેનો આત્મા સારો' એ બધા કેવા સારા હતા–એનુ વર્ણન કરવાનું છે, માટે એ કેમ સારા હતા–તેની વાત કરીએ છીએ એ રાગી હતા, માટે સારા નહોતા, પણ રાગ એમને ભૂડો લાગતો હતો અને ત્યાગ એમને સારો લાગતો હતો, માટે એ સારા હતા એમના હૈયે સુદેવ, સુગુરૂ અને સુધર્મ હોઈને, એ રાગી હોવા છતા પણ, વીતરાગ બનવાની કામનાવાળા હતા જેને રાગમા જ સુખ લાગે, તેનામા વીતરાગ બનવાની કામના જન્મે જ શી રીતિએ? અને વીતરાગ બનવાની કામના પેદા થયા વિના, 'દેવ તો વીતરાગ જ હોઈ શકે, ગુરૂ તો વીત રાગ બનવાને માટે વીતરાગે કહ્યા મુજબ સસારને તજીને સયમમય જીવનને જીવનારાઓ જ હોઈ શકે અને ધર્મ તો તે જ કહેવાય કે જે વીતરાગે કહેલો હોય'–આવો નિર્ણય હૈયામા પેદા થાય, એ બને જ શી રીતિએ?

## કયી ચીજ ગમવી જોઇએ?

વસ્તુત તો રાગ જેવુ દુ ખનુ સાધન જ કોઈ નથી અજ્ઞાન એ મહા દુ ખ છે, કારણ કે–રાગમા એ સુખ મનાવે છે, એટલે, રાગ એ તો મહા દુ ખનુ સાધન છે જેમ જેમ રાગ વધારે જોરદાર, તેમ તેમ અજ્ઞાન પણ વધારે ને દુ ખ પણ વધારે એટલે તો, અનન્ત જ્ઞાન, કે જે આત્માનો પોતાનો

ગુણ છે, તે પોતામા રાગનો સર્વથા અભાવ થયા વિના પ્રગટી શકતો જ નથી વિવેકી બનવાને માટે, રાગ ઉપર કાબૂ મેળવવો જોઇએ કયી ચીજ ગમવી જોઇએ અને કયી ચીજ ગમવી જોઇએ નહિ, એની પરિણામદર્શી વિચારણા કરવી જોઇએ હૈયાને એવુ બનાવવુ જોઇએ કે-તે જ ચીજ ખરેખર ગમે, કે જે ચીજ સાચે જ સુખ આપનારી હોય આજે દુનિયાના જીવોના ઘણા મોટા ભાગને એવી એવી ચીજો જ ગમે છે, કે જેને લઈને પ્રાય રોઈ રોઈને જીંદગી પૂરી કરવી પડે આજે ચોમેર દુ ખનો ધુમાટ છે તમે વિચાર્યું છે કે-આખી દુનિયા દુ ખી કેમ છે? પૈસો નથી માટે કે પૈસાનો રાગ છે માટે? ભોગસામગ્રી નથી માટે કે ભોગસામગ્રીનો રાગ છે માટે? રાગ તો સૌમા છે સૌમા રાગ હોવા છતા પણ, એ બધા સુખી કેમ નથી? પૈસો, ભોગસામગ્રી, એ વગેરે પાસે હોય કે ન હોય, પણ જેમ એનો રાગ વધારે તેમ દુ ખ વધારે અને જેમ એનો રાગ ઓછો તેમ સુખ વધારે અનુકૂળતા મળ્યે રાગથી આનન્દ અનુભવાય, પણ એ આનન્દની સાથે જે ઘણુ દુ ખ અનુભવાય છે, તેને કેમ ભૂલી જવાય? કારણ તો તે કહેવાય, કે જે સામગ્રી મળ્યે કાર્ય અવશ્ય કરે

જેમ રાગ ઘટે તેમ સુખ વધારે

સ૦ દુ ખના તો અનેક કારણો છે

કયા કયા?

સ૦ સંતોષ નથી

સંતોષ નથી-એ દુ ખનુ કારણ છે એમ માન્યુ, પણ સંતોષ કેમ નથી?—એનો વિચાર્ય કરવો પડશે ને? લક્ષ્મીનો

અધિક રાગ છે, માટે સતોષ નથી ને ? ‘જેનામાં સતોષ હોય તે સુખી અને જેનામા સતોષ ન હોય તે દુખી’–આ વાતને કબૂલ કરવાના યોગે, તમે એ વાત પણ કબૂલ કરી જ લીધી કે–રાગ જેટલા પ્રમાણમા ઘટ્યો, તેટલા પ્રમાણમા સુખનો અનુભવ થયો રાગ ઘટવાથી દુખ ઘટે છે અને સુખ નિપજે છે, એ સૂચવે છે કે–રાગનો જો સર્વથા અભાવ થઈ જાય, તો એના પરિણામે દુઃખનો સર્વથા અભાવ થઈ જાય અને સુખ પૂરેપૂરૂ અનુભવી શકાય

<u>થાય છે માટે જરૂરી ન મનાય</u>

૨૦ રાગ આવશ્યક છે રાગ થયા વિના રહેતો નથી અને રાગ થાય છે માટે સુખનો અનુભવ થાય છે

રાગ થાય છે માટે રાગ જરૂરી છે–એમ જો માનતા હો, તો તેમા ભૂલ થાય છે થાય છે માટે જરૂરી છે–એમ જો માનશો, તો તમારે ક્રોધ પેદા થાય છે માટે ક્રોધને જરૂરી માનવો પડશે, માન પેદા થાય છે માટે ગર્વને જરૂરી માનવો પડશે, માયા પેદા થાય છે માટે ફૂડકપટ આદિને જરૂરી માનવા પડશે અને લોભ પેદા થાય છે માટે લોભને જરૂરી માનવો પડશે આત્મા અત્યારે એવી સ્થિતિમા છે કે–દોષો પેદા થયા કરે છે કામ–ક્રોધ આદિ થાય છે, એટલે એને જરૂરી માનશો ? રાગના યોગે સુખનો જે અનુભવ થાય છે, તેમા મુખ્ય કારણ તો અજ્ઞાન છે રાગ અને દ્વેષ આદિ તો દુખના જ કારણો છે તમને જેના ઉપર રાગ હોય, તેને અગે તમે શાન્તિથી વિચાર કરો કે–એ રાગે તમને ક્યારે ક્યારે અને કેટલુ કેટલુ સુખ ઉપજાવ્યુ તથા ક્યારે ક્યારે

અને કેટલુ કેટલુ દુ ખ ઉપજાવ્યુ ? તમને લાગશે કે-એ રાગે સુખ કરતા દુ ખ જ વધારે વાર અને વધારે પ્રમાણુમા ઉપજાવ્યું છે તેમ જ, એમા જે સુખ ઉપજાવ્યાનું લાગે છે, તે પણુ અમુક કાળને માટે દુ ખ શમ્યુ એમ લાગે છે, ઇચ્છા-તૃષ્ણાદિનું દુ ખ ગયુ એમ લાગે છે, એથી એવો અનુભવ થયાનુ લાગે છે વાસ્તવિક રીતિએ રાગ સુખ ઉપજાવે છે, એવું છે જ નહિ

અમારો ધધો

> પ્ર૦ બનાને જન્મથી રાગ હોય છે રાગ હોય છે માટે સસા રમાં રહેવુ ગમે છે રાગ ન હોય તો ફકીર બની જવુ પડે માત્ર અતિ રાગ ન જોઈએ

તમે એક વાત બહુ સારી કહી રાગ જો સુખનું કારણુ હોય, તો અતિ રાગ મહાસુખનું કારણુ બનવો જોઈએ, જ્યારે તમે તો 'અતિ રાગ ન જોઇએ '-એમ કહીને 'અતિ રાગ દુ ખનું કારણુ છે -એ વાતને સ્વીકારી લીધી રાગને તજવો જોઈએ, પણુ જેમનાથી રાગને તજી શકાતો નથી, તેમણે ય રાગ જોરદાર બની જાય નહિ-તેની કાળજી રાખવી જોઇએ તમે કહ્યું કે-' રાગ હોય છે માટે સસારમા રહેવું ગમે છે, રાગ ન હોય તો ફકીર બની જવું પડે ' તો સસારના રાગને છોડીને માણુસ સાધુ બની જાય, એમા ખોટું શું છે ? સસારના રાગને છોડવાની અને સાધુ બનવાની ભાવના પ્રગટે-એવો ઉપદેશ આપવો અને લાયક આત્માઓ સાધુ બનવાને માટે આવે તો તેમને સાધુ બનાવવા, એ તો અમારો ધધો છે

સાધુ બનનારા મા-બાપ

સ૦ જે માતાને કે પિતાને પોતાના બાળક પ્રત્યે રાગ નથી,
તે ફકીર થશે તો ફકીર થઈને પણ તે ઉકાળશે શું ?

પોતપોતાના દીકરા-દીકરી ઉપર જેઓ રાગ રાખીને સસારમા બેઠા છે, તેઓ તેમના દીકરા-દીકરીનું અને બીજા એનુ પણ શું ઉકાળે છે, તે તમે કહી શકશો ? જગતમા સતાનના રાગી બનેલા મા-બાપો શુ શુ કરે છે, તે અજાણ્યુ નથી પોતાના સતાનના ભલાના હેતુથી તેઓ બીજા કેટકેટલાનું ભૂડુ કરીને રાજી થાય છે ? અને પોતાના સતાનના ભલાના આશયમા પણ પોતાના ભલાનો કેવો ભાવ હોય છે ? રાગવાળા પણ મા-બાપને, સતાન ઉપર રાગ ક્યા સુધી રહે છે ? અને સતાનોની સાથે જ્યારે ફાવતું ન આવે, ત્યારે એના એ મા-બાપ સતાનોને માટે શું શુ કહે છે અને શુ શું કરે છે ? આ બધી બાબતોનો તમારે અભ્યાસ કરવો પડશે. સાધુ બનનારા મા-બાપ તો, પોતાના સતાનો સમક્ષ પણ એક સુદર આદર્શ ખડો કરે છે 'તમારાથી જ્યારે બની શકે ત્યારે તમે પણ અમારી જેમ સસારને તજીને સયમમય જીવનને જીવનારા સાધુ બનજો અને જ્યા સુધી તમારાથી સાધુ બની શકાય નહિ, ત્યા સુધી પણ તમે સસારમા એવી રીતિએ જીવજો કે જેથી સાધુતા સુલભ બને '-એવી પ્રેરણા, તેઓ પોતાના આચરણ માત્રથી પણ આપે છે વળી, સાધુ થઈને તેઓ બીજાઓને પણ એ જ બોધપાઠ આપે છે અને હિંસાદિક પાપોને તજીને જીવે છે 'સંતાન ઉપરના રાગવાળો સાધુ બને નહિ, અને સતાન ઉપર જેને રાગ ન હોય, તે સાધુ બને તો ય સાધુ બનીને કાંઇ ઉકાળે નહિ '-આમ

માનવુ, એનો અર્થ તો એ છે કે–સાધુતા ગમતી નથી

## આત્માને ઉચે ચઢાવવો એટલે ?

સસાર, એ કેવુ સ્થાન છે અને એમા જે સુખ જણાય છે તે પણ કેવું છે, એની ચર્ચા આપણે કરી આવ્યા છીએ આપણે તો, એવા સુખને મેળવવાના ઉપાયની વિચારણા ચલાવી રહ્યા છીએ, કે જે સુખમા દુ ખનો એક અશ માત્રેય ન હોય, જે સુખ પરિપૂર્ણ હોય અને જે સુખ કદી પણ અલ્પપણાને કે ક્ષીણપણાને પામવાનુ ન હોય આવા સુખને પામવાને માટે, કેવા દેવના, કેવા ગુરૂના અને કેવા ધર્મના ઉપાસક બનવું જોઈએ, એ વાત છે

સ૦ આત્માને જે ઉચો ચગાવે, તેને સુખનો ઉપાય કહેવાય.

આત્માને ઉંચો કોણ ચઢાવે ?

સ૦ સત્કર્મો

તો સત્કર્મો કોને કહેવાય, એ પણ સમજવું જોઈએ ને ?

સ૦ જે કર્મો આત્માને ઉચો ચગાવવાને માટે કરવા પડે તેવા હોય, તેવા કર્મોને સત્કર્મ કહેવાય

એટલે તે તે કર્મોને કરતા, સસારના સુખની તો કોઈ આશસા જ નહિ ને ? કેવળ આત્માને જ ઉંચો ચઢાવવાનો આશય ને ? આત્માને ઉંચો ચઢાવવો, એનો અર્થ એ છે કે–આત્માને શુદ્ધ બનાવવો અને આત્મા પૂરેપૂરો શુદ્ધ બને એટલે એ મોક્ષને પામ્યો એમ કહેવાય આત્માને પોતાની પરિપૂર્ણ શુદ્ધાવસ્થાની પ્રાપ્તિ અથવા આત્માના પોતાના સ્વભાવનુ સપૂર્ણ પ્રકટીકરણ, એ જ મોક્ષ છે આત્મા અશુદ્ધતા માત્રથી છૂટે, અશુદ્ધતાના કારણ માત્રથી છૂટે, કદી પણ અશુદ્ધ બને નહિ

પિછાનમા પણ અન્તરાય ખડો કરે છે પેલો સ્વાર્થ તો એવો છે, કે જે વાસ્તવિક રીતિએ પરમાર્થમય છે

<u>ખેડુત ખેતી શા માટે કરે છે?</u>

સ૦ ખેડુત જે ખેતી કરે છે, તેથી તેને પરમાર્થ ઘણો થાય છે, માટે તેને પાપ લાગે નહિ ને?

ખેડુત ખેતી કરે છે, તે દુન્યવી સ્વાર્થ માટે કરે છે કે પરમાર્થ માટે કરે છે? અને ખેતીમા જે હિંસા થાય છે, તેનો પણ વિચાર કરવાનો છે કે નહિ? આત્મિક સ્વાર્થ હિંસાદિક કરાવનારો નથી, પણ હિંસાદિકથી બચાવનારો છે

સ૦ ખેડુત ખેતી કરે છે, તેમાં જે હિંસાદિક થાય છે, તેથી તેને પાપ તો લાગે, એ વાત કબૂલ છે, પણ ખેડુતના પકવેલા અનાજને જે ખાય, તેને પણ પાપ લાગે કે નહિ?

કોઈ પણ પ્રકારે, કોઈ પણ પાપક્રિયામા કરવા, કરાવવા ને અનુમોદવામાથી જેનો જેટલે અશે હિસ્સો હોય કે ત્યાગ નહિ કરવા અગે રહેલો હોય, તેને તેટલે અશે પાપ લાગે

સ૦ એ પાપ અનિવાર્ય છે

અનિવાર્ય છે એવું નથી વિવેકી અને સત્ત્વશીલ જીવ ત્યાગ દ્વારા એ પાપથી બચી પણ શકે છે બીજી વાત એ પણ છે કે-કોઈ પણ પાપની વાત લો તે જેને માટે અનિવાર્ય પણ હોય, તેને ય તે કરવાથી અનિવાર્ય હોવાના જ કારણે પાપ લાગે નહિ, એવુ કહી શકાય નહિ

સ૦ ખેડુત જો એવો વિચાર કરે કે-મને પાપ લાગે છે માટે મારે અનાજને પકવવુ નહિ અને એવો વિચાર કરીને ખેડુત જો અનાજને પકવે નહિ તો દુનિયા જીવે શી રીતિએ? ખેડુત અનાજ પકવે છે માટે દુનિયા જીવે છે, એટલે તો ખેડુત જગતનો તાત કહેવાય છે

હિંસા, અસત્ય, ચોરી એ વગેરે પાપ છે-એ વાત તો લગભગ બધા જાણે છે ને ? પૂછો તો એમ હા પણ કહે છે ને ? છતા, હિંસાદિકનો ત્યાગ કરનારા કેટલા ? 'બધા હિંસાદિને તજી દે, તો દુનિયાનુ શું થાય ?'-એમ પૂછવું, એ તે કાંઈ પ્રશ્ન છે ? એવો વિચાર કરીને હિંસાદિના ત્યાગનો ઉપદેશ બધ કરી દેવો, એ શું યોગ્ય છે ? ખેતી કરનારને લાગી જાય કે-મને આમા ઘણું પાપ લાગે છે, માટે મારે ખેતી નથી કરવી, તો એમ કરનારને કોઈ અટકાવી શકે ખરૂં ? એવા કોઈ કોઈ નીકળે, એટલે દુનિયામા ખેતી થતી અટકી જવાની છે ? જેઓ ખેતી કરે છે, તે પોતાને માટે, પોતાના દુન્યવી સ્વાર્થને માટે કરે છે કે બીજાઓને જીવાડવાને માટે કરે છે ? કોઈ પણ ક્રિયા, કોઈ પણ જીવ, પોતાના દુન્યવી સ્વાર્થને માટે કરતો હોય, પરન્તુ એ ક્રિયાને અગે કોઇકને લાભ થઈ જતો હોય, તો એ લાભને નામે એને પુણ્ય થાય છે-એમ માનવામા આવે, તો ત્યા ભૂલ થાય છે વર્તમાનનુ ઘણું સાહિત્ય આવી અનેક ખોટી માન્યતાઓને જન્માવનારૂ અને પુષ્ટ કરનારૂં છે 'જગતનો તાત' કોને કહેવાય, એ વાતનો ખૂબ શાન્તિથી વિવેકપૂર્વક વિચાર કરવા જેવો છે માત્ર ખેડુતની મહેનત જ બીજાઓના ઉપયોગમા આવે છે અને બીજા કોઇની પણ મહેનત બીજાઓના ઉપયોગમા નથી આવતી, એવુ તમે પૂરવાર કરી શકશો ખરા ? તમારા વિચાર મુજબ તો, કોઇ પણ વેપારી ય કહી શકશે કે-'હું પેઢી કેમ ચલાવુ છુ, તે જાણો છો ? બીજાઓને જોઈતો માલ સહેલાઇથી મળી શકે, એ માટે હુ પેઢી ચલાવુ છુ' એવું કહેનાર વેપારીને તમે શું કહેશો ? જગતમા કયો ધધો એવો છે, કે જેમા

પિછાનમા પણ અન્તરાય ખડો કરે છે પેલો સ્વાર્થ તો એવો છે, કે જે વાસ્તવિક રીતિએ પરમાર્થમય છે

ખેડુત ખેતી શા માટે કરે છે?

સ૦ ખેડુત જે ખેતી કરે છે, તેથી તેને પરમાર્થ ઘણો થાય છે, માટે તેને પાપ લાગે નહિ ને?

ખેડુત ખેતી કરે છે, તે દુન્યવી સ્વાર્થ માટે કરે છે કે પરમાર્થ માટે કરે છે? અને ખેતીમા જે હિંસા થાય છે, તેનો પણ વિચાર કરવાનો કે નહિ? આત્મિક સ્વાર્થ હિંસાદિક કરાવનારો નથી, પણ હિંસાદિકથી બચાવનારો છે

સ૦ ખેડુત ખેતી કરે છે, તેમાં જે હિસાદિક થાય છે, તેથી તેને પાપ તો લાગે એ વાત કબૂલ છે, પણ ખેડુતના પકવેલા અનાજને જે ખાય, તેને પણ પાપ લાગે કે નહિ?

કોઈ પણ પ્રકારે, કોઈ પણ પાપક્રિયામા કરવા, કરાવવા ને અનુમોદવામાથી જેનો જેટલે અશે હિસ્સો હોય કે ત્યાગ નહિ કરવા અગે રહેતો હોય, તેને તેટલે અશે પાપ લાગે

સ૦ એ પાપ અનિવાર્ય છે

અનિવાર્ય છે એવુ નથી વિવેકી અને સત્ત્વશીલ જીવ ત્યાગ દ્વારા એ પાપથી બચી પણ શકે છે બીજી વાત એ પણ છે કે-કોઈ પણ પાપની વાત લો તે જેને માટે અનિવાર્ય પણ હોય, તેને ય તે કરવાથી અનિવાર્ય હોવાના જ કારણે પાપ લાગે નહિ, એવુ કહી શકાય નહિ

સ૦ ખેડુત જો એવો વિચાર કરે કે-મને પાપ લાગે છે માટે મારે અનાજને પકવવુ નહિ અને એવો વિચાર કરીને ખેડુત જો અનાજને પકવે નહિ તો દુનિયા જીવે શી રીતિએ? ખેડુત અનાજ પકવે છે માટે દુનિયા જીવે છે, એટલે તો ખેડુત જગતનો તાત કહેવાય છે

હિંસા, અસત્ય, ચોરી એ વગેરે પાપ છે–એ વાત તો લગભગ બધા જાણે છે ને ? પૂછો તો એમા હા પણ કહે છે ને ? છતા, હિંસાદિકનો ત્યાગ કરનારા કેટલા ? 'બધા હિંસાદિને તજી દે, તો દુનિયાનુ શું થાય ?'–એમ પૂછવું, એ તે કોઈ પ્રશ્ન છે ? એવો વિચાર કરીને હિંસાદિના ત્યાગનો ઉપદેશ બંધ કરી દેવો, એ શું યોગ્ય છે ? ખેતી કરનારને લાગી જાય કે–મને આમા ઘણું પાપ લાગે છે, માટે મારે ખેતી નથી કરવી, તો એમ કરનારને કોઈ અટકાવી શકે ખરૂ ? એવા કોઈ કોઈ નીકળે, એટલે દુનિયામા ખેતી થતી અટકી જવાની છે ? જેઓ ખેતી કરે છે, તે પોતાને માટે, પોતાના દુન્યવી સ્વાર્થને માટે કરે છે કે બીજાઓને જીવાડવાને માટે કરે છે ? કોઈ પણ ક્રિયા, કોઈ પણ જીવ, પોતાના દુન્યવી સ્વાર્થને માટે કરતો હોય, પરન્તુ એ ક્રિયાને અંગે કોઇકને લાભ થઈ જતો હોય, તો એ લાભને નામે એને પુણ્ય થાય છે–એમ માનવામા આવે, તો ત્યા ભૂલ થાય છે વર્તમાનનુ ઘણુ સાહિત્ય આવી અનેક ખોટી માન્યતાઓને જન્માવનારૂં અને પુષ્ટ કરનારૂ છે ' જગતનો તાત ' કોને કહેવાય, એ વાતનો ખૂબ શાન્તિથી વિવેકપૂર્વક વિચાર કરવા જેવો છે માત્ર એ ફુતની મહેનત જ બીજાઓના ઉપયોગમા આવે છે અને બીજા કોઇની પણ મહેનત બીજાઓના ઉપયોગમા નથી આવતી, એવુ તમે પૂરવાર કરી શકશો ખરા ? તમારા વિચાર મુજબ તો, કોઇ પણ વેપારી ય કહી શકશે કે–' હુ પેઢી કેમ ચલાવુ છુ, તે જાણો છો ? બીજાઓને જોઈતો માલ સહેલાઇથી મળી શકે, એ માટે હુ પેઢી ચલાવુ છુ ' એવું કહેનાર વેપારીને તમે શું કહેશો ? જગતમા કયો ધંધો એવો છે, કે જેમા

તમે કહો છો એવા પ્રકારે કોઇની ને કોઈનો ઉપકાર બતાવી શકાય નહિ ? તમે જો આ તમારી રીતિએ વિચારશો, તો તમારે લગભગ બધાને પરોપકારી માનવા પડશે. જગતમા ઉપકાર કરનારા કેટલા ? તો તમારે કહેવું પડશે કે–લગભગ બધા આજે જે કાળા બજારની ખૂબ ટીકા અને નિન્દા થઈ રહી છે, તેને કરનારાઓ ય કહી શકશે કે–' અમે પણ આમા પરોપકાર કરીએ છીએ જે માલ સીધી રીતિએ જેને જોઈતો હોય તેને મળતો નથી, તે માલ અમે ગમે ત્યાથી અને ગમે તેમ કરીને લાવીએ છીએ અને જેને જોઈએ તેને પૂરો પાડીએ છીએ જો અમારા જેવા વેપારીઓ ન હોય, તો ઘણી જરૂરવાળાઓને, તેઓ ગમે તેટલુ નાણુ ખર્ચવાને તૈયાર હોય તો પણ, તેમને જોઈતો માલ મળે નહિ, માટે અમે પણ આ ધધો કરીને એ લોકો ઉપર ઉપકાર કરીએ છીએ '

વધારે ઉપકારી કોણ ?

સ૰ ખેડુત જો પોતાના સ્વાર્થની ભાવનાની સાથે પરમાર્થની ભાવના રાખતો હોય, તો તેથી તેને બીજા કરતા વધારે લાભ થાય કે નહિ ?

પરમાર્થ કોને કહેવાય અને પરમાર્થ કેમ સધાય, એ જાણવાને માટે પણ યોગ્ય નિશ્રામા અભ્યાસ કરવો જોઈએ બાકી તો, સામાન્ય રીતિએ એમ કહી શકાય કે–એક માણસ કે જે જગતમા બેઠેલો છે અને સયોગવશ જેને સ્વાર્થની પ્રવૃત્તિઓ કરવી પડે છે, તે જેટલે અશે નિ સ્વાર્થભાવ કેળવે, પરોપકારભાવ કેળવે, રાગાદિ ઓછા કરે, તેટલા પ્રમાણમા તે પાપનો ભાગીદાર ઓછો થાય અને જેટલા પ્રમાણમાં

સારી વિચારણા અને સારી આચરણા હોય, તેટલા પ્રમાણમા લાભ થાય જેના રાગાદિ જોરદાર હોય, તે પાપનો ભાગી દાર વધારે થાય સાચો લાભ તો, વિવેકથી જે થાય તેમા છે અને વિવેકપૂર્વક જે હિંસાત્યાગાદિ થાય તેમા છે પરો પકારના ભાવથી પણ જે હિંસાદિકમા પ્રવૃત્ત બન્યો રહે, તેના ભાવને સારો કહેતા પહેલા, તેનામા ભારે અજ્ઞાન છે-એ વાતને કહ્યા વિના ચાલે નહિ, અને જો આમો સમજે તેવો હોય, તો તેને સમજાવવુ જોઈએ કે-જો આટલો પરોપકારભાવ જ્ઞાનપૂર્વક-વિવેકપૂર્વકનો હોય, તો તુ હિંસાદિકના પાપોથી બચવાની સાથે પોતાના ભાવથી ઘણા સુન્દર ફ્લને પામ્યા વિના રહે નહિ તેવા પ્રકારના જ્ઞાન સિવાય કોને માટે વ્ય ક્તિગત એમ કહી શકાય કે-આને ઓછો લાભ અને આને વધુ લાભ ? જે સ્થિતિમા માણસ બેઠો હોય, તે સ્થિતિને અનુરૂપ વર્તવા છતા પણ માણસ જેટલો વિવેક કેળવે, નિ સ્વાર્થ ભાવ કેળવે, પરોપકારવૃત્તિ કેળવે, તેટલો તેને લાભ થાય બાકી તો, ભિન્ન ભિન્ન દૃષ્ટિએ કોઈ કહેશે કે-ખેડૂત વધારે ઉપકારી છે, અને કોઈ કહેશે કે-વેપારી વધારે ઉપકારી છે, કોઇ કહેશે કે-શેઠ વધારે ઉપકારી છે અને કોઈ કહેશે કે-નોકર વધારે ઉપકારી છે, કોઈ કહેશે કે-મજુર વધારે ઉપ-કારી છે અને કોઈ કહેશે કે-મીલમાલિક વધારે ઉપકારી છે, જ્યારે કોઈ કહેશે કે-સરકાર વધારે ઉપકારી છે અને કોઈ કહેશે કે-પ્રજા વધારે ઉપકારી છે એમા મનોવૃત્તિ ઉપર ઘણો આધાર રહે છે એટલે, માણસે પોતે કાર્ય અને અકાર્યનો નિર્ણય કરવાને માટે પ્રયત્નશીલ બનવુ જોઈએ હૈયાના જે સારા હોય, અને વિશેષે કરીને નિ સ્વાર્થવૃત્તિવાળા હોય, તેમને

દેવ-ગુરૂ-ધર્મ પ્રધાનપણે જરૂરી છે એમ જે લાગતું નથી, તે ય ખોટુ છે દેવાદિ, કે જે અત્યારે બહુ જરૂરી લાગતા નથી, તે જ પ્રધાનપણે જરૂરી લાગવા જોઈએ આવી સ્થિતિ આવ્યા વિના, મહાપુરૂષોની જે વાત કરી છે તે સારી રીતિએ નહિ સમજી શકાય જન્મ્યા છીએ એટલે અહીં જીવાય ત્યા સુધી અહીં જીવવાનું અને જીવવાને માટે અનેક સાધનોની જરૂર પણ પડે, પણ નજર કયી તરફ જોઈએ? ખરેખરી જરૂર દેવ-ગુરૂ-ધર્મની લાગે, તો કામ થઇ જાય અગીઆર રવિવારો સુધી સાભળનારા તો તરત જ જવાબ દે ને? બીજા સાધનોની જીવવા પૂરતી જરૂર ભલે લાગે છે, પણ આત્માને માટે ખરેખરી જરૂર તો દેવ-ગુરૂ-ધર્મની લાગે છે, એમ તમારે કહેવું જોઈએ કહો, ખરેખરી જરૂર તમને આ જીવનમા કોની લાગે છે?

સ૦ આત્માને ઉચે ચઢાવે તેવા ધર્મની!

બધાની પાસેથી આવો જવાબ મળવો જોઇએ 'પૈસા વગેરેને માટે અમને દેવાદિનો ખપ છે-એવું છે જ નહિ' -એમ બધા કહે અને સાથે સાથે કહે કે-'અમારે મોક્ષ જોઇએ છે, માટે અમને દેવાદિનો ખપ છે' તો સુદેવાદિના સ્વરૂપની વાત પણ બહુ સહેલાઈથી કરી શકાય

મ૦ કોઈ પણ દેવ ઐહિક સુખ આપે છે, તે માની લીધેન માન્યના ?

દેવની સેવાના કારણે બંધાએલા શુભ કર્મના ઉદયથી ઐહિક સુખની અથવા તો પૌદ્ગલિક એવા પારલૌકિક સુખની પ્રાપ્તિ ન જ થાય એમ નહિ, પરન્તુ આપણે તો અત્યારે સુદેવાદિના 'આરાધન માટે આપણું લક્ષ્ય કયુ હોવું જોઈએ,

એની વાત કરી રહ્યા છીએ તમને કેવા દેવનો ખપ છે? જેની સેવાથી માત્ર દુન્યવી સુખ મળે એવા દેવનો કે એથી આગળ કોઇ વાત છે? આપણે તો મોક્ષ જોઈએ છે ને? જો હા, તો દેવ કેવા જોઈએ?

સ૦ જે દેવ મોક્ષ આપે તે જ દેવ કહેવાય.

દેવની સેવાથી મોક્ષ મળે એ જ ઇચ્છા છે અને એથી એવા જ દેવનો ખપ છે, કે જે દેવની સેવાથી, જે દેવના નામસ્મરણાદિથી, જે દેવની આજ્ઞાના પાલનથી એટલે કે જે દેવે બતાવેલા માર્ગે ચાલવાથી મોક્ષને પામી શકાય, એમ જ ને? હવે હૈયુ ઐહિક સુખમા રાચે એ પસંદ નથી અને પૌદ્‌ગલિક સુખની પ્રાપ્તિ એ પરમ લક્ષ્ય નથી, પણ મોક્ષ એ જ પરમ લક્ષ્ય છે, એવું ખરૂ ને? દેવ તે કહેવાય કે જે મોક્ષ આપે-આવું કહીને, કહેવાનો આશય તો એ છે ને કે-હવે મોક્ષને મેળવવો છે, માટે મોક્ષ આપે એવા દેવનો જ અમને ખપ છે? એમા પણ સમજવા જેવું છે જે દેવે બતાવેલા માર્ગે ચાલવાથી મોક્ષ મળે, તે દેવને મોક્ષદાતા કહી શકાય, પણ એ વાતેય ખ્યાલમા રહેવી જોઈએ કે-દરેક આત્માએ પોતાનો મોક્ષ પોતે જ સાધવાનો છે એ કોઈની પણ મહેરબાનીથી મળનારી ચીજ નથી મોક્ષ તો આત્મા પોતાના સત્પુરૂષાર્થથી જ સાધે છે

### પ્રધાનપણે જરૂર કોની લાગી છે?

આપણે આપણા મોક્ષને આપણા પોતાના જ સત્પુરૂષાર્થથી સાધવાનો છે અને આપણે એ સત્પુરૂષાર્થને જાણી તથા સેવી શકીએ, એ માટે દેવ-ગુરૂ-ધર્મના આલમ્બનની

મ૦ જરૂર

તો આપણે બધા આપણા આત્મિક સુખને ભોગવી નથી શકતા, એટલા રોગી છીએ ખરા ? આપણે સદા સંપૂર્ણ શાન્તિથી જીવી શકીએ નહિ—એવા રોગી હાલમાં તો છીએ ને ?

સ૦ હાજી

નીરોગી થવાની ઈચ્છા ખરી ?

સ૦ હાજી

નીરોગી થવું હોય તો રોગને જાણવો, રોગને કાઢવાના ઉપાયને જાણવો, રોગને કાઢવાના ઉપાયને આદરવો, એ વગેરે જરૂરી ખરૂં ને ? માટે એ વિચારો કે–કયો રોગ એવો વળગ્યો છે, કે જે રોગના કારણે સદા સંપૂર્ણ શાન્તિથી જીવી શકાતું નથી ?

મ૦ પ્રાણ ને પ્રકૃતિ સાથે હોય પ્રાણ જાય ત્યારે પ્રકૃતિ જાય અને પ્રકૃતિ જાય ત્યારે રોગ જાય

એ તો સ્વભાવ-વિભાવને નહિ સમજનારાની વાત છે ક્રોધી ક્ષમાવાન ન જ બની શકે, એવું નથી, માની નમ્ર ન જ બની શકે, એવુ નથી, માયાવી સરલ ન જ બની શકે, એવુ નથી, અને લોભી નિ સ્પૃહ ન જ બની શકે, એવુ પણ નથી જો યોગ્ય અને જરૂરી પ્રયત્ન કરવામાં આવે, તો ક્રોધી, માની, માયાવી અને લોભી ક્ષમાવાન, નમ્ર, સરલ અને નિ સ્પૃહ જરૂર બની શકે છે તમે કહો છો એવુ માનવાથી તો, સુધારાની વાતને અને સુધારાની પ્રવૃત્તિને અવકાશ જ નહિ રહે. આપણે તો, પહેલા રોગનો નિર્ણય કરવો છે વિવેકને પામવાને માટેની પ્રાથમિક લાયકાતની વાત થઈ ગઈ ગુરૂ–દેવાદિના પૂજન રૂપ ગુણ, સામાન્ય કોટિના સદાચારો રૂપ ગુણ, પાપનો ધ્વસ કરનાર તપ રૂપ ગુણ અને મુક્તિના અદ્વેષ

રૂપ ગુણની વાત તો થઈ ગઈ હવે તો તમે ડાહ્યા બન્યા કહેવાઓ ને? હવે આડી-અવળી વાતોને મૂકીને તમારે વિવેકની વાત કરવી જોઇએ આપણે તો હવે મહા ગુણોથી સમ્પન્ન બનવુ છે ને? એ માટે, મુખ્ય રોગ કયો વળગ્યો છે, એ જાણવુ પડશે ને? જો જન્મ-મરણ ન હોય, તો આપણે, આપણે જેમ ઈચ્છીએ છીએ તેમ, સદા સપૂર્ણ શાન્તિ-પૂર્વક જીવી શકીએ ને?

સ૦ એટને જન્મ-મરણનો રોગ વળગ્યો છે અને એને ટાળવો જોઇએ, એમ નક્કી થયુ

કોઈને તાવનો રોગ હોય કે બીજો રોગ હોય તો તે કહેવાય, પણ એ ય રોગ શા કારણે થયો, એ જાણવુ પડે ને? પેટમા મલ જામે, તો એ રોગોનુ મૂળ ગણાય છે ને? તેમ અહીં પણ જન્મ-મરણના રોગનુ મૂળ શોધવુ પડશે ને?

આત્મા જ સુખ-દુખનુ વેદન કરે છે

સ૦ જે જન્મે છે ને મરે છે, તે આત્મા છે!

શરીરમા કોણ છે?

સ૦ આત્મા

દુ ખ વગેરે કોણ વેદે છે?

સ૦ શરીર

સુખ અને દુ ખ-એનું વેદન કરવાની, એનો અનુભવ કરવાની, એટલે કે આનાથી અગર તો અત્યારે મને સુખ થયું અથવા તો દુ ખ થયુ એવું જાણવાની જે શક્તિ, તે જડ શરીરમા હોય નહિ આ શરીર દ્વાગ સુખનો કે દુ ખનો અનુભવ કરનાર, એને જાણનાર આત્મા છે આત્મા મેલો

છે, માટે આ શરીરનુ બન્ધન છે આત્મા સદા જીવનારો છે, છતા મલિનતાના યોગે જન્મ-મરણ થાય છે જન્મ મળ્યો એટલે મરણ તો મટ્યુ જ સમજો જે આત્મા જન્મ-મરણથી સર્વથા મુક્ત બની જાય, તે પરમ પદે પહોચ્યો કહેવાય ત્યા પહોચેલા આત્માને અત્યારે આપણને થાય છે તેવો સુખ-દુ ખનો અનુભવ થાય નહિ ત્યા વિષયજન્ય સુખો નહિ ને તેથી દુ ખનો અશ પણ નહિ એ તો આત્માની એકાતે સુખમય અવસ્થા છે એટલે શરીરમા જે આત્મા રહેલો છે, તેને સુખ-દુ ખનુ વેદન થાય છે, નહિ કે-જડ એવા શરીરને સુખ-દુ ખનુ વેદન થાય છે આત્માનો છેદ નથી થતો, ભેદ નથી થતો, એ વગેરે જે વાતો છે, તે એનુ સદાનુ અસ્તિત્વ છે, એને સૂચવનારી છે બાકી તો, સામાન્ય બુદ્ધિવાળો ય જાણી શકે છે કે-જે જન્મે છે તે ય આત્મા છે ને જે મરે છે તે ય આત્મા છે જન્મ એટલે ક્યાકથી અહીં આવીને ઉત્પન્ન થવું અને મરણ એટલે અહીંથી ક્યાક જવુ, એ દૃષ્ટિએ આ વાત છે સુખ-દુ ખનુ વેદન જડ કરી શકે જ નહિ જીવ જ સુખ-દુ ખનુ વેદન કરી શકે સસારમા જીવ જડ સાથે મિશ્રિત છે જીવ જડ સાથે મિશ્રિત છે, માટે જ સસારમા છે આ શરીર જડ છે, પણ અત્યારે આ શરીરમા જીવ રહેલો છે, માટે વેદન છે આ શરીરમાથી જીવ નીકળી જાય, પછી તો આને બાળવામા કે દાટવામા આવે છે એ વખતે શરીર ઉપર અગ્નિ મૂકાય છે, તેમ અત્યારે મૂકાય તો? અત્યારે તો અગ્નિના કણીયાનો સ્પર્શ થતા માણસ રાડ પાડી ઉઠે છે ને? અને પછી? પછી મોટી ચિતામા આખા શરીરને ધકેલો તો ય એ કાઈ કરતુ નથી મોઢામા અગ્નિ

મૂકાશે તો ય શરીર રાડ નહિ પાડે આપણે તો વિચારવું છે કે–જીવ આ શરીરના બન્ધનમા શા માટે છે? સદા શાશ્વત જીવ જન્મ-મરણની જ્જાળમા કેમ ફસેલો છે? જન્મ-મરણનો રોગ કયા મલને આભારી છે? જીવને જો નીરોગી કરવો હોય, તો કયા ડૉક્ટરની જરૂર છે? દુનિયાના ડૉક્ટરની? દુનિયાના ડૉક્ટરને કહો કે–પેટમા મળ ભરાયો છે, તો તે ઝાડા વગેરેની દવા આપે, પણ તમે જો એમ કહો કે–'મારે મરવું નથી, તો મારે મરવાનુ ન આવે એવી દવા આપ' તો એવી દવા ડૉક્ટર આપી શકશે ખરો? આત્માને જન્મ-મરણ કરતે જીવવુ પડે છે, એ રોગ છે આ વાત તમારે વિચારવી જોઇએ અને આ રોગના કારણને નાબૂદ કરવાને માટે કોના શરણને સ્વીકારવુ જોઇએ, એને જાણવાનો પ્રયત્ન કરવો જોઇએ દેવ-ગુરુ-ધર્મની વાત આ માટે જ કરવી જરૂરી છે શુદ્ધ દેવ, શુદ્ધ ગુરુ અને શુદ્ધ ધર્મની પિછાન થઈ જાય અને એ ત્રણને જ સેવવાની વૃત્તિ પ્રધાન બની જાય, તો પરિણામ સારૂ આવ્યા વિના રહે જ નહિ એવી આ લોક પણ સુધરે, પરલોક પણ સુધરે અને અન્તે પરમ પદે પણ પહોચી જવાય

## રામ સારા કે રાજ્ય સારૂ?

આ મનોવૃત્તિવાળો, રામાયણને ખરા રૂપમા સમજી શકે આજે રામરાજ્યની વાતો તો ઘણાઓ કરે છે, પણ ઉંડાણમા ઉતરનારા વિરલા છે રામ સારા હતા, માટે રામનુ રાજ્ય સારૂ હતું ને? રામ સારા હતા, માટે રાજ્ય સારૂ બન્યુ હતું કે રાજ્ય સારૂ હતું, માટે રામ સારા બન્યા હતા? રાજ્ય સારૂ, માટે રામ સારા–એમ નહિ, પણ રામ સારા, માટે રાજ્ય

સારું તમારે રામ પકવવા છે કે રાજ્ય મેળવવું છે? રામ રાજ્ય જોઈએ છે ને રામ પકવવા નથી, તે ચાલશે? રામમાં શું શું ઉમદાપણું હતું અને તે ઉમદાપણા તરફ જગતના જીવોની નજર કેમ દોરાય, એ માટે મહેનત કરવી પડશે ને? આ મહેનત એ જ પ્રકારની છે

પ્રશ્નો સબંધી ખુલાસો

આ મહેનતથી બધુ જ સુધરે તેમ છે, માટે આ મહેનતને સફળ કરવાનો પ્રયત્ન તમે કેટલો કરો છો, એ તરફ લક્ષ્ય આપો તમે વાતના આશયને સમજો અને એને ઝીલવાનો પ્રયત્ન કરો, તો ઘણો લાભ થાય કોઈ ગમે તેવો પ્રશ્ન પૂછે તો ય અકળાવુ જોઈએ નહિ સભાની શિસ્તનો ભંગ કરવો જોઈએ નહિ તમે ગરબડ કરવા માડો તો વાત ડોળાઈ જાય જવાબ તમારે આપવાનો નથી, મારે આપવાનો છે હુ મુઝાતો નથી ને તમે કેમ અકળાવ છો? અહીં જુદા જુદા વિચારના માણસો હોય નવા નવા પણ આવ્યા હોય કેટલાકને માટે આવી વાતો નવી પણ હોય એટલે પ્રશ્ન જેમને પૂછવો હોય તે ભલે પૂછે પણ પ્રશ્ન કરનારાઓએ પણ સમજવુ જોઈએ પહેલા જે વાત કહેવાતી હોય, તે વાતના આશયને અને મર્મને પિછાનવાનો પ્રયત્ન કરવો જોઈએ પ્રશ્ન એવી રીતિએ પૂછવો જોઈએ કે–સભાને લાગે કે આ પ્રશ્નથી બહુ સારું જાણવાનું મળશે મને પણ થાય કે–આ કહેવાતી વાતને સમજવાનો પ્રયત્ન છે અને એથી વાતને વધુ ને વધુ સ્પષ્ટ કરવાની મને તક મળે પ્રશ્ન કરનારાઓએ, વિષય બહાર ચાલ્યા જવાય નહિ, એની પણ કાળજી રાખવી જોઈએ

અભિલાષા

આજ તો સમય આમ જ પસાર થઈ ગયો આજે શુદ્ધ દેવાદિના સ્વરૂપની વાત કરવાની ભાવના હતી આપણે બધા અત્યારે તો સસારમા ફરતા જીવો છીએ સસારમા આપણે અહીંથી તહીં–એમ ભટકવુ પડે છે, તે શા કારણે? કર્મનુ બન્ધન લાગ્યુ છે માટે! કર્મનુ બન્ધન લાગ્યુ છે, માટે જ અમુક જગ્યાએ ઉત્પન્ન થવા રૂપ જન્મ લેવો પડે છે અને એ જગ્યાએથી રવાના થવા રૂપ મરણ પામવુ પડે છે આ રીતિએ અનન્તા કાળથી આપણું જીવન પસાર થઈ રહ્યુ છે આ મોટામા મોટી રોગ છે હવે આપણે નક્કી કરો કે–એવું કરવુ છે કે જેથી અહીંથી મરીને ફરી ફરીને જન્મવુ પડે નહિ અહીં મરવું નથી–એવુ ઇચ્છીએ તો ય મરવુ જ પડવાનુ છે ન જન્મે તે ન મરે, માટે એવી અવસ્થા પામવી છે કે–અહીંથી મરીને પણ અજન્મા બનવાના ધ્યેયથી પ્રવૃત્તિ કરનારા બની શકીએ અને અન્તે અજન્મા બની જઈએ જન્મ છે, માટે જ જીવન ઉપાધિવાળુ છે આત્મા મોક્ષને પામે તો કોઈ ઉપાધિ રહે નહિ મોક્ષને પામવાને માટે મોક્ષના સાચા ઉપાયને સેવવો પડે મોક્ષનો સાચો ઉપાય સ્વતન્ત્રપણે દર્શાવનારાઓ અને જેઓ પરમ પદને પામ્યા છે તેઓ પણ, આપણે માટે શુદ્ધ દેવ તરીકે ઉપાસ્ય છે સસારનો ત્યાગ કરીને મોક્ષના સાચા ઉપાયને સેવવામા પ્રવર્તેલા અને યોગ્ય જીવોને એ માર્ગે પ્રવર્તવાનો ઉપદેશ આદિ દેનારા, એ શુદ્ધ ગુરૂઓ છે એવા દેવ–ગુરૂ દ્વારા આચરાએલો અને આચરાતો તેમ જ ઉપદેશાતો જે ધર્મ, એ જ શુદ્ધ ધર્મ છે મોક્ષની જરૂર લાગે ત્યાર પછી જ, આવા શુદ્ધ દેવ–ગુરૂ–ધર્મની સાચી

જરૂર લાગે પછી, એ માર્ગને સેવવાની વાત આવે એ વાત જો ધ્યાનમા આવશે, તો તમને ગમાયણના પાત્રોના પ્રસગો માથી પણ સાચી પ્રેરણા મળી શકશે નહિતર, આજે કેટલાકો જેમ એ પાત્રોની ભૂલો ગણાવે છે અથવા તો એ પાત્રો ઐતિહાસિક નથી એમ કહીને એની અસરને મારી નાખે છે, એવું તમારે માટે પણ થશે એટલે સૌથી પહેલા મોક્ષની અભિલાષા સિવાયની કોઈ અભિલાષા કરવા જેવી નથી એમ લાગે તો સારૂં, એવી મારી ઇચ્છા છે.

પ્ર૦ જન્મ-જન્માન્તરમાં પ્રભુની ભક્તિ મળે અને એના ચરણમાં વાસ મળે, એવી ભાવના રહે તો વાંધો શો ?

જન્મ-જન્માન્તરમા પ્રભુની ભક્તિ મળે એવી ભાવના એ સારી ભાવના છે, પણ પ્રભુની ભક્તિ પ્રભુની આજ્ઞાના આરાધન વિના થાય શી રીતિએ ? ભગવાનના ચરણોમા રહેવાની ભાવના, એટલે મન-વચન-કાયાને ભગવાનની આજ્ઞાને સમર્પિત કરી દેવાની ભાવના જોઈએ બાકી તો, ભગવાન ખૂદ વિચરતા હોય અને એ તારકના ચરણોની સેવા મળે તો ય, ધાર્યું ફળ આવે શી રીતિએ ? પરમ પદ તો, એ તારકોની આજ્ઞા મુજબ ચાલવાથી જ મળે અને જેને સસારની કોઈ ભાવના નથી અને માત્ર ભગવાનના ચરણમા જ રહેવાની ભાવના છે, તે જતે સમયે ભગવાનની આજ્ઞાનો પાલક બનીને પરમ પદને પામવાનો જ એટલે સૌ પરમ પદના અભિલાષી બનો અને શુદ્ધ દેવાદિને પિછાનીને શુદ્ધ દેવાદિની ઉપાસ નામા રક્ત બનો, એ જ એક અભિલાષા

# તેરમુ પ્રવચન

વિ સ ૨૦૦૭ ભાદરવા વદી ૧, રવિવાર
તા ૧૬ ૯ ૫૧, સવારે ૮॥ થી ૧૦॥
સ્થળ પ્રેમાભાઈ હૉલ, ભદ્ર, અમદાવાદ

[ તા ૧૬ ૯ '૫૧, રવિવારે સવારે ૮॥ થી ૧૦॥ વાગ્યા સુધી, અમદાવાદ–પ્રેમાભાઈ હૉલમાં, પૂ પ્રવચનકાર મહાત્માનુ આ પ્રવચનશ્રેણિ અગેનુ તેરમુ જાહેર પ્રવચન થયું હતું આનુ ક્રમ મુજબ, આ પ્રવચન વખતે પણ, પોતપોતાના કાર્યાલય તરફથી પોતપોતાના અખબારોને માટે આ પ્રવચનની નોધ લેવાને માટે, "સદેશ" કાર્યાલયના વૃત્તાન્તનિવેદક અને "ગુજરાત સમાચાર" કાર્યાલયના વૃત્તાન્તનિવેદક હાજર રહ્યા હતા આ બન્ને ય ભાઈઓએ, પોતપોતાનો તૈયાર કરેલો આ પ્રવચનનો ભાવાર્થ, પોતપોતાના પત્રોના અનુક્રમે તા ૧૭ ૯ '૫૧ અને તા ૧૮ ૯ '૫૧ ના અકોમા પ્રગટ કર્યો હતો તેને પ્રગટ કરતા, મથાળાની પોતાની નોધમા—

"સદેશ" કાર્યાલયના વૃત્તાન્તનિવેદક ભાઈએ "જૈન અને જૈનેતર ભાઈ–બેનોની વિરાટ મેદની"નુ સૂચન કર્યું હતું અને "ગુજરાત સમાચાર" કાર્યાલયના વૃત્તાન્તનિવેદક ભાઈએ પણ "ભકાઈ ઉઠેના માનવમહેરામણ" એવા શબ્દોથી, એજ વાતનુ સૂચન કર્યું હતું

આ નીચે આપવામાં આવતુ આ તેરમા પ્રવચનનું સારભૂત અવતરણ, અમોએ તૈયાર કરેલું છે —સં૦ શ્રી જૈન પ્રવચન ]

<u>એક એકથી મુશ્કેલ</u>

અનન્ત ઉપકારી મહાપુરૂષોએ, જગતના જીવોના કલ્યાણને માટે જે વાતો ફરમાવી છે, એમા પ્રાય સૌથી પહેલી

વાત એ ફરમાવી છે કે–' અસાર એવા આ સસારમા, જીવને મનુષ્યજન્મની પ્રાપ્તિ થવી એ દુર્લભ છે ' તથાવિધ પુણ્યના ઉદયથી જીવને મનુષ્ય–જીવનની પ્રાપ્તિ થઈ ગયા પછીથી પણ, મનુષ્ય–જીવનનો જે પરમાદર્શ છે–તેને સમજાવનારી સામગ્રી જીવને મળવી, એ તો વળી એથી પણ વધારે મુશ્કેલ છે મનુષ્ય–જીવનના પરમાદર્શને સમજાવનારી જે સામગ્રી, તે કાંઈ મનુષ્યપણાને પામેલા સર્વ જીવોને મળતી નથી, અને જે જીવોને એ સામગ્રી મળે છે, તે જીવોને પણ ' મનુષ્ય–જીવનનો પરમાદર્શ મોક્ષ જ હોઇ શકે '–એ વાત સમજાવી, એ અતિશય કઠિન છે ' મનુષ્ય–જીવનનો પરમાદર્શ તો મોક્ષ જ હોઈ શકે '–એ વાત જેને સમજાઇ જાય, તેને ' પરમાદર્શને જે સાધી આપે તેને જ યોગ કહેવાય '–એ વાત સમજાવી, એ સહેલુ હોવા છતા પણ, એણે યોગના સાચા સ્વરૂપની બાબતમા શુદ્ધ નિર્ણયવાળા બનવું અને યોગના સાચા સ્વરૂપની બાબતમા શુદ્ધ નિર્ણયવાળા બનીને પરમાદર્શને સાધી આપે એવા જ માર્ગે ચાલવુ, એ અતિશય દુષ્કર છે એટલે આ મનુષ્ય–જીવન દ્વારા સાધવા યોગ્ય જે પરમ પદ રૂપ પરમાદર્શ છે, તેની સાથે આત્માને યોજી આપનાર જે યોગ, તે યોગને પામવાની લાયકાતને સમર્પનારા જે ગુણો, તે ગુણોનુ આપણે યોગની પૂર્વભૂમિકા રૂપે વર્ણન કરી આવ્યા

## ગુણોના યોગે સસાર અસાર લાગે

યોગની પૂર્વભૂમિકા રૂપે જે ગુણોનું વર્ણન આપણે કરી આવ્યા, તે ગુણો જેઓમા સ્વભાવસિદ્ધપણે છે, તે પણ ભાગ્યશાલી આત્માઓ છે, પરન્તુ જેઓમા એ ગુણો સ્વભાવસિ-

દ્રપણે ન હોય અને એ ગુણોને સાભળ્યા પછીથી જેઓમા એ ગુણોને મેળવવાની ઇચ્છા જાગે છે, એથી એ ગુણોને મેળવવાનો જેઓ પ્રયત્ન કરે છે અને એ ગુણોને જેઓ મેળવે છે, તેઓ પણ ઓછા ભાગ્યશાલી નથી એવા ગુણસપન્ન આત્માઓ, ઘણી સહેલાઈથી, આત્માના સ્વરૂપના શોધક બની શકે છે સામાન્ય સુયોગ મળતા પણ, તેઓને વિચાર આવે છે કે-'હુ કોણ અને મારૂં સ્વરૂપ કેવુ?' આ રીતિએ જ્યારે એ આત્માઓમા આત્માના સ્વરૂપને જાણવાની ઇન્તેજારી પ્રગટે છે, ત્યારે એ આત્માઓને વગર સમજાવ્યે પણ 'આ સસાર અસાર છે'-એમ સામાન્ય પ્રકારે તો લાગવા જ માડે છે એ આત્માઓમા જે ગુણો હોય છે, એ ગુણોના યોગે, એ આત્માઓને 'આ સસાર અસાર છે'-એવી સ્વત પ્રતીતિ થવા લાગે છે એમને લાગે છે કે-'હુ બન્ધનમા પડેલો છુ' અને એથી એવા આત્માઓ, અનુકૂળતા મુજબ 'એ બન્ધન કેવુ છે અને એ બન્ધનમાથી છૂટવાનો ઉપાય કયો છે'-એની શોધ કરે છે એમા, જો એમને મુક્તિનો સાચો ઉપાય બતાવનાર કોઈ મળી જાય છે, તો તેઓ પ્રાય ઘણા જ પ્રગતિશીલ બની જાય છે એટલે, આપણે યોગની પૂર્વભૂમિકામા જે ગુણોને વિચારી આવ્યા, એ ગુણોનો જેને અભ્યાસ છે અને એ ગુણોની જેના જીવન ઉપર સુન્દર અસર છે, તેને તક મળતા પ્રગતિ સધાવી, એ બહુ સહેલુ બની શકે છે

આ ગુણો, કે જેમા માતા-પિતાદિ વડિલોની સેવાનો સમાવેશ થાય છે, સામાન્ય પ્રકારના લગભગ સઘળા ય સદાચારોનો જેમા સમાવેશ થઈ જાય છે, નાના પ્રકારના તપોનું આસેવન પણ જેમા આવી જાય છે અને મોક્ષ પ્રત્યેનો અસદ્ભાવ પણ

હૈયામાંથી ટળી જવા રૂપ ગુણ જેનામાં આવ્યો છે-આવા ગુણોવાળા આત્માનો, એટલો વિકાસ તો પ્રાયઃ સહજ રીતિએ થઈ જાય છે કે-એને આ સંસારની અસારતા સ્વાભાવિક રીતિએ લાગે, કેમ કે-એ વગર સમજાવ્યે પણ સામાન્ય રીતિએ સમજે છે કે-' મારૂં જીવન પરાધીન છે ' વિશેષ જ્ઞાન ન હોય તો પણ, એને એટલી ખબર તો પડે છે કે-' આ જન્મમાં હું ક્યાંકથી આવ્યો છું ખરો, પણ હું ક્યાંથી આવ્યો અને કયી રીતિએ આવ્યો, તેની મને ખબર નથી આ જન્મમાં હું ક્યારે આવ્યો, એ પણ મેં જાણ્યું નહોતું વળી જેમ હું ક્યાંકથી આ જન્મમાં આવ્યો છું, તેમ મારે અહીંથી પણ કોઈ જન્મમાં જવું પડશે ' આપણે જન્મ્યા ત્યારે આપણે જન્મ્યા એવું આપણને જ્ઞાન નહોતું આપણે આપણા જન્મનો સમય કદાચ બરાબર જાણતા હોઈએ, તો પણ તે માતા-પિતાદિ બીજાઓના કહેવાથી જાણીએ છીએ જન્મ્યા પછીથી પણ અજ્ઞાનકાળમાં આપણે કેમ ઉછર્યા, તેની પણ આપણને પૂરી ખબર નથી

આવી સ્થિતિ જીવને ખટકે નહિ?

તમે સમજણા થયા પછી જે સમાર ખેડી રહ્યા છો, તે શાથી? આટલું ખેડ્યા પછી પણ આનું પરિણામ શું? ઘર બાંધ્યું, પેઢી ચલાવી, પૈસા પેદા કર્યા-આ વગેરે તમે જે કાર્ય કર્યું છે અને કરો છો, તે અહીંથી જવાની ઇચ્છાએ કર્યું છે અને કરો છો? તમારા મનમાં એમ છે કે-પરોપકાર કરૂં? આ બધું ભેગું કરીને બીજાને આપી જાઉં, એમ છે? જેની પાછળ હું મારી આખી જીંદગીને વેડફી નાખું, નહિ

કરવાના કામો પણ કરૂ, તે બધુ અન્તે તો અહીં જ રહી જાય, મારે જવાની ઈચ્છા ન હોય તો ય એને મૂકીને ગયા વિના ચાલે નહિ અને કોઈ પૂછે કે–'અહીંથી જવાનુ કયા ?' તો કા તો કાને હાથ દેવા પડે અને કા તો 'ભગવાન જાણે' એમ કહેવુ પડે–આ સ્થિતિ જીવને ખટકે નહિ ? આ સ્થિતિ, લાયક અને વિચારક જીવને તો ખટકયા વિના રહે જ નહિ આ સ્થિતિ સમજાવવી પડે એવી છે કે વગર સમજાવ્યે પણ સમજાઈ જાય એવી છે ? ઘર–પેઢી વગેરે ગમે તેટલી સામગ્રી મળી હોય, એ સામગ્રી ગમે તેટલી ગમતી હોય, એને છોડ વાનું જરા પણ મન હોય નહિ, છતા તમારા જીવતા ય એ તમારી રહે નહિ અને પારકી બને, એમ પણ બને ને ? કદાચ એ સામગ્રી તમારી પાસે જ રહે, પણ તમે સદા એની સાથે રહી શકો ખરા ? નહિ જ ત્યારે એમાથી કાઈ સાથે ય લઈ જઈ શકો ? નહિ જ આમ ચાલ્યા ગયા વિના છૂટકો થાય નહિ અને કયા જવાનું તેની ગમ પડે નહિ–એ સ્થિતિ જ એવી છે કે–આ સસાર અસાર છે, એમ ઝટ સમજાવી દે

## પરાધીનતામાથી છૂટવાને માટે દેવતત્ત્વ, ગુરૂતત્ત્વ અને ધર્મ તત્ત્વને માનવાની જરૂર

આટલી સહેલાઈથી સમજાય એવી વાત પણ જેઓને ન સમજાય, તેઓને કહેવુ શું ? તમને તો આ વાત સમજાઈ ગઈ છે ને ? 'આમા ના કહેવામા મૂર્ખા ઠરીએ'–એમ લાગે છે માટે બોલતા નથી કે 'હા કહીએ તો જોખમદારી વધે છે'–એમ ધારીને બોલતા નથી ? તમે એમ કહો કે–અમને સસારની અસારતા તો લાગે છે, તો પૂછવું પડે કે–

'સસાર અસાર લાગે છે, માટે સસારથી છૂટવાની ઈચ્છા છે કે નહિ? અને સસારથી છૂટવાની ઇચ્છા છે, તો સસારથી છૂટવાની પેરવીમા છો કે નહિ?' આ વાત વિચારવા જેવી છે ને? આપણે જન્મ્યા છીએ-એની તો આપણુને ખબર છે, પણ કેમ જન્મ્યા અને કેવી રીતિએ જન્મ્યા, તેની ખબર છે? એ પછી, અહીં જીવન પણ એટલુ બધું પરાધીનતામા સડોવાએલુ છે કે-ક્યારે શું થશે અને કેમ થશે, તેની ખબર નથી .આ ઉપરાન્ત, મરીને ગયા વિના છૂટકો થવાનો નથી આમ જન્મ્યા કરવુ પડે, જીવવું પડે અને મરવુ પડે, એ કાઈ આપણુને ગમે? આ પરાધીનતામાથી છૂટવાનો કોઈ ઉપાય હોય, તો તે શોધવો જોઇએ અને સેવવો જોઇએ ને? આમ પરાધીનપણે જન્મવું, જીવવું ને મરવું-એ ભલે અજ્ઞાન જીવોને શોભે, પણ આપણા જેવા ડાહ્યાને આમ પરાધીનપણે જન્મવું પડે, પરાધીનપણે જીવવું પડે અને પરાધીનપણે મરવુ પડે, તે શોભે? ત્યારે સમજુ માણસોને કયી વાત શોભે? આપણે જો 'આપણુને દેવાધિદેવની જરૂર છે, સદ્‌ગુરૂઓની જરૂર છે અને સદ્ધર્મની જરૂર છે'-એમ બોલતા હોઇએ, તો 'આપણુને દેવાધિદેવની, સદ્‌ગુરૂઓની અને સદ્ધર્મની શી જરૂર છે?'-આવો પ્રશ્ન ઉપસ્થિત થવા પામે ને? ગયા રવિવારે આ પ્રશ્નનો ઉત્તર આપવાનું તમે બાકી રાખ્યુ હતું ને? હવે સમજ્યા કે-કેમ જરૂર છે? પરાધીનપણે જન્મવાની, પરાધીનપણે જીવવાની અને પરાધીનપણે મરવાની આપણી અત્યારની અવદશામાથી આપણે છૂટીએ, એ માટે જ દેવાધિદેવને, સદ્‌ગુરૂઓને અને સદ્ધર્મને માનવાની જરૂર છે ને? સસારમા દેવતત્ત્વને માનવાની, ગુરૂતત્ત્વને માનવાની અને ધર્મતત્ત્વને માનવાની ખરેખરી જરૂર

હોય, તો તે આ પરાધીનતામાથી છૂટવાને માટે જ છે

દેવતત્ત્વમા કયા આત્માઓ ગણાય?

જો દેવતત્ત્વમા માનતા હો, તો કેવા દેવને તમે દેવ તરીકે માનો છો? અહીં એવા દેવને દેવતત્ત્વમા માનવાની વાત નથી, કે જે કોઈ પણ પ્રકારના દોષવાળા હોય અહીં ક્રીડા કરનારા દેવોની વાત ચાલતી નથી આપણે હાથ જોડીએ તો ખુશ થાય, એવા દેવોની પણ આ વાત નથી ભક્તિથી તુષ્ટ થાય અને અભક્તિથી રુષ્ટ થાય, એવા દેવોની આમા વાત નથી અહીં તો એવા દેવોની વાત છે, કે જે દેવો રાગથી ને દ્વેષથી સર્વથા પર છે, સપૂર્ણ જ્ઞાની છે, જગતમા જેમણે મોક્ષનો માર્ગ સ્વતન્ત્રપણે પ્રકાશિત કર્યો છે અને એમ મુક્તિમાર્ગને વહેતો મૂકીને જેઓ મુક્તિને પામેલા છે! વળી, જે કદી પણ પાછા અહીં સસારમા આવવાના નથી અને જે સદા સ્વ-સ્વરૂપમા લીન બનેલા છે-એવા દેવાધિદેવની અહીં વાત છે તમને આવા દેવાધિદેવ જ ગમે ને? આ દેવ એવા કે-આપણે એમની ગમે તેટલી ભક્તિ કરીએ, તો ય તુષ્ટ થાય નહિ, આપણે એમને અહીં બોલાવવાને માટે ગમે તેટલુ મથીએ, તો ય એ પાછા અહીં આવે નહિ, અને કોઇનુ કશું ભૂડું કે ભલુ પોતે થઇને કરે નહિ! આપણે શરીરના સુખને માટે દેવની ભક્તિ જોઇએ છે કે આત્માના કલ્યાણને માટે દેવની ભક્તિ જોઇએ છે? આત્માનુ કલ્યાણ દેવના તોષમા કે દેવની ભક્તિથી આપણા આત્મામા જે તોષ ઉપજે, એમા? દેવની જરૂર શા માટે છે? આપણે મોક્ષ મેળવવો છે, માટે આપણે દેવની જરૂર છે ને? અહીં આપણુને ફાવતું નથી, માટે

આનાથી પ્રતિપક્ષી વસ્તુ જે મોક્ષ છે, તે આપણે જોઈએ છે; અને એ માટે જ, જેમણે એ પ્રતિપક્ષી વસ્તુ મોક્ષને મેળવવાનો માર્ગ દર્શાવ્યો છે, તેવા દેવની આપણને જરૂર છે દેવમા કોણ ગણાય? સ્વતન્ત્રપણે મોક્ષનો માર્ગ બતાવના રાએ અને મુક્ત બનેલાઓ જ ને? જેઓના હૈયામા મોક્ષની ઇચ્છા પ્રગટી હોય, તેઓ જો કોઈ કદાગ્રહમા પડેલા ન હોય, તો આ વાત એમને ઝટ ભેગી જાય દેવને બતાવવાનો તો દેવના સ્વરૂપને વર્ણવવા દ્વારા જ ને? દેવના સ્વરૂપને ટૂકમા કહેવું હોય, તો શું કહેવાય? સસારમા આપણે દુખી છીએ, તે શાના શાના યોગે દુખી છીએ, એનો બરાબર વિચાર કરો જેનાથી દુખ થાય એવું કાંઈ જેમનામા ન હોય અને જેમણે એવુ કાંઈ ન રહે એવી સ્થિતિને પામવાનો માર્ગ સ્વતન્ત્રપણે બતાવ્યો હોય કે બતાવતા હોય, તે બધાનો દેવતત્ત્વમા સમાવેશ થાય જેઓ જન્મ, જરા, મરણથી સર્વથા મુક્ત બન્યા હોય, તેઓ ય દેવતત્ત્વમા ગણાય અને એમ મુક્ત બનવાનો ઉપાય જેઓ સ્વતન્ત્રપણે બતાવે, તેઓ ય દેવતત્ત્વમા ગણાય

દુખનુ મુખ્ય સાધન રાગ

આપણને દુખ શાના શાનાથી થાય છે? કર્મની અને જન્મ-મરણાદિની વાતને ગૌણ રાખીએ, તો મુખ્યત્વે દુખ આપનાર રાગ છે ગયા રવિવારે 'રાગ દુખ આપનાર છે'—એ વાતને અંગે ગરબડ થઈ હતી ને? કેટલાકોને એમ થયું હતું ને કે—'રાગ ને દુખ આપે? રાગ ન હોય તો જીવીએ શી રીતિએ?' પણ દુખનું મુખ્ય સાધન જ રાગ છે જેનામા

રાગ હોય છે, તેનામાં દ્વેષ જન્મ્યા વિના રહેતો નથી, અને જ્યા સુધી રાગ અને દ્વેષ બેઠા હોય છે, ત્યા સુધી જ્ઞાન ઉપરનુ આવરણ સર્વથા જતું નથી, એટલે ત્યા સુધી આત્માનો પોતાનો જ્ઞાનગુણ સપૂર્ણપણે પ્રગટતો નથી જ્યા સુધી રાગ અને દ્વેષ હોય, ત્યા સુધી કષાયોની અસર પણ હોય રાગ અને દ્વેષ, એ કષાયોનુ જ રૂપક છે રાગ અને દ્વેષ જોરદાર હોય, તો લોભાદિ કષાયો ય જોરદાર હોય અને અજ્ઞાન પણ જોરદાર હોય એક રાગ જાય, એટલે દ્વેષેય જાય, બધા કષાયો ય જાય અને અલ્પજ્ઞતા પણ જાય જ ત્યારે રાગ કેટલો બધો ખરાબ છે? આવો રાગ દેવમા હોય, એ વાત માની શકાય એવી છે? રાગી દેવ કોને ખપે? જેને રાગ દુ ખદાયક ન લાગે, તેને ભલે રાગી દેવ ખપે, પણ રાગ જેને દુ ખદાયક લાગે, તેને તો દેવ વીતરાગ જ ખપે તમને રાગ કેવો લાગે છે? દુ ખદાયક લાગે છે કે સુખદાયક લાગે છે? રાગથી છૂટવાનુ મન હોય, તો એમ જ થાય કે—દેવ વીતરાગ જ જોઇએ

## રાગને સાત્ત્વિક શા માટે બનાવવાનો?

સ૦ સાત્ત્વિક રાગ તો સારો કહેવાય ને?

રાગ સારો નહિ, પરન્તુ રાગમા જે સાત્ત્વિકતા આવી તે સાત્ત્વિકતા સારી આવી, એમ કહેવાય વાત એ છે કે—તામસીથી અને રાજસીથી પણ બચીને સાત્ત્વિકની સન્મુખ બનવું છે, એટલે દેવાધિદેવ આદિને વિષે જે રાગાદિ થાય, તે ગુણ કરનાર થાય, સહાયક થાય, પણ રાગાદિ સ્વભાવે તો ખરાબ જ છે આપણે, આપણા વિવેકના બળે, આપણા રાગાદિને ગુણ કરનાર બનાવી શકીએ તે જુદી વાત છે, પણ

રાગ આદિ સ્વભાવે તો ખરાબ જ છે રાગ સ્વભાવે તો ખરાબ જ છે–એમ લાગ્યા વિના, રાગને સાત્ત્વિક બનાવવાની મહેનત પણ શી રીતિએ કરી શકશો? રાગને સાત્ત્વિક બનાવવો એટલે શું, એ પણ સમજવું પડશે. અત્યારે આપણામાં રાગ બેઠો છે અને તે ખરાબ છે, એ માટે જ એને સાત્ત્વિક બનાવવાની વાત છે ને? રાગને સાત્ત્વિક બનાવવાને માટે રાગને રાખવો છે કે રાગને કાઢવાને માટે રાગને સાત્ત્વિક બનાવવો છે? રાગ ચાલ્યો જતો હોય તો તેને પકડી રાખવો, એવું તો નથી ને? રાગને સાત્ત્વિક બનાવવાનો શા માટે છે, એ હેતુને બરાબર સમજો રાગના રોગમાં જીવવાને માટે કે રાગના રોગથી છૂટવાને માટે? રાગ રાજસી ને તામસી પ્રકારનો છે જ, માટે તેને સાત્ત્વિક બનાવવો છે, કે જેથી રાગના રોગથી સર્વથા છૂટી જવાય જેઓ સાત્ત્વિક રાગની વાતો કરે છે, તેઓ પણ કેવા રાગવાળા છે? આપણે વીતરાગ પ્રત્યે વધુ રાગવાળા છીએ કે રાગી પ્રત્યે વધુ રાગવાળા છીએ? આપણે આપણા ઉપર રાગ કરે તેના ઉપર રાગ કરવો છે કે આપણે ગમે તેટલો રાગ કરીએ તો પણ આપણા ઉપર જે રાગ કરે નહિ, તેના ઉપર રાગ કરવો છે? તમારા ઉપર જે કોઈ રાગ કરે, તેના ઉપર તો તમે જરૂર રાગ કરો, એટલું ય છે?

સ૦ એમ કાંઈ થાય?

આ બધા તો કહે છે કે–અમારો રાગ જેને તેને ન મળે જે અમારૂં ઘણું ઘણું કરે તેના ઉપર અમે રાગ કરીએ, એ વાતમાં ય ઘણી પોલ છે. આવા રાગને તમે સાત્ત્વિક પૂરવાર કરી શકશો?

રાગ હેવાન બનાવે છે:

કહી શકશો કે–આજે તમારો રાગ કોના કોના ઉપર છે? એમા પ્રાય કાઈ બોલાય એવુ નથી બધા લગભગ સરખી કોટિના જેવા છે, માટે કામ ચાલે છે, બાકી આજે મોટે ભાગે એવી એવી રીતિએ અને એવા એવા સ્થાનોએ રાગ કરાય છે કે–સારો માણસ આગળ ન ચઢવા દે એક રાગે જ સારા ગણાતા માણસોને પણ હેવાન બનાવી દીધા છે આજે ચારે તરફ જે આટલી મોટી ધાધલ ચાલી રહી છે, તે શાથી? જગત રાગથી મુઝાએલુ છે માટે! રાગના યોગે દ્વેષ જન્મે એમાથી ક્રોધ પણ જન્મે, એમાથી માન પણ જન્મે, એમાથી માયા પણ જન્મે અને એમાથી લોભ પણ જન્મે એમાથી આગળ પણ ઘણું જન્મે પછી એમાથી હિંસા પણ જન્મે, અસત્ય પણ જન્મે, ચોરી પણ જન્મે અને બદમાશી પણ જન્મે એમાથી જે જે જન્મે છે તે કહું છુ, તેમા તમને જો કાઈ ખોટુ લાગતું હોય તો વિરોધ કરજો એમાથી લૂટારૂ વૃત્તિ પણ જન્મે એમાથી એવા એવા નાટકો પણ જન્મે, કે જે કોઈ ન જોઈ જાય, તો જ આબરૂ રહે એના યોગે માણસ બાપનો પણ મટી જાય, માતાનો પણ મટી જાય, વડિલોનો પણ મટી જાય, સ્નેહી–બબધિઓનો પણ મટી જાય, સાથી–મિત્રોનો પણ મટી જાય અને છેવટ સગી સ્રીનો પણ મટી જાય છેલ્લી વાત સ્રીની એટલા માટે મૂકી કે–વર્ત્તમાન યુગમા સૌથી વધારે પ્રેમપાત્ર એ ગણાય છે! જ્યાં આવી દશા હોય, ત્યા સાત્ત્વિક પ્રેમની વાત કરવા માત્રથી, પ્રેમ સાત્ત્વિક બને શી રીતિએ?

રાગને સાત્ત્વિક બનાવવાનો ઉપાય

રાગને સાત્ત્વિક બનાવવાને માટે, ‘ રાગથી જ હુ અત્યાર સુધીમા પાયમાલ થઈ જવા પામ્યો છુ અને રાગથી જ હુ પાયમાલ થઈ રહ્યો છુ ’–એ વાતનો ખ્યાલ આવવો જોઈએ જેને રાગથી છૂટવાનુ મન થાય, તેને એમ થાય કે–‘ મારે વીતરાગ બનેલા અને વીતરાગ બનીને રાગને નાશ પમાડવાના ઉપાયને સ્વતન્ત્રપણે બતાવનારા દેવને પણ સેવવા જોઇએ, મારે ગુરૂ પણ એવા જોઈએ, કે જે વિરાગી પણ હોય, સર્વત્યાગી પણ હોય અને રાગને નાશ પમાડવાના ઉપાયને સેવવામા રક્ત બનીને, એને જ સેવવાનો ઉપદેશ આપતા હોય, અને ધર્મ પણ એવો જોઈએ, કે જેના સેવનના યોગે હું મારા રાગનો નાશ સાધી શકુ ! ’ આ રીતિએ રાગને સાત્ત્વિક બનાવી શકાય અને એમ વિરાગી બનીને પરિણામે વીતરાગ બની શકાય આ રીતિએ રાગથી સર્વથા મુક્ત બનવાની ઇચ્છા જ્યા સુધી નહિ જાગે, ત્યા સુધી દેવ–ગુરૂ–ધર્મના સ્વરૂપની જેટલી વાતો થવાની, તે પ્રાય હવામા ઉડયા કરવાની

લોકરજન માટે કથા કરવાની મનાઈ

પછી રામાયણના જે પાત્રોની વાત કરવી છે, કે જે પાત્રો સસ્કૃતિનું પ્રતિપાદન કરનારા છે, તે પાત્રો બહુ મીઠા નહિ લાગે એ પાત્રોની વાતો કાનને ગમશે ખરી, એમણે બહુ સારૂં કર્યું–એમ પણ કદાચ લાગશે, પણ ‘ એમણે જે કર્યું તે મારે મારા જીવનમા ઉતારવા જેવું છે ’–એમ નહિ લાગે એ પાત્રોના વર્ણનને સાભળીને, જે એમ થવું જોઇએ કે–‘ મારે પણ મારા જીવનને આવું બનાવવુ જોઇએ ’–તે

નહિ થાય ત્યારે માત્ર કથાનો રસ અનુભવાય, એનો અર્થ શો છે? હુ કાંઈ અહીં થોડો જ કથા કરવાને માટે આવું છુ? હુ કાંઈ એકલી કથા કરવાને માટે અહીં આવતો નથી એવી કથા કરનારા ભાટ લોકો ઘણા છે હુ તો અહીં જીવનમા પરિવર્તન આવે, એ માટે આવુ છુ રામાયણના પાત્રોને તમે યોગ્ય બનીને સાભળો, તો ધાર્યું પરિણામ આવે. લોકરંજન માટે કથા કરવાની તો અનન્તજ્ઞાનિઓની મનાઈ છે પોતાના અને પરના ઉપકારને માટે જ, યોગ્યે યોગ્ય રીતિએ ધર્મકથા કરવાની આજ્ઞા છે

પડેલા રાગને સાત્ત્વિક બનાવવો પડશે

રાગને કાઢવો છે–એ લક્ષ્ય જોઈએ અને રાગને કાઢવાના ઉપાય તરીકે રાગને સાત્ત્વિક બનાવવો જોઈએ રાગને સાત્ત્વિક બનાવ્યા વિના, યોગની ત્રીજી ભૂમિકાએ પણ પહોચાવાનું નથી રાજસી અને તામસી રાગના સ્વામિઓ, યોગની ભૂમિકાઓને ખરા રૂપમા પામી શકતા જ નથી યોગની ભૂમિકાઓની વાત તો ઠીક, પણ યોગની પૂર્વભૂમિકાના જે ગુણો આપણે જોઈ આવ્યા, તે ગુણો પણ રાગમા અમુક સાત્ત્વિકપણું આવ્યા વિના બરાબર આવવાના નથી યોગની પૂર્વભૂમિકાના ગુણોને અને યોગની ત્રણ ભૂમિકાઓને તે જ મેળવી શકશે, કે જે સાત્ત્વિક રાગનો સ્વામી બનશે સાત્ત્વિક રાગ તો, મોક્ષમાર્ગને પામવામા અને મોક્ષમાર્ગને સેવવામા સહાયક બને છે અત્યારે તો, તે રાગના નિષેધની વાત ચાલે છે, કે જે રાગ કરવાના યોગે આપણે બધનમા પડેલા છીએ, જે રાગે આપણને આ શરીરમા પૂર્યો છે, આ બહારના શરીરનું બધન શાથી છે?

અંદરના કાર્મણ નામના સૂક્ષ્મ શરીરના બંધનને લીધે આ બંધન છે એ અંદરનુ શરીર જ શરીરના બંધનો ઉભા કર્યા કરે છે રાગ, એ અંદરના શરીરનો મુખ્ય સરજનહાર છે. જ્યારે રાગ કેવળ સાત્ત્વિક બને છે, ત્યારે અંદરનુ સૂક્ષ્મ શરીર એકદમ ઘસાવા માડે છે અને રાગ જ્યારે બીલ્કુલ રહેતો નથી, ત્યારે અંદરનુ શરીર મરવા પડે છે એટલે હમણા સાત્ત્વિક રાગનો નિષેધ નથી, કેમ કે–રાગને સાત્ત્વિક બનાવ્યા વિના, રાગને કાઢી શકાય તેમ નથી હમણા તો તે રાગનો નિષેધ છે, કે જે રાગ આંખને જોવું ગમે તે જોઈએ, કાનને સાભળવું ગમે તે જોઈએ, એ વગેરે ઇચ્છાઓ પેદા કરી રહ્યો છે એવા રાગથી જેઓ બીલ્કુલ રીબાતા ન હોય, તેવા કેટલા ?

દેવ તો વીતરાગ જ જોઇએ

સાત્ત્વિક રાગ તો અમારામા પણ છે સાધુઓમા સાત્ત્વિક રાગ છે, માટે જ સાધુઓ અમુક પ્રવૃત્તિઓ કરી શકે છે રાગને સાત્ત્વિક બનાવ્યા પછી પણ, એ સાત્ત્વિક જ બન્યો રહે અને ક્રમે કરીને વીતરાગ બનાય, એની કાળજી જોઈએ જ્યા સુધી સસારનો રાગ સર્વથા ખરાબ ન લાગે, ત્યા સુધી સાત્ત્વિક રાગ આવે શી રીતિએ ? સસારનો રાગ એવો છે કે–એ એકદમ ન જાય એ કબૂલ છે, પણ એ રાગ થઈ જાય તો ય તે ખરાબ જ છે–એમ ન લાગે, ત્યા સુધી સાત્ત્વિક રાગ યથાર્થપણે આવે નહિ અને સામાન્ય પ્રકારે સાત્ત્વિક રાગ આવ્યો હોય તો પણ તે ટકે નહિ. સંસારનો પ્રત્યેક જીવ જે પીડા ભોગવી રહ્યો છે, તે પ્રતાપ રાગનો જ છે

એણે જ આખા જગતને ભયકર સ્થિતિમા મૂકી દીધુ છે એ છૂટ્યા વિના, સાચુ સુખ ભોગવી શકાવાનું નથી સસારનુ સુખ પણ જો સુખ રૂપે ભોગવવુ હોય, તો તે માટે વિરાગ જરૂરી છે આ બધી વાતોનો જેને ખ્યાલ આવી ગયો હોય અને 'મારે દુ ખથી મૂકાવાને માટે રાગથી મૂકાવાની જરૂર છે' -એમ જેને લાગ્યું હોય, તેને જ્યારે દેવને સેવવાની ઈચ્છા થાય, ત્યારે કેવા દેવને સેવવાની ઇચ્છા થાય? દેવ તે જોઈએ, કે જે વીતરાગ જ હોય-એમ થાય ને? તમારે તમારા દેવ તરીકે વીતરાગને સ્થાપવા છે કે બીજાને? રાગ, એ દોષ છે -એમ જેને લાગે, તે દેવમા રાગ હોય એવું ઈચ્છે ખરો? પોતે વીતરાગ બનવું છે અને વીતરાગ બનવાને માટે રાગીની દેવ તરીકે ઉપાસના કરવી છે, એ વ્યાજબી છે? માટે દેવ તો વીતરાગ જ જોઈએ

## દેવાધિદેવ

આથી મહાપુરૂષોએ કહ્યુ છે કે-આ જ દેવ કે તે જ દેવ એમ નહિ, પણ જે આવા હોય તે દેવ માત્ર દેવ જ નહિ, પણ દેવાધિદેવ નામ ગમે તે હોય, પણ જોઈએ આવા કેવા? જગત આખાને પીડનારો જે રાગ, તેનો જેનામા અશ પણ હોય નહિ, રાગથી પણ સર્વથા મુક્ત અને દ્વેષથી પણ સર્વથા મુક્ત! એ ન હોય, એટલે જગતના જીવોને અ નેકવિધ વિટંબણાઓ કરાવનાર ક્રોધ, માન, માયા ને લોભ- એ ચાર કષાયો પણ ન જ હોય કામાદિની પીડાથી પણ જે સર્વથા પર હોય આ રીતિએ રાગાદિક સર્વ દોષોથી સર્વથા મુક્ત બનીને અને સપૂર્ણ જ્ઞાની બનીને જે આત્માઓએ

જગતના જીવો સમક્ષ રાગાદિથી સર્વથા પર બનવાનો મા સ્વતન્ત્રપણે રજૂ કર્યો અને તે પછી મુક્તિએ ગયા, એ દેવ ધિદેવ કહેવાય જેઓએ સાચુ કલ્યાણ સાધવું હોય, તેઓ આવા દેવાધિદેવને શોધવા જોઈએ અને સેવવા જોઈએ

સંતાનોને આ દૃષ્ટિએ ભણાવો છો?

જગત પ્રત્યેના સઘળા ય રાગને ખેંચી લઈને, એ મદ બનાવી દઇને, એને આપણે દેવાધિદેવ ઉપર સ્થાપીએ કે જેથી આપણો રાગ રૂપી રોગ નાશ પામી જાય–આ શોધ ને આવી મહેનત ચાલુ છે? શું ભણવાનું ચાલુ છે દેવને ઓળખવાનુ? તમે અત્યાર સુધીમા શું શું ભણ્યા દેવ–ગુરૂ–ધર્મ કેવા હોય, એનો ખ્યાલ મેળવ્યો? તમા બાળકો તો તમને પ્રિય છે ને? તેમને તમે ભણાવો તો છે પણ શું ભણાવો છો? તમને એમ ન થાય કે–' આ જી કે જે આ મનુષ્ય–જન્મને પામ્યો છે, સદ્‌ભાગ્યે અમારા પ ચયમા આવ્યો છે, તે દેવાધિદેવને ઓળખે, સદ્‌ગુરૂના સુયે ગને પામે અને સદ્‌ધર્મને જાણે તથા પામે તો સારૂ!' આ દૃષ્ટિ રાખીને, તમે તમારા સતાનોને શિક્ષણ આપી રહ્યા છો આમારા સહવાસમા આવેલો આ પણ વહેલામા વહેલી ત પરમ પદનો ભોક્તા બને, એવી તમારી ઈચ્છા તો ખરી ને

સારૂ જીવી શક્યા તે પ્રતાપ કોનો?

જો તમારા હૈયામા આવી કશી જ વૃત્તિ નહિ હોય તો તમને રામાયણના પાત્રો પચશે શી રીતિએ? ઓરમા માનું વચન અને તે ય પોતાને નુકશાન કરનારૂ–એવું વચ બાપે સ્વીકારી લીધું, તેથી એનું પાલન રામ કરે? અને તે

આનદપૂર્વક કરે ? તમે આવું ન કરી શકતા હો, પણ તમારે આવું કરવું જોઈએ, એમેય તમને તમારૂ અન્ત કરણ કહે છે ખરૂં ? રામાયણના એ બધા પાત્રોની વાત ચાલશે, ત્યારે તમારા હૈયાની સ્થિતિ કેવી છે, એ પણ નક્કી કરતા જવું પડશે ને ? મારે તમને એ સમજાવવું છે કે-એમાના અમુક પાત્રો જે સારૂ જીવી શક્યા, તેમા પ્રતાપ કોનો ? એ બધા આ દેવાધિદેવને સેવનારા હતા, રાગના ત્યાગના લક્ષ્યવાળા હતા અથવા તો કેટલાક યોગની પૂર્વભૂમિકાવાળા તો જરૂર હતા, માટે એ ગૃહસ્થ તરીકે ઠીક ઠીક જીવી શક્યા રામાયણમા મુખ્યત્વે આવા પાત્રોની વાત છે, માટે એમની રીતભાતના હાર્દને સમજવાને માટે દેવાધિદેવને આપણે સમજી લેવા જોઇએ અને આપણા અન્ત કરણમા એમને સ્થાપિત કરી દેવા જોઇએ

## રાગી છતા વિરાગી કહેવાય

દેવાધિદેવની બાબતમા યોગ્ય નિર્ણય કરી લીધા બાદ, ગુરૂતત્ત્વની બાબતમા અને ધર્મતત્ત્વની બાબતમા યોગ્ય નિર્ણય સહેલાઇથી થઈ શકે આ ત્રણ હૈયે વસી જાય, એટલે આપણું હૈયું કેવું બની જાય ? પછી હૈયુ રાગી ન કહેવાય પણ વિરાગી કહેવાય રાગ હોવા છતા પણ રાગી ન કહેવાય, કેમ કે-રાગ સાથે રહેવા છતા પણ પણ રાગની સલાહ એક ન માનીએ અને રાગને પણ વિવેકથી જીવીએ આવા વિરાગવાળા જે કોઇ હોય, તેમને રામાયણના પાત્રોની વાત સાભળતા શું થાય ? ગુણો આવવા માડે અને દોષો હાલવા માડે એમાથી એવી દશા આવે કે—આપણને ખાત્રી થઇ જાય કે-' જો હું

મારા રાગની આ સ્થિતિને પલટાવા દઉ નહિ, તો હવે મારા રાગમા મને હાનિ કરવાની શકિત નથી હવે તો આ રાગ મને વીતરાગતાની સાધનામા સહાય કરશે' એ કહી શકે કે-'અત્યાર સુધી રાગ મારો બાપ બની બેઠો હતો, પણ હવે હુ તેનો બાપ છુ

<u>શ્રી વીતરાગનો સાચો સેવક રાગનો બાપ બની શકે</u>

'આપણો રાગ અનાદિકાળથી આપણો બાપ બની બેઠેલો છે ને? એના હુકમને તાબે થઈને, આપણે શું શું નથી કર્યું? રાગને આધીન બનીને સગા મા-બાપને પણ મૂકનારા છે ને? એવા કોઈ આ સભામા પણ હશે કે નહિ? રાગના હુકમને આધીન બનીને કોઈ પોતાના મા-બાપને મૂકી દે, તેમા વાંધો નહિ? અત્યાર સુધી જે રાગ બાપ થઈને બેઠો છે અને જેણે નહિ કરવાના કામો કરાવ્યા છે, તેને હવે કહી દો કે-'તને ઓળખ્યો હવે અમે તારી સલાહ મુજબ નહિ વર્તીએ, પણ અમારી આજ્ઞા મુજબ તારે ચાલવું પડશે' હવે અમે રાગના બાપ બન્યા છીએ, એમ કહેવુ છે ને? કોણ આવુ કહી શકે? જે દેવાધિદેવ શ્રી વીતરાગનો સાચો સેવક બને તે દેવાધિદેવ શ્રી વીતરાગનો સેવક, રોજ એ દેવાધિદેવની ઉપાસના કરે, છતા પણ કદી એ એમ ન ઇચ્છે કે-'મારી ઉપાસનાથી ક્યારે આ દેવ તોષ પામે!' એ તો કહે કે-'ઉપાસનાથી જે તોષ પામે, તે દેવાધિદેવ નહિ! મારા દેવાધિદેવ તો વીતરાગ, કે જે એમની સામે હુ મારૂં સર્વસ્વ ધરી દઉ તો ય તોષ ન પામે!' જે કદી પણ તોષ પામે, તેને દેવાધિદેવ કહેવાય નહિ એ ઉપાસનામા બેઠો

હોય અને કોઇ પ્રગટ થઈને કહે કે-' હુ તારી ભક્તિથી પ્રસન્ન થઈ ગયો છુ માગ, તારે જે માગવુ હોય તે, તું જે માગે તે હુ આપુ '-તો આ ચોક્કે એને થાય કે-' આ કોઈક બીજો દેવ નીકળ્યો હુ તો વીતરાગ ધારતો હતો, પણ આ તો રાગી છે' એ કદાચ કહે પણ ખરો કે-' જે બધાને મૂકીને, જેનાથી સર્વથા છૂટવાને માટે તારી ઉપાસનામા હુ લાગ્યો હતો, તે અપાવનાર તું ક્યાથી નીકળ્યો ? હું તો તેવા દેવનો ઉપાસક છુ, કે જેમણે આ બધુ મૂક્યુ હતુ અને આ બધાને મૂકવાના માર્ગને ઉપદેશ્યો હતો' આટલા મક્કમ બની જવું જોઇએ

આટલુ થાય તો ય અપૂર્વ સિદ્ધિ જેવુ

દેવતત્ત્વ વિષેનો ખ્યાલ કેવો હોવો જોઈએ, તેની આ વાત છે આર્ય દેશમા જન્મેલા આપણે-જ્યા દેવતત્ત્વની, ગુરૂતત્ત્વની અને ધર્મતત્ત્વની ઘણી વાતો ચાલે છે-એવા ક્ષેત્રમા જન્મેલા આપણે, જે ચીજોને મરતા તો આપણે અવશ્ય મૂકી જવાની, એવી ચીજોને માટે દેવાધિદેવની ઉપાસના કરીએ ? આપણે તો કહીએ કે-' જોઇએ છે એક મોક્ષ જ અને એને માટે જ દેવની, ગુરૂની અને ધર્મની ઉપાસના કરીએ છીએ એથી જ દેવ તરીકે એવા દેવાધિદેવની ઉપાસના કરીએ છીએ, કે જેમણે રાગાદિકથી સર્વથા મુક્ત બનીને, રાગાદિકથી મુક્ત બનવાનો માર્ગ સ્વતન્ત્રપણે પ્રરૂપ્યો છે ગુરૂ તરીકે પણ તેઓને જ માનીએ છીએ, કે જેઓ કેવળ મોક્ષને માટે જ દેવાધિદેવે કહેલા એક માર્ગે જ પ્રયત્નશીલ બનેલા છે અને ધર્મ પણ તે જ કહેવાય, કે જેને ધર્મ તરીકે દેવાધિદેવે કહેલો છે

અને જેમા સર્વ જીવોની રક્ષા પ્રત્યે જ આગળી ચીંધવામા આવી છે ' અને તમારાથી આજે ને આજે સંસારને તજી શકાય નહિ, તો પણ જો આ રીતિએ સુદેવ, સુગુરૂ અને સુધર્મની સન્મુખ બની જવાય, તો પણ આ જીવનમા આપણે એક અપૂર્વ સિદ્ધિ મેળવી-એમ સામાન્યપણે તમારાથી કહી શકાય

## ઘર પણ વિરાગી સારૂ ચલાવી શકે :

આવી દશાવાળા જીવને તો, થયા જ કરે કે-' ક્યારે હુ મારો સઘળો ય રાગ દેવાધિદેવને જ સમર્પી દઉ ? અત્યારે પૈસા ટકા વગેરે ખોટી જગ્યાએ રાગ થઈ જાય છે સંસારમા બેઠો છુ એટલે કુટુબાદિક પણ છે, પણ એ બધાને મુશ્કેલી નડે નહિ એની કાળજી રાખીને, હું મારૂ સર્વસ્વ દેવાદિને ચરણે અર્પી દઉ !' આજે દેવાદિ ઉપર આવો રાગ નથી ને ? દેવાદિ ઉપર રાગ થઈ જાય ને સંસારનો ત્યાગ ન કરી શકો તેથી સંસારમા રહેવું પડે તેવું હોય, તો ઘર બરાબર નહિ ચલાવી શકાય, એમ તમને લાગે છે ? તમને અનુભવ નથી અને તેવું જ્ઞાન પણ નથી, બાકી તો ઘર પણ રાગી જેવું ન ચલાવી શકે, તેવુ સારૂ વિરાગી ચલાવી શકે છે ઘરને રાગી ખરાબ રીતિએ ચલાવે અને વિરાગી સારી રીતિએ ચલાવે કેમ ? એનુ હૈયુ વિવેકી હોય, ઉદાર હોય, બીજાના સુખને માટે પોતે ખમી ખાય એવું હોય સારા આચારની ને સારા વિચારની એના ઘરમા અસર હોય

## આર્ય દેશ અનાસક્ત યોગિઓનુ ધામ

તમે રાગપૂર્વક ઘર ચલાવો છો કે વિરાગપૂર્વક ? પેઢીએ જાવ છો, તે રાગપૂર્વક કે વિરાગપૂર્વક ? ઘર ચલાવો છો, પેઢી

સાચવો છો, પૈસા રળો છો, તે બધું રાગથી કરો છો કે વિરાગથી? જે અનાચારો વધ્યા છે, તે રાગથી જ વધ્યા છે વિરાગ જીવન્ત હોત, તો ઘરના આચાર અને અન્તરની રીત ભાત જુદી હોત આર્ય દેશ તો અનાસક્ત યોગિઓનું ધામ છે આ આર્ય દેશ, એ અનાસક્ત યોગિઓની ભૂમિ છે આ દેશમા જન્મેલાની મહત્તા તો એ ગણાય કે-ગમે તેવું સામ્રાજ્ય મળતું હોય, તો પણ એ કહે કે-'તેની મને ઇચ્છા નથી, તેનો મને રાગ નથી' સામ્રાજ્ય, સામ્રાજ્ય તરીકે લાભ ન કરે પણ હાનિ કરે, આવી એના હૈયામા ખાત્રી હોય છે આટલું છતા પણ, જો એને માથે સામ્રાજ્યના સંચાલનની ફરજ આવી પડે, તો એ સામ્રાજ્યને ચલાવે અને તે એવું ચલાવે કે-સામ્રાજ્ય કેમ ચલાવવું, તેની બીજાઓને ગમ પડી જાય જગત તાજ્જુબ થાય એવી રીતિએ એ ચલાવે રામે જે રીતિએ રાજ્ય ચલાવ્યુ, તે રીતિએ રાજ્ય રામે કેમ ચલાવ્યુ? કારણ કે-એ શ્રી વીતરાગ, દેવાધિદેવના સેવક હતા! શ્રી વીતરાગનો સેવક એટલે સંસારના પદાર્થ માત્રનો વિરાગી! આપણે દોષવાળા છીએ પણ દેવ તો સર્વથા નિર્દોષ ને સર્વ ગુણ સમ્પન્ન જોઈએ

તમે વિચાર કરો કે-આપણે રાગી છીએ કે વિરાગી? રાગ હોવા છતા પણ, રાગથી છૂટવાની ઈચ્છા છે? જે સ્થાનોએ રાગ છે, ત્યાથી છૂટીને રાગને એક માત્ર દેવાદિકમા જ કેન્દ્રિત કરવાની ઈચ્છા છે? તો તમે વિરાગી, બાકી તો રાગી જે જેવો રાગી હોય, તેવો દ્વેષી પણ હોય જ્યાં જ્યાં રાગ, તેના તેનાથી પ્રતિકૂળનો દ્વેષ જન્મે ને? રાગમા અને

દ્યમાં જ આનંદ માનનારો, અજ્ઞાન પણ પૂરો હોય એ કદાચ ભણ્યો હોય એટલું કે-ચોપડાના ઢગ થાય, છતાં પણ એનું અજ્ઞાન કાયમનું હોય એવા માણસો લોભી પણ પૂરા હોય અને માયાવી પણ પૂરા હોય એમનું માન પણ જોરદાર હોય ને ? પુણ્યનો યોગ હોય અને સારી સામગ્રી મળી ગઈ હોય, તો માથું એક ન રહે પણ બે માથાં થઈ જાય અને આંખ પાછળ જાય એવાની આડે કોઈ આવે, તો એને આવેશમાં આવી જતાં પણ વાર લાગે નહિ નબળાને તો એ દબાવ્યા જ કરે અસત્ય પણ એનું સાથીદાર અને ચોરી વિના ય એને ચાલે નહિ એવાને માટે, બદમાશી એ પણ સહેલી ચીજ ને ? પછી એવાની આંખે જે ચઢે અને એમાં જે ગમતું હોય, તે એવાથી નિર્ભય રહી શકે નહિ આ બધા દોષોની જડ તો રાગ છે ને ? આવા દોષો જેનાથી સંભવી શકે, તેવું દેવમાં હોય, એવું માનવાને તમે તૈયાર છો ? આપણે દોષવાળા છીએ, પણ દેવ કેવા જોઈએ ? આજે જરાક પ્રતિકૂળતા આવે એટલે માથે હાથ દઈને બેસવું અને જરાક અનુકૂળતા આવે એટલે હસ્સાનો પાર નહિ, એવી સ્થિતિનો જ તમે મોટે ભાગે અનુભવ કરી રહ્યા છો ને ? તમે ક્યારે સુખી ? મનોવાંછિત મળે ત્યારે ને ? બાકી તો નારાજ ને ? દેવમાં આવું રાજીપણું ને નારાજીપણું હોય ? આ બધી કુટેવો સારી છે કે ખરાબ ? ખરાબ, તો એ દેવમાં તો કેમ જ સંભવે ? દેવ તો કેવા જોઈએ ? સર્વથા નિર્દોષ ને સર્વ ગુણે સમ્પન્ન ! કેમ ? આપણો આદર્શ એ છે આપણે તેવા બનવું છે ? સર્વ દોષોથી રહિત અને સર્વ ગુણોથી સંપન્ન, માટે દેવ એવા જોઈએ, કે જે સર્વ દોષોથી રહિત હોય અને સર્વ ગુણોથી સમ્પન્ન હોય

## દેવની સાચાથી તુષ્ટ અમે થઈએ પણ અમારી સેવાથી દેવ તુષ્ટ થાય નહિ

એક મહાપુરૂષે એવું પણ કહ્યું છે કે-અમારે અમુકને જ દેવ માનવા એવો પણ આગ્રહ નથી અને અમુકને દેવ નહિ માનવા એવો પણ આગ્રહ નથી અમારી તો શરત જ એક કે-જેને જેને અમે તારક દેવ માનીએ, તેના તેનામા દોષ એક પણ નહિ જોઈએ અને ગુણ બધા જોઈએ, પછી નામે તે ગમે તે હોય એ વાત સાચી કે-અમે શ્રી મહાવીરને દેવાધિદેવ માનીએ છીએ, પણ તે શાથી ? એ શ્રી અરિહંત હતા માટે ! જે કોઈ અરિહંત, તે બધા ય અમારે મન દેવાધિદેવ બાકી કોઈ મહાવીર નામ ધારણ કરે, તેથી તેને અમે દેવાધિદેવ ન માનીએ જે મહાવીર અરિહન્ત નહિ, તે અમારા દેવાધિદેવ નહિ જ કોઈ કહેશે કે-'એ મહાવીર છે પણ અરિહન્ત નથી' તો અમે કહીએ કે-'અમે માનીએ છીએ તે શ્રી મહાવીર એ નહિ !' અમુક માણસ કહે કે-હું મણિલાલનો છોકરો છુ, તેથી કાઈ જેટલા મણિલાલ ગામમા હોય, તેટલાનો તે છોકરો કહેવાય ? અમદાવાદમા મણિલાલ કેટલા ? ઘણા, પણ તે તો અમુક મણિલાલનો જ છોકરો ને ? તેમ મહાવીર નામ ધરાવનાર પણ જો અરિહન્ત ન હોય, તો અમે કહી દઈએ કે-'એ દેવાધિદેવ મહાવીર નહિ' અમે તો તે શ્રી મહાવીર આદિ દેવાધિદેવોના ઉપાસક છીએ, કે જેઓમા ભક્તો ઉપર તુષ્ટમાન થવા જોગો ય રાગ નહોતો ભક્તિના ભૂખ્યા દેવ, આપાપુ કરી કરીને પણ કરે શું ? અને એવા દેવની પણ કઈ ગતિ થાય ? જરૂર, જેમ મનુષ્યગતિ છે તેમ દેવગતિ પણ છે તેમા ય સસારી જીવો જ છે એ દેવગતિમા

એવા પણ શક્તિસંપન્ન સંસારી જીવો છે કે–જે એની ઉપાસના કરે, તેના ઉપર તેઓ તુષ્ટ થાય અને તેનુ ધાર્યું દુન્યવી કાર્ય કરી આપે એ દેવો પણ આજે અહીં આવતા હોય તેમ જણાતું નથી કેટલાકો 'મને દેવ આવે છે' એવી વાતો કરે છે અને કહે છે કે–'એકદમ પ્રકાશ પ્રકાશ લાગે છે' પણ તે તો એક પ્રકારનુ ગાંડપણ છે બાકી સંસારી દેવો શક્તિસંપન્ન છે અને તેમા તુષ્ટમાન થાય એવા પણ છે પણ તે તુષ્ટમાન થાય કોના ઉપર ? પુણ્યશાળી ઉપર ! દેવ ગતિમા એવા અસંખ્ય દેવો છે, પણ તે તો સંસારી છે એમનુ ય સ્થાન શાશ્વત નથી એમને ય પરાધીનપણે જ ત્યા અમુક કાલ પૂરતું જીવવાનું છે અને પરાધીનપણે ત્યાથી અન્યત્ર સંસારની ગતિમા રવાના થવાનુ છે આપણે તો શુદ્ધ દેવતત્ત્વ જોઈએ, માટે દેવાધિદેવની વાત કરીએ છીએ આપણે તો કહીએ કે–'દેવની સેવાથી તુષ્ટ અમે થઈએ, પણ અમારી સેવાથી દેવ તુષ્ટ થાય નહિ એ દેવ રીઝે નહિ કે ખીજે નહિ, પણ એ દેવની સેવાથી આપણું ભલુ થયા વિના રહે નહિ'

દેવ અંગે સ્વચ્છ આરીસાની કલ્પના

દેવને તો, આપણે, આપણે માટે એક તદ્દન સ્વચ્છ આરીસા જેવા જ કલ્પો આરીસામા જોઇને નાચીએ તો આપણે નાચીએ કે આપણે આરીસામા જોઇએ એટલે આરીસો નાચે ? આંખો કાઢી કાઢીને પણ જોવાનું તો આપણે જ આરીસામા કે આરીસાએ આપણને જોવાના ? જે કાંઈ પણ આપણી ખરાબી હોય, તે આપણે આરીસા દ્વારા જોવાની કે આરીસાએ સામે આવીને આપણે ન જોઈએ તો પણ આપણને આપણી

ખરાબી બતાવવાની? આરીસા દ્વારા આપણને આપણી જે ખરાબી દેખાય, તે ખરાબીને કાઢવાની મહેનત પણ આપણે કરવાની કે આરીસાએ આપણી ખરાબીને કાઢવાની મહેનત કરવાની? આરીસામા જોઈને તમે ગમે તેટલા રાજી થાવ, હસો, નાચો, તો ય આરીસો રાજી થાય? તમે છ કલાક એક સરખા આરીસાની સામે નાચો, તો ય આરીસો હાલે ખરો? નહિ જ, તેમ શ્રી વીતરાગ દેવ પણ ભક્તિથી તુષ્ટ ન જ થાય ત્યારે એ કરે શું? એ તો સ્વચ્છ આરીસા જેવા સ્વચ્છ આરીસો શું કામ આપે? એમા જે જુએ, તેને એ જેવો હોય તેવો દેખાડે આરીસો સ્વચ્છ જોઈએ અને જોના રની આખમા દોષ નહિ જોઈએ એટલુ હોય, તો તેના દ્વારા જે જુએ, તે પોતાના સારા-ખોટાપણાને જાણી શકે શ્રી વીતરાગ દેવ પણ રાગાદિ મલ વગરના છે એ કરે શું? આપણને જો જોતા આવડે અને આપણે જો જોઈએ, તો તે આપણને આપણા દોષ દેખાડે

<u>હીરાના હાર પણ કેમ ચઢાવે?</u>

આ ભાવ જ્યા સુધી હૈયે નહિ બેસે, ત્યા સુધી નિષ્કામ ભક્તિ આવવી, એ શક્ય નથી શ્રી વીતરાગ દેવનો ભક્ત, કદી પણ એમ માને નહિ કે-'આ દેવ હીરાના હારથી તુષ્ટ થાય' છતા પણ એની જો શક્તિ હોય, તો એને હીરાના હાર દેવની મૂર્તિને ચઢાવવાનુ મન થયા વિના પણ રહે નહિ એને તો થાય કે-'હીરા રાખવા એ સારા નહિ, પણ જો રાખવાની ભૂલ કરી છે, તો આનો ખરેખરો સદ્દુપયોગ એ છે કે-આ શ્રી વીતરાગની મૂર્તિને ચઢાવવા! શા માટે? હીરા

ભૂલાય, એ માટે ! એની મૂર્ચ્છા ઉતરે, એ માટે ! મારી ભક્તિનો રાગ વધે, એ માટે ! ભક્તિથી મારૂ મન પ્રસન્ન થાય, એ માટે !' પણ એને એમ ન થાય કે-'અહીં હુ એક હાર ચઢાવુ, તો ભવિષ્યમા મને ચાર હાર મળે' એટલે શ્રી વીત રાગ દેવની ઉપાસના શા માટે ? જેમ જેમ એના સ્વરૂપનું ચિન્તન આદિ કરીએ, તેમ તેમ આપણને આપણા સ્વરૂપનું ભાન થાય અને એવા સર્વ દોષોથી રહિત તથા સર્વ ગુણોથી સમ્પન્નની સેવા કરી શકાઈ એથી આપણને તોષ થાય પ્રભુની સેવામા, આપણો પોતાનો તોષ, એ જ મુખ્ય વસ્તુ છે ભક્તિ એના તોષને માટે નથી, આપણા તોષને માટે છે એના તોષની ઇચ્છા થઈ કે નિષ્કામ ભક્તિ ગઈ સમજો આ રીતિએ સમજપૂર્વક જે દેવાધિદેવને ચરણે બેસે, તે શુ કહે ? એ તો કહે કે-'જગતમા કોઈના ચરણે બેસવા લાયક સારામા સારી જગ્યા હોય, તો તે આ જ છે બીજાઓ તો મોટે ભાગે ઘડીમા રાજી થનારા અને ઘડીમા નારાજ થનારા છે મારે તો એવાઓના સસર્ગથી પણ આઘા રહેવુ છે, કે જે ગમતાથી રાજી થાય અને અણગમતાથી નારાજ થાય'

રાજી થનાર શાથી રાજી થાય છે?

કોઈ પણ માણસને તમે રાજી રાખવાને મથો, તો તેને તમે કયા સુધી રાજી રાખી શકો ? સંસારમા જેમ રાજી થવાના પ્રસગો છે, તેમ નારાજ થવાના પ્રસગો પણ છે ને ? રાજી થવાના પ્રસગો થોડા અને નારાજ થવાના પ્રસગો ઘણા, એમ ખરૂ ? મસાણના રાગિને તમે ઘણો ઘણો સાચવો, તો ય કોઈક દહાડો નારાજીનો પ્રસગ આવી જાય અને એ વખતે

એને રાજી રાખવાને માટે કરેલા બધા પ્રયત્નો ધોવાઇ જાય-એવું પણ બને ને ? ઓગણત્રીસ દિવસ બરાબર સલામો ભરી હોય, પણ એક દિવસ સલામ ન ભરાઈ હોય, તો ? સલામ ન ભરી, એ વાત પ્રધાન બને ને ? પેલી સલામો ભૂલાઇ જાય અને આને માટે રોષ આવે, એમ બને ? શાથી ? કહો કે-સલામનો રાગી સલામ ભરતા ત્યારે જે પ્રેમ બતાવતો હતો, તે તમારા ઉપર પ્રેમ નહિ હતો, પણ સલામ ઉપર પ્રેમ હતો એ વખતે તમને પણ શું થાય ? 'બસ, એક દહાડો સલામ ન ભરાઈ, તેમા આવું ?' પણ તમે નિ સ્વાર્થપણે ઔચિત્ય સમજીને સલામ ભરી હોય, તો ? તો તમને એના વર્તણુંકી દુ ખ ન થાય

મા-બાપની ભક્તિ ય કર્તવ્ય સમજીને કરવી

એટલા માટે તો, યોગની પૂર્વભૂમિકાના ગુણોની વાતમા, મા-બાપની ભક્તિની જે વાત કરી, તેમા પણ કહ્યું હતું કે-મા-બાપની જે ભક્તિ કરવાની છે, તે મા-બાપને રાજી કરવાને માટે કરવાની નથી, પણ ફરજ સમજીને નિ સ્વાર્થપણે કરવાની છે 'મા-બાપ રાજી થાવ, કે ન થાવ પણ એમની ભક્તિ કરવી એ મારૂ કર્તવ્ય છે'-એમ સમજીને મા-બાપની ભક્તિ કરવાની મા-બાપ લાત મારે, તો ય 'લાત કેમ મારી ?'-એમ પૂછવું નહિ જો એવું પૂછ્યુ તો લોગ મળ્યા સમજો કેમ ? એ ય રાગી છે સમજવું કે-એ ય મારી જેમ રાગી છે અને રાગી છે માટે જ્યા ફાવતું ન આવે ત્યા રોષેય કરે !

પ્રભુ-પ્રાર્થનાનો ભાવ

કદી પણ રાજી કે કદી પણ નારાજ કોણ ન થાય ? એક

જોઈએ છીએ શું જુઓ છો ? હું ચોખ્ખો છુ કે મેલો છુ ? તમે ગમે તેવો સાબુ ચોળીને અને બરાબર મસળીને નાહ્યા હો, તે છતા પણ જો ડાઘ રહી ગયો હોય, તો એ ડાઘ આરીસો બતાવે ને ? એ ડાઘ બતાવે, પછી તમે એમ કહો છો કે-તારે આ ડાઘ કાઢવો હોય તો કાઢજે !! ના ત્યારે ડાઘ દેખાય તે કાઢવાનો તમારે ત્યારે આરીસો શા માટે ? ડાઘ છે કે નહિ તે જોવા અને જાણવા એ જોવા-જાણવાનુ શા માટે ? ડાઘ હોય તો તેને કાઢવાની મહેનત કરવાને માટે ડાઘ દેખાય તો ડાઘને કાઢ્યા વિના જપુ નહિ, એમ મનમા તો ખરૂ ને ? એ જ રીતિએ, શ્રી વીતરાગ પરમાત્માનું સ્વરૂપ એવુ નિર્મલ છે કે-એનુ આપણે ચિન્તન કરીએ, એટલે આપણા દોષો દેખાવા માંડે એ દ્વારા આપણે આપણા બધા દોષોને જોઈ શકીએ, પણ દોષોને જોવા હોય અને દોષોને જોતા આવડતું હોય તો ! તમે આરીસાને કહો કે-'તારામા તાકાત હોય તો તુ મને મારા દોષ દેખાડ' અને એમ કહીને આખ મીંચીને આરીસાની સામે તમે ઉભા રહો, તો શું થાય ? એમા આરીસો શુ કરે ? એ તો તમે જુઓ તો દેખાડે તેમ શ્રી વીતરાગની ઉપાસના ને પ્રાર્થના શું કરવા ? કહો કે-'મને જોવા અને મને સાફ કરવા !' તમે વીતરાગમા તમને જોયા છે ખરા ? શ્રી વીત રાગના દર્શન દ્વારા તમે તમારૂ પોતાનુ દર્શન કદી પણ કર્યું છે ખરૂં ?

શ્રી વીતરાગનો ખપ

જેઓને વીતરાગને માનવામા જ વાધો છે, તેમને જોવાનું

શું પૂછવું ? સમાગમાં જ્યાં સુધી ફાવે, રાગમાં જ જ્યાં સુધી મીઠાશ લાગે, લોભાદિ કષાયોમાં જ્યાં સુધી મોજ અનુભવાય, હિંસાદિક પાપોને સેવતાં જ્યાં સુધી કંપ ન આવે અને અનાચારોમાં જ્યાં સુધી લહેર આવે, ત્યાં સુધી શ્રી વીતરાગનો કોઈને ય વસ્તુતઃ ખપ પડ્યો પણ નથી અને ખપ પડવાનો પણ નથી શ્રી વીતરાગનો ખપ તો તો પડે, જો રાગાદિ ખટકે રાગાદિ જરા પણ ખટક્યા વિના, શ્રી વીતરાગ વીતરાગ તરીકે ગમે જ શી રીતિએ ? રાગાદિ જોરદાર હોય, તો તે શ્રી વીતરાગને પણ માનવા દે નહિ ને ?

ઇચ્છામાં રહેલો દુર્ગુણ

તમે તમારો અનુભવ વિચારો રાગ સુખી કરે છે કે દુઃખી કરે છે ? દુનિયાના પદાર્થો ઉપરનો રાગ, દુનિયાના પદાર્થોને મેળવવા, સાચવવા ને ભોગવવા આદિની ઇચ્છાને પેદા કરે કે નહિ ?

ગ૦ ઇચ્છા જ ન થાય તો રાગ શાનો ?

એ ઇચ્છામાં એવો એક દુર્ગુણ છે કે-જો એની સફળતા ન થાય, તો એ જીવને રજાડ્યા કરે વારે વારે એ ઇચ્છા શૂળની જેમ હૈયામાં ભોંકાયા કરે જેના હૈયામાં સંસારના સુખનો રાગ હોય, તેના હૈયામાં સંસારના સારા સારા લાગતા અને ગણાતા પદાર્થોને મેળવવાની ઇચ્છા જન્મ્યા વિના રહે નહિ પછી તમે શું કરો ? તમે ગમે તેટલું કરો અને ગમે તેમ કરો, તો ય તમારી બધી ઇચ્છાઓ પૂરી થાય ખરી ? મહેનત કરવા છતાં પણ ઇચ્છાઓ સફળ નિવડે નહિ, તો દુઃખ થયા વિના ય રહે ? કોઈ એમ કહી શકશે કે-મારી

બધી ઈચ્છાઓ પૂરી થઈ છે ? ' રાગિની સઘળી ય ઈચ્છાઓ પૂરી થાય જ છે અને રાગિની કોઇ પણ ઈચ્છા પૂરી થયા વિના રહેતી જ નથી '–આવું જો કોઈ પૂરવાર કરી આપી શકે તેમ હોય, તો હું રાગને છોડવાનો ઉપદેશ આપવાનું છોડી દઉં જો તમે એવુ પૂરવાર કરી શકતા હો તો હુ તમારા ભેગો આવું, નહિ તો તમે શ્રી વીતરાગ બનવાનો પ્રયત્ન કરવાની વાતમા મારા ભેગા આવો

રાગનો વિચિત્ર નશો

રાગ કરવાનું કહે એ ભયકારક છે કે રાગ છોડવાનુ કહે તે ભયકારક છે ? જગતમા રાગી ભયનું સ્થાન કે વિરાગી ભયનું સ્થાન ? રાગે જ જગતને ભયમા મૂકી દીધું છે, છતા એવા ય છે કે જે વિરાગિને ને ત્યાગિને ભય રૂપ માને ! જગતમા ડાકુ જેવો કોણ બને ? ઘણાનું ભૂડ કરનારો કોણ બને ? સાધુ ? અમે અમારી પાસે કોઈ યોગ્ય જીવને બોલા વીએ, તે તેને ખરાબ કરવા કે તેને સારો કરવા ? તમારા જેવા રાગિઓનું ટોળુ જગતનુ ભલુ કરશે ? પણ રાગનો નશો વિચિત્ર છે રાગના યોગે દુખમા પણ આનદ લૂટવાનુ મન થાય છે, પણ પાછી મુઝવણ એવી થાય છે કે–જીવતર ધૂળ થઈ જાય છે

રાગને ખરાબ કહેવાનો અમને શોખ નથી

વિચાર કરો કે–રાગિની બધી ઇચ્છાઓ કદી પૂરી થાય ખરી ? અને એ પૂરી ન થાય તો એને દુખ થયા વિના પણ રહે ખરૂ ? તમે તમારો જ વિચાર કરો આજ સુધીનો તમારો અનુ ભવ શો છે ? તમારી સઘળી ય ઇચ્છાઓ પૂરી થઈ છે ? ત્યારે

તમે જેનો રાગ કરો છો, તે વસ્તુઓ સુખ જ આપે એવી છે ? જે વસ્તુઓ આપણી નહિ, આપણે ઇચ્છવા છતા પણ જે મળે તો મળે, નહિ તો ન ય મળે, આપણે ગમે તેટલી સાચવીએ-સભાળીએ, તો પણ જે આપણી પાસે રહે ય ખરી અને ન પણ રહે, અને છેવટ તો આપણે જે બધી વસ્તુઓને છોડીને ગયા વિના છૂટકો જ ન થાય-એવી વસ્તુઓના રાગમા, ડહાપણ છે કે ગાડપણ છે ? એ રાગ દુ ખ ન આપે, તો બીજુ થાય પણ શુ ? 'સમારના સુખના રાગના યોગે જે જે વસ્તુઓની જ્યારે જ્યારે ઇચ્છા થાય, ત્યારે ત્યારે તે તે વસ્તુઓ જરૂર મળે, એ વસ્તુઓને આપણે જ્યા સુધી રાખવા માગીએ ત્યા સુધી તે અવશ્ય આપણી પાસે રહે, એ વસ્તુઓ રહે તો રહે પણ પાછી આપણને સર્વ કાળે સુખ જ આપે પણ દુ ખ આપે જ નહિ, અને આપણે કદી પણ આપણી ઇચ્છા વિરૂદ્ધ એ વસ્તુઓને મૂકીને જવુ પડે નહિ '-આવું હાઈ હોય, તો તે તમે મને બતાવો જો તમે આવી એક પણ દુન્યવી ચીજ બતાવી શકતા હો, તો રાગને ખરાબ કહેવાનો કાઈ અમને શોખ નથી રાગ ખરાબ છે, માટે અમે રાગને ખરાબ કહીએ છીએ શ્રી વીતરાગ પરમાત્મા રાગને ખરાબ કહી ગયા છે શ્રી વીતરાગ પરમાત્માએ કહેલી વાતો અમને ગમી ગઈ છે, માટે અમે એની ડોડી પીટયા કરીએ છીએ શ્રી વીતરાગ પરમાત્માએ રાગને ખરાબ કહ્યો છે-એવું અમે સાભળ્યુ અને વાચ્યું, અમને પણ લાગી ગયું કે-જરૂર, રાગ બહુ જ ખરાબ છે, એટલે અમને વીતરાગ બનવાનો પ્રયત્ન કરવાનું મન થયુ અને સાથે સાથે એવુ મન પણ થયુ કે-' જે કોઈ આપણા પરિચયમા આવે, આપણને મળે અને સાભળે, તેને કહેવુ

કે-રાગ ખરાબ છે, માટે વીતરાગ બનવાનો પ્રયત્ન કરો !' એટલે અમે આ કામ કર્યા કરીએ છીએ એમા જો તમે એમ કહી દો કે-'રાગના યોગે જેની જેની ઇચ્છા જ્યારે જ્યારે વાય, ત્યારે ત્યારે તે તે મળ્યા વિના રહે જ નહિ, એ જ્યા સુધી આપણે રાખવા માગીએ ત્યા સુધી આપણી પાસે જ રહે, જ્યારે ને ત્યારે એ સુખ જ આપે પણ દુ ખ આપે જ નહિ અને આપણે આપણી ઇચ્છા વિરૂદ્ધ એને મૂકીને ચાલ્યા જવું પડે નહિ' તો વિચાર કરવો પડે ને ? તમે જો ખરેખર એવી ખાત્રી કરાવી આપી શકતા હો, તો શ્રી વીતરાગે રાગને ખરાબ કહ્યો છે, તે છતાં પણ રાગને ખરાબ કહેવાનો અને વીતરાગ બનવાનો પ્રયત્ન કર્યા કરવાનો હુ જે ધધો લઈ બેઠો છુ, તે છોડી દઉં ! પછી તો હું જે કોઈ રાગને ખરાબ કહેશે, તેનો વિરોધ કરવામા તમારી ભેગો ભળીશ પણ એવુ તમે પૂરવાર કરી શકો તેમ છો ?

સ૦ એ પૂરવાર થઈ શકે તેવું જ નથી

છો તો ડાહ્યા, પણ આ ડહાપણ જો તમારા હૈયે ઉતરે તો કામ થાય

## શ્રી વીતરાગના સેવકોની કથા કોને ગમે ?

શ્રી વીતરાગે કહેલુ ખોટુ હોય જ નહિ શ્રી વીતરાગે જે કાંઈ કહ્યુ છે, તે યથાતથ્ય જ કહ્યુ છે જ્યા સુધી તમારા હૈયામાં 'દેવાધિદેવ શ્રી વીતરાગ જ હોય અને વીતરાગ બનવાનો સાચો માર્ગ બતાવનારા જ હોય'-એ વાત બેસે નહિ, ત્યા સુધી તમારી પાસે રામને ને સીતાને, લક્ષ્મણને ને સુમિત્રાને-એ વગેરે રામાયણના પાત્રોને રજૂ કરવાથી ફાયદો

શો થાય ? કારણ કે-એમના ગુણો જે રૂપે લક્ષ્યમા આવવા જોઈએ, તે રૂપે લક્ષ્યમા આવે નહિ જેને શ્રી વીતરાગ ન ગમે, તેને શ્રી વીતરાગના સેવકોની કથા ગમે ? એને તો, પૈસાની ને કામસુખની કથા ગમે

જગત રાજી થવાને બદલે રોઈ રહ્યુ છે

એ રાગે જગતમા શી કાગારોળ મચાવી મૂકી છે ? જગતમા જે દુ ખમય દશા પ્રવર્તી રહી છે, તે સાભળતા કપારી આવે એવું છે જે લોકો જગતને સુખી કરવાને નીકળેલા, તે લોકો ય રીબાઈ રહ્યા છે બીચારાઓની ઈચ્છા વધી ગઈ, એટલે એ જુદા જ લક્ષ્યમા પડી ગયા લોકોએ પણ પહેલા તો સ્વપ્નમા મહેલ બાધેલા, પણ આજે લોકો નિરાશામા ગરકાવ થઈ ગયા છે આખુ જગત રાજી થવાને બદલે રોઈ રહ્યું છે પણ આમા નવાઈ પામવા જેવું કાઈ નથી માર્ગ જ ખોટો હતો રાગનું જોર વધે ને સુખ વધે, એ કલ્પના જ મૂર્ખાઈભરેલી છે

મુક્તિએ ગયેલા ફરી સસારમા આવે નહિ

વળી, આખુ જગત તો કદી પણ સુખી હતું નહિ અને કદી પણ સુખી બનવાનું નથી જગતમા સુખી તે હોય અને સુખી તે છે, કે જે વિરાગી છે સાચો અને વિવેકપૂર્ણ વિરાગી કોણ ? જે શ્રી વીતરાગ દેવનો સેવક હોય તે શ્રી વીતરાગ દેવ કોણ ? જે સર્વ દોષથી રહિત અને સર્વ ગુણથી સપન્ન બન્યા છે અને જેમણે શ્રી વીતરાગ અને સર્વજ્ઞ બનીને, સ્વ તન્ત્રપણે સર્વ દોષોથી રહિત અને સર્વ ગુણોથી સપન્ન બન વાનો માર્ગ દર્શાવ્યો છે તે ! એ તો અત્યારે મુક્તિસુખમા મહાલી રહ્યા છે મુક્તિએ ગયેલાને આપણે અહીં બોલાવીએ ?

એના સ્વરૂપના ચિન્તન આદિથી આપણે આપણું સ્વરૂપ જાણીએ કે એ માટે એમને અહીં બોલાવીએ ? આ શું સારી જગ્યા છે કે-એમને પાછા બોલાવીએ ? અને આપણા બોલાવ્યા એ આવે પણ ખરા ? મુક્તિએ ગયેલા ફરીથી કદી પણ સંસારમાં આવે નહિ, માટે જ મુક્તિની સાધના કિંમતી છે

જાગતા રહેજો !

આપણે એક વાર મુક્તિને સાધી લઈએ, એટલે સદાને માટે સઘળા ય દુ:ખથી છૂટી જઈએ અને સદાને માટે અનન્ત સુખમાં મહાલી શકીએ એ માટે જ વીતરાગ બનવાની જરૂર છે અને વીતરાગ બનવાને માટે વિરાગી બનવાની જરૂર છે રાગને બહુ ખરાબ કહેવાની જે અમારા મનમાં બહુ હોંશ છે, તે આવી છે જીવ માત્રના સુખનો ઉપાય બતાવનારા ભગવાને રાગને ખરાબ કહ્યો છે અને 'રાગ ખરાબ છે'-એમ કહેવાની અમને ભગવાનની આજ્ઞા છે ભગવાને કહ્યું છે કે-તમે રાગથી સાવચેત બની જઈને અને એક માત્ર વીતરાગ બનવાના પ્રયત્નમાં લાગી જઈને, જે કોઈ તમારા પરિચયમાં આવે અને તમને સાંભળે, તેમને કહેજો કે-રાગ બહુ ખરાબ છે અમે ભગવાનની આજ્ઞા મુજબ જગતમાં 'રાગ ખરાબ છે, માટે વીતરાગ બનવાનો પ્રયત્ન કરો '-એવી ટેલ નાખ્યા કરીએ છીએ જેને સાંભળવી હોય તે સાંભળે અને અમલમાં મૂકવી હોય તે અમલમાં મૂકે જેમ ચોકીદાર રાતના ટેલ પાડ્યા કરે છે ને કે-જાગતા રહેજો ! ચોકીદાર પોતાની ફરજ મુજબ બૂમ પાડ્યા કરે, પણ તે કોઈને ન ગમે તો ? મારી ઉંઘમાં ખલેલ પહોંચાડે છે, એમ કોઈ કહે તો ? કોઈ માણસ જો

આ ચોકીદાર રાતના બાર વાગે 'જાગતા રહેજો'ની બૂમ પાડીને મારી ઉંઘને બગાડે છે, એવી ફરિયાદ કરવા જાય, તો જો કોર્ટ સારી હોય તો કદાચ એવી નોંધ લે કે-આ ફરિયાદી ચોરનો ભાઈ ઘટી ચોર લાગે છે, અથવા તો, એને ગાંડામાં ગણી કાઢે! તેમ, અમે પણ શ્રી વીતરાગ પરમાત્માએ નિયુક્ત કરેલા ચોકીદાર છીએ પેલા રોણીયા રાતના જાગતા રહેવાની બૂમ પાડે છે, અમે ધોળે દહાડે બૂમ પાડીએ છીએ અમે દેખીતા જાગતાને જાગવાનું કહીએ છીએ

<u>રાગમાં જે ગાંડા બને તેમને ગીખાવું બહુ પડે</u>

કેમ જાગવાનું કહીએ છીએ? રાગ નામનો લૂટારો લૂંટી ન જાય માટે! અમને લાગે છે કે-તમે લૂંટાઈ રહ્યા છો, માટે બૂમ પાડીએ છીએ પણ તમને લાગે છે કે-તમે લૂંટાઈ રહ્યા છો? રાગ તમને લૂંટી રહ્યો છે, પણ તમે રાગને લૂંટારા તરીકે ઓળખો તો ને? તમને રાગે કેવા પોતાને વશ બનાવી દીધા છે? એક ટુકડા રોટલામાં પણ તમે કેવા ખુશ થઈ જાવ છો? એકાદ સારો બગલો, પાંચ-પચીસ હજાર રૂપીઆ અને કોઈ રૂપાળી રંગીલી મળી જાય, તો તમે તેમાં કેટલા ખુશ થઈ જાવ? એવાને પૂછીએ કે-'કેમ છો?' તો એ ઝટ કહે કે-'સુખી છું' અમસ્થુ પણ તમે કોઈ સુખી ગણાતાને પૂછો કે-'કેમ ભાઈ?' તો એ કહે કે-'હમણા ઠીક છે' શું ઠીક છે? તો એ ગણાવે કે-'બગલો આપણો પોતાનો છે, પૈસા પણ સારા ભેગા થયા છે, બાયડી પણ સારી છે, વગેરે વગેરે!' આ ઘેલછા નથી? એને કોણ સમજાવે કે-'બગલો કાલે સવારે તારો મટીને પારકો થશે, એ રહેશે ને તારે જવુ પડશે, પૈસા પણ રહ્યા તો રહ્યા અને છેવટ

એના સ્વરૂપના ચિન્તન આદિથી આપણે આપણું સ્વરૂપ જાણીએ કે એ માટે એમને અહીં બોલાવીએ ? આ શુ સારી જગ્યા છે કે—એમને પાછા બોલાવીએ ? અને આપણા બોલાવ્યા એ આવે પણ ખરા ? મુક્તિએ ગયેલા ફરીથી કદી પણ સસારમા આવે નહિ, માટે જ મુક્તિની સાધના કિંમતી છે

જાગતા રહેજો !

આપણે એક વાર મુક્તિને સાધી લઈએ, એટલે સદાને માટે સઘળા ય દુ ખથી છૂટી જઈએ અને સદાને માટે અનન્ત સુખમા મહાલી શકીએ એ માટે જ વીતરાગ બનવાની જરૂર છે અને વીતરાગ બનવાને માટે વિરાગી બનવાની જરૂર છે રાગને બહુ ખરાબ કહેવાની જે અમારા મનમા બહુ હોશ છે, તે આવી છે ' જીવ માત્રના સુખનો ઉપાય બતાવનાર ભગવાને રાગને ખરાબ કહ્યો છે અને 'રાગ ખરાબ છે'—એમ કહેવાની અમને ભગવાનની આજ્ઞા છે ભગવાને કહ્યુ છે કે—તમે રાગથી સાવચેત બની જઈને અને એક માત્ર વીતરાગ બનવાના પ્રયત્નમા લાગી જઈને, જે કોઈ તમારા પરિચયમા આવે અને તમને સાભળે, તેમને કહેજો કે—રાગ બહુ ખરાબ છે અમે ભગવાનની આજ્ઞા મુજબ જગતમાં 'રાગ ખરાબ છે, માટે વીતરાગ બનવાનો પ્રયત્ન કરો '—એવી ટેલ નાખ્યા કરીએ છીએ જેને સાભળવી હોય તે સાભળે અને અમલમા મૂકવી હોય તે અમલમા મૂકે જેમ ચોકીદાર રાતના ટેલ પાડયા કરે છે ને કે—જાગતા રહેજો ! ચોકીદાર પોતાની ફરજ મુજબ બૂમ પાડયા કરે, પણ તે કોઈને ન ગમે તો ? મારી ઉઘમા ખલેલ પહોચાડે છે, એમ કોઈ કહે તો ? કોઈ માણસ જો

આ ચોકીદાર રાતના બાર વાગે 'જાગતા રહેજો'ની બૂમ પાડીને મારી ઉઘને બગાડે છે, એવી ફરિયાદ કરવા જાય, તો જો કૉર્ટ સાચી હોય તો કદાચ એવી નોંધ લે કે-આ ફરિયાદી ચોગ્નો ભાઈ ઘટી ચોર લાગે છે, અથવા તો, એને ગાડામા ગણી કાઢે! તેમ, અમે પણ શ્રી વીતરાગ પરમાત્માએ નિયુક્ત કરેલા રોણીયા છીએ પેલા રોણીયા રાતના જાગતા રહેવાની બૂમ પાડે છે, અમે ધોળે દહાડે બૂમ પાડીએ છીએ અમે દેખીતા જનતાને જાગવાનુ કહીએ છીએ

રાગમા ને ગાડા બને તેમને ગીબાનુ બહુ પડે

કેમ જાગવાનું કહીએ છીએ? રાગ નામનો લૂટારો લૂટી ન જાય માટે! અમને લાગે છે કે-તમે લૂટાઈ રહ્યા છો, માટે બૂમ પાડીએ છીએ પણ તમને લાગે છે કે-તમે લૂટાઈ રહ્યા છો? રાગ તમને લૂટી રહ્યો છે, પણ તમે રાગને લૂટાગ તરીકે ઓળખો તો ને? તમને રાગે કેવા પોતાને વશ બનાવી દીધા છે? એક ટુકડા રોટલામા પણ તમે કેવા ખૂશ થઈ જાવ છો? એકાદ સારો બગલો, પાચ-પચીસ હજાર રૂપીઆ અને કોઈ રૂપાળી ક્ગીલી મળી જાય, તો તમે તેમા કેટલા ખૂશ થઈ જાવ? એવાને પૂછીએ કે-'કેમ છો?' તો એ ઝટ કહે કે-'સુખી છુ' અમસ્થુ પણ તમે કોઈ સુખી ગણાતાને પૂછો કે-'કેમ ભાઈ?' તો એ કહે કે-'હમણા ઠીક છે' શું ઠીક છે? તો એ ગણાવે કે-'બગલો આપણો પોતાનો છે, પૈસા પણ સારા ભેગા થયા છે, બાયડી પણ સારી છે, વગેરે વગેરે!' આ ઘેલછા નથી? એને કોણ સમજાવે કે-'બગલો કાલે સવારે તારો મટીને પારકો થશે, એ રહેશે ને તારે જવુ પડશે, પૈસા પણ રહ્યા તો રહ્યા અને છેવટ

દોષવાળા દેવને ભજ્યે વીતરાગ બનાય ?

હવે જેણે રાગને કાઢવો હોય, તેણે કેવા દેવને સેવવા જોઈએ ? એને દેવ તો વીતરાગ જ જોઈએ રાગ, એ દ્વેષનો બાપ છે જેનામા રાગ ન હોય, તેનામા દ્વેષ હોય જ નહિ અને જેનામા રાગ-દ્વેષ ન હોય, તેનામા ક્રોધ, માન, માયા ને લોભ પણ હોય નહિ રાગ હોય ત્યા દ્વેષને અવકાશ ખરો ? રાગ અને દ્વેષ હોય ત્યા ક્રોધને, માનને, માયાને અને લોભને પણ અવકાશ ખરો ? એ છ ભેગા થયા પછી, શું શું જોઈએ જીવને ? તમને શું શું જોઈએ છે ? એક એક માણસને શું શું જોઈએ છે, તેની પાછી કરવાને જો માણસ દીઠ માણસ રાખીએ, તો ય તે થાકી જાય ને થાકી અધુરી રહી જાય, એમ બને ને ? તમને જોઈએ છે કેટલુ ? અને તેમાથી મળ્યુ છે કેટલુ ? જે જોઈએ છે પણ નથી મળ્યુ, તેની રીબામણ કેટલી છે ? તમને જેનો રાગ છે, તે તમારી પાસે નથી ને બીજાની પાસે છે, તો ઈર્ષ્યા કેટલી છે ? આ બધાનુ મૂળ તો રાગ જ છે ને ? આથી જ, શ્રી વીતરાગ પરમાત્માએ ડાંડી પીટીને કહ્યુ કે-રાગના જેવો કોઈ જગતનો શત્રુ નથી એક રાગમાથી અનેક દોષો જન્મે છે દ્વેષ, ક્રોધ, મદ, માન, માયા, લોભ, આનદ, શોક, ક્રીડા, એ વગેરે દોષો જન્મે છે એ દોષોના યોગે જીવોને શું શું જોઈએ ? બજારમા શું કામ જાવ છો ? રોજ બજારમા જાવ છો, તે માત્ર પેટ માટે ? પેટ પૂરતું મળી જાય એટલે બજારમાથી ચાલ્યા આવવું, એવો નિયમેય કર્યો છે ? પેટ આ છે કે બીજુ કોઈ છે ? પછી હિંસા, અસત્ય, ચોરી આદિ પાપો જન્મ્યા વિના રહે ? રાગ હોય, એટલે અનુકૂળતામા આનદ ને પ્રતિકૂળતામા શોક

થયા વિના રહે ? આ બધા દોષોનો અનુભવ તમે કરો છો ને ? જે દોષોની રીબામણુ તમે અનુભવો છો, તે દોષો દેવમા પણ તમારે જોઇએ ? જેનામા રાગાદિ દોષો હોય, તેને દેવ મનાય ? એવાને ભજીને આપણે વીતરાગ શી રીતિએ બની શકીએ ? દેવાધિદેવ તો વીતરાગ જ હોય સર્વ દોષોથી રહિત અને સવ ગુણોથી સમ્પન્ન સદેહે પણ એ તારકોએ જ્યારે સ્વતન્ત્રપણે મોક્ષમાર્ગ બતાવ્યો, ત્યારે એ તારકો રાગાદિ જે મુખ્ય અઢાર દોષો છે, તેનાથી રહિત હતા યોગની ભૂમિકાઓને પામવાને માટે, આ રીતિએ દેવાધિદેવના વિષ યમા બરાબર નિર્ણયવાળા બનવું જોઈએ આવા આત્માને દેવની સેવા કરીને દેવને રાજી કરવાનુ મન થાય નહિ એ તો કહે કે-'આ દેવની સેવા, હું તો મારી જાતે જ રાજી થવાને માટે કરું છુ!'

## વીતરાગ બનવાની જરૂર સમજાવની અને વીતરાગ બનવાનો સાચો ઉપાય બતાવનો-એના જેવો કોઈ ઉપકાર નથી

સસારથી છૂટવાને માટે અને મોક્ષને પામવાને માટે જેમ દેવની આવશ્યકતા છે, તેમ ગુરૂની પણ આવશ્યકતા છે સમા રને તજી દઇને, શ્રી વીતરાગદેવે કહેલા મોક્ષમાર્ગની જ એક માત્ર આરાધના કરવામા ઉદ્યત બનેલા સાધુઓ, એ જ સદ્ ગુરૂઓ છે સાધુઓનો પણ તમને ખપ ખરો ને ? શુ કરવા ? દેવ જે કહી ગયા છે, તેની ખબર વગેરે વિગતથી તો સાધુઓ દ્વારા પડે ને ? સાધુઓ તેવા જ જોઈએ ને, કે જેઓ દેવે કહેલુ જ કહેનારા હોય ? દેવે જે કહ્યુ હોય, તેનાથી ઉંધુ જો કોઈ સાધુ વેષવાળા પણ કહે, તો ય તમે તેમને કહો ને કે- તમારો ખપ નથી ! ? સાધુઓ શું કરે ? દેવે કહેલા માર્ગને

સેવે, અભ્યાસે, પચાવે અને એ યોગ્ય જીવોને યોગ્ય રીતિએ આપે તમે દેવે કહેલા માર્ગનો બહુ અભ્યાસ કરી શકો નહિ, કેમ કે-સસારમા પડેલા, પણ તમારે એ માર્ગનો ખપ તો ખરો ને? સાધુઓ એ માટે જ છે ને? એને બદલે જો કોઈ સાધુ તમારી નાડી પકડવા આવે, તો તમે શું કહો? કહો ને કે-'શરીરની નાડી તપાસનારા ડૉકટરો તો દુનિયામા ઘણા જીવે છે આપની પાસે અમે અમારા શરીરની તપાસ કરાવવાને માટે નથી આવતા અહીં તો અમારે આ શરીરમા જે અધિષ્ઠાતા બનીને રહ્યો છે, તે અમારા આત્માની તપાસ કરાવવી છે! શરીર તો ગમે તેટલુ સાચવીએ તો ય છૂટી જવાનુ છે, માટે આપ આત્માના દોષને કાઢવાની વાત કરો!' આવું કહી દો ને તમે? આજે મોટે ભાગે કેવું છે? સાધુ નાડી જોવા માંડે અને એમા જો ખબર પડી જાય કે-કાઈક કીમીયાગર છે, તો લોકોની પડાપડી જ થાય ને? રોજ એની પાસે કેટલા માણસો આવે? સાધુએ તો આત્માને નિર્મલ બનાવવાની જ વાત કરવાની હોય આત્માને નિર્મલ બનાવવાની વાતને જેટલી રસિક બનાવી શકાય તેટલી બનાવીએ, પણ તમારા સસારમા અમે જરા ય લેપાઈએ નહિ દેવ પણ સસારથી તારનારા જોઈએ અને ગુરૂ પણ સસારથી તારનારા જોઈએ માટે દેવ તે કે જે વીતરાગ હોય અને મોક્ષમાર્ગને સ્વતત્રપણે દર્શાવનારા હોય, તેમ જ ગુરૂ પણ તે કે જે સસારથી પર બન્યા હોય, માત્ર વીતરાગ બનવાની જ સાચી પેરવીમા પડ્યા હોય અને જે કોઇ તેમની પાસે આવે તેમને ઉપદેશ આપે તો વીતરાગ બનવાના માર્ગનો જ ઉપદેશ આપતા હોય તમારે ગુરૂનો ખપ આ માટે જ છે ને? વીતરાગ

બનવાની જરૂર છે-એમ સમજાવવું અને વીતરાગ બનવાના સાચા ઉપાયનું સ્વરૂપ સમજાવવું, એના જેવો બીજો કોઈ ઉપકાર છે આ જગતમાં? જગતમાં રાગના યોગે ભયંકર અંધકાર પ્રસરી રહ્યો છે તેમાં પ્રકાશ ધરવો, એ કામ સાધુઓનું છે સાધુઓ કહે તો આ જ કહે અને જે સાંભળે તેને કહે રાગી મટો ને વીતરાગ બનો-એ વાતને સમજાવવી અને સાથે સાથે વીતરાગ બનવાના સાચા માર્ગનું દર્શન કરાવવું, એ એવો ઉપકાર છે કે-જેની જોડી મળે નહિ, પરન્તુ આવા અનુપમ ઉપકારની પણ અનુપમતાને તે જ આત્માઓ સમજી શકે છે, કે જે આત્માઓને, 'રાગ એ જીવનો કેવો ભયંકર શત્રુ છે'-તે સમજાયું હોય

ધર્મતત્ત્વ

આવો ઉપકાર સાધી શકાય, પોતાનો ને પરનો આવો ઉપકાર સાધનારા બનાય, એ માટે ચાલવાનું કયા માર્ગે હોય? એવા માર્ગે ચાલવું જોઇએ, કે જે માર્ગે ચાલવાથી સઘળા દોષોથી બચી શકાય અને સઘળા ગુણોને પામી શકાય એવો જે માર્ગ, કે જેને શ્રી વીતરાગ દેવે સદ્ધર્મ તરીકે ઉપદેશેલો છે, તે જ ધર્મતત્ત્વ છે જે જીવોએ એ માર્ગને જ સેવવો હોય, તે જીવોએ યોગની પહેલી ભૂમિકાએ આવવું પડે આપણે નક્કી કરી આવ્યા છીએ કે-આપણે થવું છે સર્વથા અયોગી, પણ અયોગિપણાને પામવાને માટે યોગની જરૂર છે અને એ યોગની પહેલી ભૂમિકા સર્વત્યાગની છે

જન્મનું કારણ ક્યારે ગયું કહેવાય?

પહેલી ભૂમિકાને પામેલા અને એ ભૂમિકાને જીવનમાં

બરાબર જીવવાનો પ્રયત્ન કર્યા કરનારા સાધુઓ જોઈએ ને? તમને એવા માનવીઓનો ખપ છે કે નહિ? તમારે મરીને કયા જવુ છે? મરવુ તમને ગમે છે? નહિ જ, પણ મર્યા વિના હાલ તો છૂટકો નથી ને? મરવાનો ડર લાગે છે? મરવાનું ગમે છે કે નહિ? નથી ગમતું, પણ મર્યા વિના છૂટકો નથી, એ ય જાણો છો કે નહિ? તો વિચાર કરો કે-મરે કોણ? કહો ને કે-જન્મે એ જે જન્મે નહિ, તે જ મરે નહિ અને જે જન્મે, તેને મર્યા વિના ચાલે નહિ મરવુ ન હોય, તો શુ કરવુ જોઇએ? જન્મ ન થાય એવુ! તમારી ઇચ્છા નહિ જન્મવાની છે કે જન્મવાની? નહિ જન્મવુ પડે એવું ક્યારે બને? જન્મનુ કારણ ન રહે ત્યારે કયુ કારણ? આપણે જે સૂક્ષ્મ એવા કાર્મણ શરીરની વાત કરી હતી, તે શરીરનો આત્માની સાથેનો યોગ જ્યારે સર્વથા છૂટી જાય, ત્યારે જન્મનુ કારણ ગયુ એમ કહેવાય

ગુરૂતત્ત્વ મલિન બને તો?

એ માટે જેવુ જીવન જીવવાની જરૂર છે, તેવા જીવનને જીવવાનો પ્રયત્ન કરનારા અને તેવા જીવનને જીવવાનો ઉપદેશ આપનારા જોઈએ ખરા? દેવ તો અમુક સમયે હોય, પછી મુક્તિએ જાય હોય ત્યારે ય અમુક ક્ષેત્રમા હોય એટલે દેવે બતાવેલો જે મુક્તિમાર્ગ, તે માર્ગને દેવની હયાતિમા કે બીનહયાતિમા પણ બતાવનાર તો જોઈએ ને? જ્યા ને જ્યારે દેવ ન હોય, ત્યા ને ત્યારે મુક્તિમાર્ગ બતાવે કોણ? દેવતત્ત્વ, ગુરૂતત્ત્વ અને ધર્મતત્ત્વ-એ ત્રણ તત્ત્વોને બતાવે કોણ? ગુરૂતત્ત્વ, એ બહુ મહત્ત્વનુ તત્ત્વ છે ગુરૂતત્ત્વની

જોખમદારી મોટી છે ને એમા ગરબડ થવાનો ભય પણ મોટો છે દેવતત્ત્વને અને ધર્મતત્ત્વને જગતના જીવોના હૈયામા મલિન નહિ બનવા દેનાર અને શુદ્ધ રાખનાર ગુરૂતત્ત્વ છે, પણ તે શુદ્ધ હોય તો ! ગુરૂતત્ત્વ મલિન બને, તો જગતમા એ દેવતત્ત્વને પણ મલિન બનાવે અને ધર્મતત્ત્વને પણ મલિન બનાવે તત્ત્વ પોતે કાઈ મલિન બનતું નથી દેવ કાઈ કોઈના બનાવ્યા મલિન બની જતા નથી કે ધર્મ પણ કોઈનો મેલો કર્યો મેલો થઈ જતો નથી, પણ ગુરૂતત્ત્વ મલિન બનીને મલિન એવા દેવમા પણ દેવબુદ્ધિ કરાવે છે અને અધર્મમા ધર્મબુદ્ધિ કરાવે છે દેવતત્ત્વની અને ધર્મતત્ત્વની ઓળખ કરાવનારો જ જ્યા હૈયાનો મેલો હોય, અજ્ઞાન હોય, આગ્રહીન હોય, ત્યા દેવતત્ત્વના નામે અને ધર્મતત્ત્વના નામે, એ ઉધી જ ઓળખ આપે ને ? માટે ગુરૂતત્ત્વ જેટલુ શુદ્ધ હોય, તેટલુ જ દેવતત્ત્વ પણ શુદ્ધ સ્વરૂપે મળી શકે અને ધર્મતત્ત્વ પણ શુદ્ધ સ્વરૂપે મળી શકે

વચલા તત્ત્વનુ મહત્ત્વ

દેવ, ગુરૂ અને ધર્મ-એ તત્ત્વત્રયીમા ગુરૂતત્ત્વ વચ્ચે છે તમને ત્રાજવાની તો ખબર છે ને ? ત્રાજવાના બે પલ્લા હોય, તો એટલા માત્રથી તોલાય કે વચ્ચે કાઈ જોઈએ ? વચ્ચે દાંડી જોઈએ એ દાંડી સાથે બન્ને ત્રાજવા બરાબર જોડા એલા જોઈએ અને એ દાંડીમા પણ બરાબર વચ્ચે નાકુ જોઈએ દાંડીમા ને નાકામા જેટલો ફેરફાર હોય, તેટલો ફેરફાર શામા પડે ? તોલમા જ ને ? ત્રાજવાના બે પલ્લા કેમ ? એકમા માપુ મૂકાય અને એકમા માલ મૂકાય હવે

માતિચાર સાધુપણું પણ આદર્શને લક્ષ્યમાં રાખીને જીવાય, તો તે ઘણું ઉત્તમ છે આજે એવા સાધુપણાને જીવનારા મહાત્માઓનું જીવન પણ, આ ક્ષેત્રે સર્વોત્તમ કોટિનું જીવન હોય છે સાધુધર્મને સ્વીકારનારા આત્માઓએ જીવવાનું ખરૂં, પણ પાપ એક કરવાનું નહિ અને વગર પાપે પણ કેમ જીવાય એ ભગવાને બતાવ્યું છે દેવ તો વીતરાગ છે, પણ ગુરૂઓમાં તો રાગાદિ હોઈ શકે છ ગુરૂઓએ પોતાના રાગાદિને દોષ રૂપે કામ કરતા અટકાવી દીધા હોય છે, પણ એ જાતના ખરાબ છે, એટલે ગુરૂઓને રાગાદિ ઉપર સતત ચોકી રાખ્યા કરવાની હોય છે તમને બન્ને તત્ત્વોનો ખ્યાલ તો આવ્યો ને ? દેવ કેવા ? રાગાદિ દોષોથી સર્વથા રહિત ગુરૂઓ કેવા ? રાગાદિ દોષો હોય તો પણ રાગાદિને દોષ રૂપે કામ કરવા દે નહિ, એના દ્વારા ય ગુણ જ કરે અને તેમ છતા ય એના ઉપર સતત્ ચોકી રાખ્યા કરે

સાધુઓ કેવા હોય ?

જે રાગાદિ છે, તે દોષનું કામ કરનારા બની જાય નહિ, દહાડે દહાડે એ ઘટ્યા કરે અને નિષ્પાપ જીવન જીવી શકાય, એ માટે માણસે કેવા જીવનને જીવનારા બનવું જોઈએ ? એ માટે એક મહાપુરૂષે સાધુઓ કેવા હોય, તેની ઓળખ આપી છે એ મહાપુરૂષે ટૂંકમાં ફરમાવ્યું છે કે—

"મહાવ્રતધરા ધીરા, ભૈક્ષ્યમાત્રોપજીવિન ।
સામાયિકસ્થા ધર્મોપ,-દેશકા ગુરવો મતા ॥૧॥"

મહાવ્રતધર

હિંસા તમને પ્રિય ખરી કે નહિ ? અસત્ય પણ તમને

પ્રિય ખરું કે નહિ ? ચોરી પણ તમને પ્રિય ખરી કે નહિ ? વિષયસેવન પણ તમને પ્રિય ખરૂં કે નહિ ? ઝટ ના નથી પાડતા હિંસા, અસત્ય, ચોરી, વિષયસેવન પ્રિય ખરૂ કે નહિ ? ઘરબાર, કુટુંબપરિવાર એ વગેરે પરિગ્રહ રાખવો, એ પણ સારો ખરો કે નહિ ? આમા કેમ એકદમ મૌન થઈ ગયા ? ન કરવાની આ વાત નથી આ તો પ્રિય ખરૂં કે નહિ, એ પૂરતી જ વાત છે તમારે હિંસા કરવી પડે છે ખરી, પણ હિંસા કરવી એ તમને પ્રિય છે કે નહિ ? તમારે અસત્ય બોલવુ પડે છે, પણ અસત્ય બોલવુ એ તમને પ્રિય ખરૂ કે નહિ ? ચોરી પણ તમારે કરવી પડતી હશે, પણ ચોરી કરવી એ તમને પ્રિય છે કે નહિ ? વિષયસેવન વગર તમારે ચાલતું નથી, પણ વિષયસેવન કરવુ એ તમને પ્રિય છે કે નહિ ? અને પરિગ્રહ એટલે ધન-ધાન્યાદિનો સગ્રહ એ તમારે રાખવો પડે છે, પણ એ પરિગ્રહ રાખવો એ તમને પ્રિય છે કે નહિ ? આ પાચ મહા પાપો છે આ પાચે ય પાપોનો જેમણે મનથી પણ ત્યાગ કર્યો હોય, વચનથી પણ ત્યાગ કર્યો હોય અને કાયાથી પણ ત્યાગ કર્યો હોય, એમ મન-વચન-કાયાથી એ પાચે ય પાપોનો કરવા રૂપે પણ ત્યાગ કર્યો હોય, કરાવવા રૂપે પણ ત્યાગ કર્યો હોય અને જે કોઈ એ પાચને કરતા હોય, કરાવતા હોય કે એમા ઠીક માનતા હોય, તેમને સારા માનવા રૂપે પણ ત્યાગ કર્યો હોય, તે 'મહાવ્રતધર' કહેવાય

<u>ત્યાગી બનવાની ભાવના</u>

ગુરૂતત્ત્વ આવું નિષ્પાપ જોઈએ ને ? સાધુતા તો આવા

ત્યાગવાળી જ હોવી જોઈએ ને ? આવા માણુસો કેટલાક હોય ? આવો મોટો પાપત્યાગ કરી શકે, એવા માણુસો તો થોડા જ નીકળે ને ? આવા ત્યાગને સ્વીકારવો અને આવા ત્યાગને નિભાવવો, એ કાંઈ સામાન્ય વસ્તુ છે ? તમે પાપને તજનારા બની શકો અને પાપથી ડરનારા બની શકો, એ માટે ય તમારે આવા ગુરૂઓ જોઇએ ને ? આવા ત્યાગી માણુસો હોય, તો તે તમને ગમે ને ?

સ૦ દર્શનથી ય પવિત્ર થવાય

આવા મહાત્માઓ તો આર્ય દેશનું ગૌરવ ગણાય ને ? તમને ય એમ થાય ને કે–' ક્યારે અમે પણ આવા મહાવ્રતધર બનીએ ? ' રોજ સવારે ઉઠો, એટલે પહેલું તમને શું યાદ આવે ? કહો ને કે–પહેલે નબરે શ્રી વીતરાગ દેવ અને બીજે નબરે શુદ્ધ ગુરૂતત્ત્વના પ્રતીક સમા સાચા સાધુઓ! એ વખતે શું થાય ? એમ થવું જોઈએ કે–' હું રાગમાં પડેલો છું, પણ મારે વીતરાગ બનવું છે અને એ માટે ક્યારે એવો સમય આવી લાગે કે–હું પણ મહાવ્રતધર બનીને, પાપથી રહિતપણે જીવનારો બની જાઉં ! '

વ્રતપાલનમાં ધીર બનવું પડે

મહાવ્રતો લીધા, પણ મહાવ્રતો લેવા માત્રથી કાંઈ કામ થઈ જાય ? જે મહાવ્રતોને લીધા, તેને પાળવામાં મેરૂ કરતા ય વધારે ધીર બનવું જોઈએ હિંસાદિના ત્યાગનો સ્વીકાર કરવાની વીરતા દાખવે, પણ પછી એના પાલનમાં ધીરતા ન રાખે તો ? આવું ત્યાગજીવન કાંઈ દીનતાથી જીવવાનું નથી, પણ ધીરતાથી જીવવાનું છે હિંસાદિથી સર્વથા પર રહેવાનું,

હિંસાદિથી પર રહેવા છતા ય જીવવાનું ખરૂ અને સાથે આત્મશુદ્ધિની સાધક ક્રિયાઓ પણ કર્યે જવાની, એટલે જો જે મહાવ્રતોને લીધા, તેનુ પાલન કરવા જોગી ધીરતા ન હોય, તો શુ થાય ને શું ન થાય—તે કહી શકાય નહિ

જરૂરી નિર્દોષપણે ભિક્ષાથી મેળવે

હિંસાદિનો સર્વથા ત્યાગ તો કરી દીધો, પણ પછી જીવવાનું છે, એટલે જીવાય અને મોક્ષમાર્ગ સધાય—એ માટે જરૂરી ખાવા-પીવા અને જરૂરી પહેરવા-ઓઢવા પણ જોઇએ ને? એટલે કહે છે કે—આજિવિકા માત્ર ભિક્ષાથી ચલાવવાની મન અને ઇન્દ્રિયો ઉપર તો કાબૂ મેળવી લીધો છે, રાગાદિ ઉપર ચોકી મૂકી દીધી છે, જે રાગાદિ છે તેને દોષ કરતા અટકાવી દીધા છે ને ગુણમા સહાયક બનાવી દીધા છે, છતા શરીર તો છે જ અને શરીર છે એટલે શરીરની અમુક જરૂરીયાતો પણ છે ને? મહાવ્રતોનું પાલન, મન તથા ઈન્દ્રિયો ઉપર કાબૂ મેળવ્યા વિના અને રાગાદિ તરફ સાવચેત બન્યા રહ્યા વિના થઈ શકે નહિ, પણ એ સિવાયની જીવનની ને સયમની જરૂરી વસ્તુઓ પણ, જો નિર્દોષપણે ભિક્ષાથી મેળવે, તો જ મહાવ્રતોનું પાલન થઈ શકે

મધુકરની જેમ

સાધુઓ ભિક્ષાથી જીવે, તે કેવી રીતિએ ભિક્ષા મેળવે? એ માટે દાખલો મધુકરનો અપાય છે ભમરો રસ ચુસવો હોય, તો કરે શું? કયા પોતાને જોઇતો રસ છે, તે ભમતો ભમતો શોધી કાઢે અને જ્યા જોઇતો રસ દેખે ત્યા બેસે એને રસ ચુસવાને જોઈએ છે, પણ એ માટે એ કાઈ ફુલનો

રોપો રોપે નહિ ફુલના રોપાને એ પાણી પાવા જાય નહિ નહિ ખીલેલા ફુલને એ ખીલવવાને મથે નહિ એ તો જ્યા આપોઆપ ખીલેલુ ફુલ જુએ, ત્યા જઈને બેસે અને રસ ચુસે, પણ ભમરો રસ ચુસીને જાય તો ય ફુલ એનું એ હોય તમને સાધુઓનો ભિક્ષાધર્મ સમજાયો ? પાપ કરે નહિ અને સયમનિર્વાહને માટે જરૂરી ભિક્ષા મેળવે આવી રીતિએ

આજે તો આપણે દેવતત્ત્વની, ગુરૂતત્ત્વની અને ધર્મ તત્ત્વની સામાન્ય વાત કરીએ છીએ રામાયણના પાત્રોની વાતો કરીશું, તેમા જ્યા જ્યા પ્રસગ આવશે, ત્યા ત્યા આ વાત પણ આવશે દેવતત્ત્વની વાત કરી આવ્યા અને ગુરૂ તત્ત્વમા મુનિજીવન કેવુ હોય, તેનો પણ આછો ખ્યાલ તો તમને આવી ગયો ને ?

મુનિઓને જીવવાનું ભિક્ષા દ્વારાએ, પણ તે આમ માધુ કરી વૃત્તિથી આવી ભિક્ષાચરી એ પણ ધર્મ છે, પણ તે કોને માટે ? સસારમા રહેવા છતા પણ જે એક માત્ર મોક્ષ માર્ગની જ આરાધના કરતો હોય અને એકાન્તે મોક્ષમાર્ગની આરાધના કરવાને માટે જે હિંસાદિક પાપોનો સર્વથા ત્યાગ કરી ચૂકયો હોય ભમરો ફુલ ખીલેલુ દેખે તો તેના ઉપર જઈને બેસે, નહિ તો ભમે, પણ ફુલને ખીલવવાને ન મથે

સ૦ એ અજ્ઞાન છે

ભમરો કાઈ સમજપૂર્વક એમ કરતો નથી—એ વાત સાચી છે, જ્યારે સાધુએ સમજપૂર્વક એ રીતિએ વર્તવાનુ છે દાખલો અમુક અશ પૂરતો જ ઉપયોગી ગણાય સાધુ પોતે પોતાને માટે રાધવા આદિનુ કાઇ કરે જ નહિ, પણ એને માટે કોઈ કરે તેની પણ સાધુ સ્વપ્ને ય ઇચ્છા ન આવે

તેની કાળજી રાખે સાધુને ખબર પડી જાય કે-અમારા માટે આ રસોઈ વગેરે કરાયું છે, તો ઉત્સર્ગમાર્ગ તો એ એમાનું કાંઈ જ લે નહિ અને એ ઘરમાથી પાછા નીકળી જાય. ગૃહસ્થોએ જે પોતાને માટે જ કર્યું હોય, તેમાથી જે પોતાને લઈ શકાય તેવુ હોય, તે જ સાધુ લે અને તે પણ એવી રીતિએ લે કે-જુદયુ એવી ખબર ન પડે જેને માટે રધાયુ હોય, તેને ફરી થોડુ પણ રાધવુ પડે, એવી રીતિએ ન લે

ગોચરી

એટલા માટે તો, એને ગૌચરી પણ કહેવાય છે સાધુની ભિક્ષા ગૌચરી રૂપ હોય, પણ ગદ્ધાચરી રૂપ ન હોય ગાય જ્યા ચરે ત્યા ઘાસ સલામત રહે અને ગધેડા જ્યા પેસે ત્યાથી ઘાસ સાફ થાય ગાય જ્યા ચરી હોય, ત્યા બીજે દહાડે પાછુ ઘાસ ઉંચુ આવે અને ગધેડા જ્યા ચર્યા હોય, ત્યાં તો ફરીથી ઘાસ જ્યારે ઉગે ત્યારે ઉગે

આજે સાધુઓ છે

પ્ર૦ આવી રીતિએ જીવનારા કોઈ હશે ખરા ?

આવી રીતિએ પણ આનન્દપૂર્વક જીવી શકાય અને યોગને સાધી શકાય જેમ સસાર અનાદિથી છે, તેમ મોક્ષ પણ અનાદિથી છે, મોક્ષમાર્ગ પણ અનાદિથી છે અને મોક્ષ માર્ગને આરાધનારાઓ પણ અનાદિથી છે, એટલે મોક્ષમાર્ગની આરાધના કરનારાઓ અનન્તા કાલ પૂર્વે ય હતા આપણે ગમે તે કારણે પણ હજુ સુધી મોક્ષમાર્ગને આરાધી શક્યા નથી અથવા તો જેઓ આરાધે છે તેઓ ય હજુ પરિપૂર્ણ-પણે આરાધી શકયા નથી, માટે અનન્તા કાળથી સસારમા

રખડીએ છીએ સામ્રાજ્ય આદિની લાલસાથી લાખોને મારનારા માણસો પણ હોઈ શકે છે ને ? જો એવા માણસો પણ હોઇ શકે છે-એમ માનો, તો આવા અહિંસક માણસો પણ હોય, એમ કેમ ન માનો ? આજે પણ શ્રી વીતરાગ પ૦ માત્માએ કહેલા સાધુમાર્ગની યથાશક્તિ આરાધના કરનારા આત્માઓ જરૂર છે અર્થી આત્માઓ જો શોધ કરનારા બને, તો આવા સાધુઓ કોણ છે, તે જરૂર જાણી શકે

ભિક્ષાએ જાય તેમા હૈયે બે ભાવ

આપણી ચાલુ વાત તો એ છે કે-સાધુ જીવનનિર્વાહ કરે તે ભિક્ષાથી મેળવેલી નિર્દોષ વસ્તુઓથી કરે સાધુની ભિક્ષાચરી એવી કે-જનસખ્યાની ગણત્રીમા સાધુને ગણત્રીમા લેવાની જરૂર જ પડે નહિ લોક જેમા જમે, એમા એ જીવે સાધુ એ રીતિએ પોતાની ભિક્ષાચરીને કરે કે-એનો નિર્વાહ થાય અને કોઈને ય એ બોજા રૂપ થાય નહિ જ્યા એ બીજાઓને બોજા રૂપ થયો, ત્યા સમજવુ કે-એ એના ભિક્ષા ધર્મને ચૂકયો સાધુ જ્યારે ભિક્ષાએ નીકળે, ત્યારે એ બે ભાવને નક્કી કરીને નીકળે મને દેવાધિદેવે ફરમાવેલી નિર્દોષ રીતિએ જોતા ભિક્ષા મળશે, તો તેથી મારી પ્રતિજ્ઞાનુ પાલન હુ સારી રીતિએ કરી શકીશ મળશે તો સંયમની પુષ્ટિ થશે, એમ એ માને સયમની પુષ્ટિને માટે જ સાધુ ભિક્ષાએ પણ નીકળે શરીરની પુષ્ટિને માટે નહિ સંયમને સારી રીતિએ પાળી શકાય અને યોગ્યતા હોય તો યોગ્ય જીવોની પાસે માર્ગને મૂકી શકાય, એ જ હેતુ ભિક્ષા લેવા જવામા અને ભિક્ષાથી જે નિર્દોષ મળે તે વાપરવામા. આ એક ભાવ અને

બીજો ભાવ એ કે-ભિક્ષાને માટે ભ્રમણ કરવા છતા પણ જે જરૂરી છે, તે નિર્દોષ નહિ મળે, તો તપોવૃદ્ધિ થશે સંયમની પુષ્ટિ માટે જ આહાર-પાણીની શોધ, પણ એ ન મળે તો તેથી ખિન્ન થવાનુ નહિ સાધુ તો માને કે-ચાલો, તપમા વધારો થયો એટલે મળે તેમા આનન્દ અને ન મળે તેમા ગ્લાનિ, એવું નહિ બેયમા સારા હેતુ રાખે આ બન્ને ય હેતુ સાધે ન હોય, તો શું થાય ? નિર્દોષનો અને વિધિનો આગ્રહ ન રહે અને એમ કરતા કરતા કદાચ પ્રતિજ્ઞાભગનો ય અવસર આવી લાગે

રજોહરણ છ્કાયના માટે

કેટલાકો અમને એમ પૂછે છે કે-'આ ઓઘો અમે શું કામ રાખીએ છીએ ?' આ રજોહરણ એ અમારું પ્રતીક છે 'શ્રી વીતરાગ પરમાત્માના શાસનના અમે સાધુ છીએ'-એ વાતને આ જણાવે છે અને એ વાતની આ યાદ પણ આપે છે વળી, અમારે ચાલવાનું જેમ જોઇને, તેમ બેસવાનું પણ જોઇને અને પુજીને કોઈ પણ વસ્તુ લેવા-મૂકવાની પણ જોઈને અને પુજીને કોઇ પણ જીવ આંખે કદાચ ન દેખાયો હોય, તો ય પુજવાથી તેને બચાવી શકાય સાધુને ષટ્જીવ નિકાયના બાપ કહ્યા છે સાધુ એટલે જીવ માત્ર પ્રત્યે રક્ષક ભાવવાળો એવી રીતિએ બાપ બને, ઠીક, ચાલો ખરો, કે જેથી એનું દીકરું ચગદાય ? ગાડા જેવો ગણાતો બાપ પણ, એના છોકરાને ચગદી નાખે ખરો ? છોકરા ઉપરનો પ્રેમ એ તો સ્વાર્થી પ્રેમ છે, એ તજવા જેવો છે, પણ જેણે સાધુતાને જીવનમા જીવવી હોય, તેણે તો પોતાના હૈયામા એવો

ઘરનું મારાપણુ છોડયુ, મા-બાપનું મારાપણું છોડયુ, પૈસા ટકા વગેરેનુ મારાપણુ છોડયુ અને એ બધુ નહિ મેળવવાનો નિર્ણય કર્યો, સામેથી કોઈ આપવા આવે તોય લે નહિ, આવા જ ગુરૂઓ જોઇએ ને ? હવે ગમે તેને ગુરૂ મનાય ?

ધર્મનો જ ઉપદેશ આપે

હવે આપણે કહ્યા તે પાચ મહાવ્રતોને જે ધરનારા હોય, એનું ધીરતાથી જે પાલન કરનારા હોય, એ માટે નિર્દોષ ભિક્ષાથી જ નિર્વાહ કરનારા જે હોય અને એક માત્ર શ્રી વીતરાગ પરમાત્માની આજ્ઞાની આરાધના કરવામા જ જે ઉજમાળ રહે નાગ હોય, આવા સાધુઓ ધર્મનો જ ઉપદેશ આપે ને ? તે કયા ધર્મનો ઉપદેશ આપે ? અમે સૌને પહેલી વાત કયી કહીએ ? 'શક્ય હોય તો યોગની પહેલી ભૂમિકા ઉપર આવી જવું જોઈએ !'-એમ જ કહીએ ને ? ખરેખરો દાતાર કોણુ કહેવાય ? પોતાની પાસે જે કાંઈ હોય, તે બધું આપવાને તૈયાર થઈ જાય, એવા દાતારને માટે તમે શું કહો ? ખરેખરો દાતાર, એમ ને ? થોડુ આપે તેને ય દાતાર કહેવાય, પણ બધુ આપ વાની વૃત્તિ ન હોય, તો તે સાચો દાતાર નહિ અમારી પાસે તમને આપવા લાયક સારામા સારૂં શુ છે ? યોગની પહેલી ભૂમિકા અમે પહેલા તો યોગની પહેલી ભૂમિકાનું જ દાન કરવાને મથીએ તમારામા એટલી લાયકાત જોઈએ નહિ ને એથી આપીએ નહિ, તે વાત જુદી ગમે તેને કાઇ આપી દઈએ નહિ અમે કહીએ કે-સેવવા યોગ્ય તો યોગની પહેલી ભૂમિકા જ છે, પણ તમે કહો કે-એટલી તાકાત નથી, તો અમે કહીએ કે-એટલી તાકાત ન હોય તો ય ગભરાવ નહિ એવી

તાકાત ન હોય તો યોગની બીજી ભૂમિકાઓ પણ છે એમ અમે ઉતરતી ઉતરતી ભૂમિકાઓ પણ બતાવીએ

<u>ત્રીજી ભૂમિકાના જીવો</u>

પણ તમારે પહેલો નિર્ણય કર્યો કરવો જોઈએ? દેવાધિદેવ તો તે જ, કે જેમણે શ્રી વીતરાગ અને સર્વજ્ઞ બનીને સ્વતન્ત્રપણે મુક્તિમાર્ગની સ્થાપના કરી એના સિવાય કોઈ દેવાધિદેવ હોઇ શકે જ નહિ જે આવા વીતરાગ નહિ ને સુજ્ઞ નહિ, તેને અમે દેવતત્ત્વમા માનીએ નહિ ગુરૂ પણ તે જ, કે જે મહાવ્રતોને ધરનારા આદિ બનીને એક માત્ર શ્રી વીતરાગ પરમાત્માએ ફરમાવેલા માર્ગને સેવવામા અને યોગ્યને ઉપદેશવા આદિમા રક્ત હોય એ સિવાયના કોઈ ગુરૂતત્ત્વમા ગણાય જ નહિ ધર્મ પણ તે જ, કે જે શ્રી વીતરાગ પરમાત્માએ ફરમાવેલો છે અને જે હિંસાદિના સર્વથા ત્યાગ રૂપ છે આ સિવાયનો કોઈ ધર્મ ધર્મતત્ત્વમા ગણાય જ નહિ જે જીવોમા બીજી વિશેષ પાપત્યાગ રૂપ વિશેષતા ન હોય, એવા પણ આવી દૃઢ માન્યતાવાળા જે જીવો હોય, તે યોગની ત્રીજી ભૂમિકાએ ગણાય હિંસાદિનો ત્યાગ જેઓ સર્વ પ્રકારે પણ કરી શકે તેમ ન હોય અને અમુક અંશે પણ કરી શકે તેમ ન હોય, તેમને માટે આ ત્રીજી ભૂમિકા પણ છે આ ત્રીજી ભૂમિકા એવી છે કે–એનો સ્વામી ત્યાગી નહિ હોવા છતા પણ, એની નજર ત્યાગ મેળવવા તરફ હોય, કેમ કે–એના મનમા મોક્ષ વસેલો હોય અને મોક્ષ માર્ગ પ્રત્યે પણ એની પૂરી શ્રદ્ધા હોય

<u>ત્યાગ નહિ છતા નજર ત્યાગ તરફ</u>

આવો આત્મા કહી શકે છે કે–' હુ યોગની પહેલી

-તેઓ સર્વે તત્કાલ જ યોગની પહેલી ભૂમિકાએ આવી શકે, એવું ન પણ બને પહેલી ભૂમિકાએ આવવાને માટે તો, કર્મનું બળ ઘણું ઘટવું જોઈએ આ ત્રીજી ભૂમિકાવાળા બીજી ભૂમિકાએ ન આવી શકે એમ પણ બને, પણ ત્રીજી ભૂમિકાવાળા પહેલી ભૂમિકાને પામવાની ભાવનાવાળા અને પહેલી ભૂમિકાને પામવાને માટે બીજી ભૂમિકાની કોશિષવાળા હોય એવા ત્રીજી ભૂમિકાવાળા આત્માઓનુ અને ત્રીજી ભૂમિકાને પામવાના માર્ગે વળેલા આત્માઓનુ પણ જીવન કેવું સુન્દર હોય છે તે તથા સસારમા જીવવું પડે તો પણ જીવે સસારમા કેવી રીતિએ વિરાગભાવે જીવવું જોઈએ-એ વગેરે રામાયણના પાત્રોના વર્ણનમાથી જાણી શકાય તેમ છે રામાયણના પાત્રો જો સાચા સ્વરૂપે લક્ષ્યમા આવી જાય, તો સસારમા જીવવું પડે તો કેમ જીવવું-તે આવડી જાય અને એના યોગે ઘણી એવી આજની ઉપાધિઓથી મુક્ત બની શકાય આજની ઘણી ઉપાધિઓ એવી છે કે-જો જીવવાની કળા આવડે, તો એ ઉપાધિઓ ટળી જાય અને આત્મા શાન્તિનો અનુભવ કરી શકે.

આ દેશનાઓનુ માનસ

આ આર્ય દેશ તો, મોક્ષની સાધનાનો દેશ છે આ દેશમા મનુષ્ય-જન્મ પણ મહાપુણ્યે મળે છે મહાપુણ્યના ઉદય યોગે આ દેશમા મનુષ્ય-જન્મને પામેલા આત્માઓનું માનસ તો એવું જોઈએ કે-'મોક્ષની સાધના સિવાયની સાધના ગમે નહિ' કરે બીજું ઘણું એ બને, પણ એમ થયા જ કરે કે-'ક્યારે મોક્ષ સધાય!' એવા માનસવાળા આત્માઓને જો સદ્‌ગુરૂ આદિનો યોગ મળી જાય અને તેમનુ કર્મ અતરાય

કરવામા જોરદાર નિવડે નહિ, તો તેમને શુદ્ધ દેવનું, શુદ્ધ ગુરૂનુ અને શુદ્ધ ધર્મનું સ્વરૂપ સમજાઈ જાય, તેમના હૈયામા એ રૂચી જાય અને એમ એ ત્રીજી ભૂમિકાને પામી જાય એ પછી તો, બીજી ને પહેલી ભૂમિકાઓ રહી ને? પહેલી ભૂમિકાનું વર્ણન તો આપણે ગુરૂતત્ત્વના વર્ણન દ્વારા કરી આવ્યા અને બીજી ભૂમિકા ગૃહસ્થપણે પણ હિંસાદિક પાપોનો અમુક અમુક અંશે ત્યાગ કરવામા છે, એ વાત અગાઉ આપણે કરી દીધી છે આ બે ભૂમિકાઓ તરફ જ, ત્રીજી ભૂમિકાવાળાની નજર હોય આવા જીવનની ઈચ્છા તો તેને જ ન થાય, કે જેને રાગાદિકની રીબામણનુ ભાન હોય નહિ ‘એ અજ્ઞાનથી તો અમે લગભગ પર જેવા જ છીએ’-એવું તો તમારે, તમારે માટે કહેવું જોઈએ ને? રાગાદિક તમને બહુ ભૂંડા લાગે છે, માટે જ તમને આ બધી વાતો સાભળવી ગમે છે, એમ માની લઉ છુ!

## તમારી સ્થિતિનો વિચાર કરજો

આવતા રવિવારથી રામાયણના પાત્રોને લઈને વાત કરવાની ભાવના છે રામાયણના પાત્રોની વાતમા પણ આ વાતો આવ્યા કરવાની જ્યારે રામાયણના પાત્રોની વાત ચાલે ત્યારે તમારે તમારી સ્થિતિનો પણ સાથે સાથે જ વિચાર કરવો જોઈએ ‘એ સયોગોમા આપણે હોઈએ તો શુ કરીએ?’-એ વિચારવું જોઈએ ને? તમે એ વિચારશો, તો તમને દોષનો ખ્યાલ ઝટ આવશે તમારે જોવું કે-‘મને સસારમા ય જીવતા આવડે છે કે નહિ?’ અને ‘નથી આવડતું’-એમ લાગે તો ‘જીવતા આવડે એ માટે મારે કોશિષ કરવી છે’-એવો વિચાર કરવાનો, કેમ કે-આપણે સૌએ પામવો છે તો મોક્ષ જ

# ચૌદમું પ્રવચન

વિ. સં. ૨૦૦૭, ભાદરવા વદી ૮, રવિવાર
તા. ૨૩-૯-૫૧, સવારે ૮ાા થી ૧૦ાા
સ્થળ—પ્રેમાભાઈ હૉલ ભદ્ર અમદાવાદ

[ તા. ૨૩-૯-'૫૧, રવિવારે સવારે ૮ાા થી ૧૦ાા વાગ્યા સુધી, અમદાવાદ-પ્રેમાભાઈ હૉલમાં, પૂ. પ્રવચનકાર મહાત્માનું આ પ્રવચનશ્રેણિ અંગેનું ચૌદમું જાહેર પ્રવચન રાખવામાં આવ્યું હતું. ચાલુ ક્રમ મુજબ, આ પ્રવચન વખતે પણ, "સંદેશ" કાર્યાલયના વૃત્તાન્તનિવેદક તેમ જ "ગુજરાત સમાચાર" કાર્યાલયના વૃત્તાન્તનિવેદક, પોતપોતાના કાર્યાલયો તરફથી પોતપોતાના અખબારોને માટે આ પ્રવચનની નોંધ લેવાના હેતુથી હાજર રહ્યા હતા. એ બન્ને ય ભાઈઓએ, પોતપોતાનો તૈયાર કરેલો આ ચૌદમા પ્રવચનનો ભાવાર્થ, પોતપોતાના અખબારોના તા. ૨૪-૯-'૫૧, સોમવારના અંકોમાં પ્રગટ કર્યો હતો. તેને પ્રગટ કરતાં, મથાળાની પોતાની નોંધમાં—

"સંદેશ" કાર્યાલયના વૃત્તાન્તનિવેદક ભાઈએ જણાવ્યું હતું કે—

"રામાયણમાં સંસ્કૃતિનો આદર્શ" એ વિષય ઉપર જૈનાચાર્ય શ્રી વિજયરામચન્દ્રસૂરીશ્વરજી મહારાજે શરૂ કરેલી વ્યાખ્યાનમાળાનું ચૌદમું પ્રવચન આજે તેઓશ્રીએ પ્રેમાભાઈ હૉલમાં સવારે ૮ાા વાગે આપ્યું હતું. ભારે ઘસારાને કારણે અને જગ્યા મેળવવા થતી ગરબડને કારણે ભાષણ ૨૦ મીનીટ મોડું શરૂ થયું હતું. ભાષણ સાંભળવા સવારના ૭ થી લોકો આવીને પોતાની જગ્યા મેળવી લેતા હોવાનું જાણવા મળ્યું છે."

જ્યારે "ગુજરાત સમાચાર" કાર્યાલયના વૃત્તાન્તનિવેદક ભાઈએ જણાવ્યું હતું કે—

"× × × × × ઉપર્યુક્ત પ્રેરક વાક્યો આજે સવારે ૮।। વાગે પ્રેમાભાઇ હૉલમા એમની ચાલુ વ્યાખ્યાનમાળાના અનુસધાનમા પ્રવચન કરતા વ્યાખ્યાનવાચસ્પતિ શ્રીમદ્ વિજયરામચન્દ્રસૂરિજીએ હૉલમા ઉભરાઇ બેઠેલા અસખ્ય સ્ત્રી–પુરૂષોને ઉદ્દેશીને ઉચ્ચાર્યાં હતા હમેશ બરાબર ૮।। વાગે શરૂ થતુ પ્રવચન, આજે અતિશય ગીરદી અને ઘોંઘાટથી ઉભી થયેલી અવ્યવસ્થાને કારણે, લગભગ ૨૦ મીનીટ મોડુ શરૂ થયુ હતુ "

આ ચૌદમા પ્રવચનનુ આ નીચે આપવામા આવતુ સારભૂત અવતરણ, અમોએ તૈયાર કરેલ છે —સ શ્રી જૈન પ્રવચન ]

પૂર્વ–સબંધ

અનન્ત ઉપકારી મહાપુરૂષોએ, માનવતાને સારામા સારી રીતિએ જીવાય–એ માટે અને એમ માનવતાને સારામા સારી રીતિએ જીવીને, તેનુ જે સાધ્ય છે–તે સાધ્યને માનવ જન્મને પામેલાઓ સિદ્ધ કરી શકે–એ માટે જે દૃષ્ટિબિન્દુને રજૂ કર્યું છે, તે દૃષ્ટિબિન્દુને આખ સામે રાખીને, આજ સુધીમા આપણે કેટલીક અગત્યની વાતો કરી લીધી છે હવે આપણે મુખ્યત્વે રામાયણમાના કેટલાક પ્રસગોને અવલબીને વાત કરવાની શરૂઆત કરવી છે રામાયણમા કેવી રીતિએ આર્ય સસ્કૃતિને ઠાસી ઠાસીને ભરવામા આવી છે, તેનો વિચાર આપણે દશરથ મહારાજાથી માડીને રામાયણના જે જે મહત્ત્વના પાત્રો છે, તેમને લઈ લઈને, બહુ ધીરતાથી કરવાની ઇચ્છા છે રામાયણના એ પાત્રોમા રહેલા આર્ય સસ્કૃતિના આદર્શોનો તમને સારી રીતિએ ખ્યાલ આવી શકે, એ માટે આપણે મુક્તિ સબધી અને મુક્તિના ઉપાય સબધી વિચારો પહેલેથી જ કરી લીધા છે માનવજન્મની મહત્તાને

જે સ્વીકારવામા આવી છે, તે આ જીવનથી મુક્તિને સુંદરમા સુદર પ્રકારે સાધી શકાય તેમ છે–એ માટે જ સ્વીકારવામા આવી છ, તેમ જ બીજા કોઈ પણ જન્મમાથી મુક્તિને પામી શકાતું નથી અને મુક્તિને પામનાર જીવ માત્ર આ માનવજન્મમાથી જ મુક્તિને પામી શકે છે, એ માટે પણ માનવ જન્મની મહત્તાને સ્વીકારવામા આવી છે ! એટલા માટે, માનવજન્મના પરમાર્થ તરીકે આપણે મોક્ષને, કે જેને પરમ પદ આદિ પણ કહેવાય છે, તેને નક્કી કર્યો એ મોક્ષના ઉપાયની વિચારણા કરતા, ‘ આત્માને જે પરમ પદની સાથે યોજી આપે, તેનુ નામ યોગ કહેવાય ’–એમ નક્કી કર્યું અને એ યોગની મહાપુરૂષોએ જે પહેલી, બીજી અને ત્રીજી–એમ ત્રણ ભૂમિકાઓ વર્ણવી છે–તે ત્રણેય ભૂમિકાઓના સ્થૂલ અને આછા સ્વરૂપને તથા યોગની એ ભૂમિકાઓને પામવાની લાયકાત જેના યોગે આત્મામા પ્રગટે છે, તે યોગની પૂર્વસેવા રૂપ પૂર્વભૂમિકાના સ્વરૂપને પણ આપણે કેટલેક અશે વિચાર કરી આવ્યા જે આત્માએ યોગની પૂર્વભૂમિકામા વર્ણવાએલા ગુણોવાળા જીવનને જીવે છે અથવા તો જે આત્માઓનુ એ તરફ વલણ છે, તે આત્માએ બહુ સરલતાથી આત્માના સ્વરૂપના શોધક બને, એ ખૂબ જ શકય છે કારણ કે–જન્મવાની, જીવવાની ને મરવાની જે વર્તમાન પરાધીનતા છે, તે એવા આત્માઓને સ્હેજે ખટકે છે આ રીતિએ કેવળ પરાધીનપણે આત્માને જન્મવું પડે, જીવવું પડે અને મરવું પડે–એને બદલે, આત્માની કોઈ સદાસ્થાયી સ્થિતિ હોવી જોઇએ, એવું પણ એવા આત્માઓના હૈયામાં વિચાર કરતા ઉગે છે અને એ વિચારના યોગે તેઓ ક્રમે

કરીને આ માના સાચા સ્વરૂપના શોધક બને છે વિચાર કરતાં કરતા, આત્માનુ સાચુ સ્થાન આ સસાર ન હોઈ શકે, પણ મોક્ષ જ આત્માનું સાચુ સ્થાન હોઈ શકે-તેવું તેમની કલ્પ નામા ઉતરે છે એ માટે, આપણે ગયા રવિવારે વિચારી આવ્યા તે મુજબ, એ આત્માઓ ' મોક્ષમાર્ગના સ્થાપક કોણ હોઈ શકે, મોક્ષમાર્ગના પાલક તથા પ્રચારક કોણ હોઈ શકે અને મોક્ષમાર્ગ કેવો હોઈ શકે'-એના શોધક બને છે, અને જ્યા સુધી એ આત્માઓ મોક્ષમાર્ગની સ્વતન્ત્રપણે પ્રરૂપણા કરનારા સુદેવને, મોક્ષમાર્ગના પાલક તથા પ્રચારક સુગુરૂઓને અને મોક્ષમાર્ગસ્વરૂપ સુધર્મને પામતા નથી, ત્યા સુધી એ આત્માઓની તત્ત્વસ્વરૂપને જાણવાની ભૂખ સતોષાતી નથી આવી પ્રગતિમા જો એમને એમની શોધમા કોઈ વિક્ષેપ ઉભો થતો નથી અને તેમની બુદ્ધિ આદિ તેમા સારી રીતિએ સહાયક બને છે, તો તેમને સુદેવાદિને પામ્યા અને સેવ્યા વિના ચેન પડતું નથી

શબ્દવ્યભિચાર

દશરથ મહારાજા વગેરે રામાયણના જે મહત્ત્વના પાત્રો છે, તે યોગની ત્રીજી ભૂમિકાને પામેલા હતા, માટે જ તેમના જીવનોમા ઉત્તમતાનુ દર્શન થાય છે જે આત્માઓ યોગની પૂર્વભૂમિકાને પામેલા હોય, તેઓનું જીવન પણ મોટે ભાગે જગતમા આશીર્વાદ રૂપ હોય છે, તો પછી જે આત્માઓ યોગની ત્રીજી ભૂમિકાને પામેલા છે, એટલે કે-જેઓ એક માત્ર મોક્ષને જ પોતાનું પરમ ધ્યેય બનાવી ચૂકેલા હોવા ઉપરાન્ત સુદેવ, સુગુરૂ અને સુધર્મ-એ તત્ત્વત્રયીના શુદ્ધ સ્વરૂ

પમા સુનિશ્ચિત મતિવાળા બનેલા છે, તેઓનુ જીવન જગતમા પ્રાય આશીર્વાદ સમાન હોય, તેમા નવાઈ પામવા જેવુ શું છે ? દશરથ મહારાજા આદિએ પણ સેવકપણું સ્વીકાર્યું હતુ, પણ તે સુદેવ, સુગુરૂ અને સુધર્મ આદિનુ ! જેનું-તેનુ નહિ ! અને એથી જ એમનુ જીવન વખાણવા યોગ્ય હતુ આજે જગતમા એવી અનેક વાતો ચાલે છે, કે જે વાતો જગતના જીવોને નુકશાન કરવા ઉપરાન્ત કાઈજ કરતી નથી, છતા પણ એવી ઘણી વાતો આજે ઘણાઓના મગજમા ભરેલી છે અને એથી સારી પણ વાતો એવાઓના હૈયામા એકદમ પેસી શકતી નથી ઉદાહરણ તરીકે સેવા મેવા એ શુ છે, એ કેમ થાય અને કોની થાય, એ પણ માણસે સમજવાની જરૂર છે હમણા હમણામા શબ્દોનો વ્યભિચાર બહુ ચાલી પડ્યો છે અમુક અમુક શબ્દોનો પ્રયોગ કયા કયા અને ક્યારે ક્યારે થાય, તે ઘણા ગાણુઓ સમજતા નથી જેમ કોઈ માણસ એમ કહે કે-' હું મારા મા-બાપનો સેવક છુ ' તો ત્યા વપરાએલો સેવા શબ્દ મીઠો લાગે છે, વ્યાજબી લાગે છે, પણ એની જ જગ્યાએ કોઈ માણસ જો એમ કહે કે-' હુ મારી ધર્મપત્નીનો સેવક છુ ' તો ત્યા વપરાએલો સેવા શબ્દ કેવો વિચિત્ર ને અયોગ્ય લાગે છે ? વડિલ, ઉપકારી આદિનુ જે કાઈ નમ્રભાવે કરાય તે સેવા ગણાય, પણ આજે તો જ્યા ને ત્યા સેવા શબ્દ વપરાવા માડ્યો છે

<u>જ્ઞાનિઓની વાતોને હૈયે જચાવવી જોઈએ</u>

જે હેતુથી જ્ઞાનિઓએ માનવજન્મને મહત્ત્વનો માન્યો છે અને જે હેતુને અગે જ જ્ઞાનિઓએ માનવજન્મના વખાણ

કર્યા છે, તે હેતુ એક મોક્ષ અને સાચા મોક્ષમાર્ગની શુદ્ધ આરાધના સિવાય કોઈ નથી, અને એથી જ, પરમ ઉપકારના ભાવથી ભરેલા એવા સાચા મહાપુરૂષોએ, મોક્ષમાર્ગના નિરૂપક શાસ્ત્રો રચ્યા છે જ્ઞાનિઓએ જોયું કે–આખુ જગત દુખી છે જગતને તમે જેવડુ નાનુ માનો છો, તેવડું નાનુ આ જગત નથી આજે જે માનવજગત દેખાય છે અને તેમા જે હાલતા–ચાલતા જીવો દેખાય છે, તે જીવો સિવાયનુ જગત ખ્યાલમા છે ખરૂં? આપણને હાલમા દશ્યમાન ગણાતા માનવજગત કરતા તો માનવજગતે ય ઘણું મોટુ છે, પણ જગતભરમા સૂક્ષ્માતિસૂક્ષ્મ જીવો તો એટલા બધા છે કે–એ હિસાબે જગતભરના માનવોની સખ્યા પણ ઘણી મામુલી છે ઘણા ઘણા સૂક્ષ્મ જીવો તો જન્મ્યા, જીવ્યા–ન જીવ્યા ને મરે છે એ ઉપરાન્ત, બીજા જે ક્ષુદ્ર જન્તુઓ, કે જે હાલે–ચાલે છે, તેમના તરફે ય તમારી નજર જાય છે? માણસ જો એ જન્તુઓને જોઈને પણ વિચારે, તો પણ એને થાય કે–'જો મને મારા આ માનવજીવનને જીવતા નહિ આવડે, તો મારે પણ આવા આવા કોઈ દેહમા અનેક વાર ઉત્પન્ન થવુ પડશે અને મારે ય આવી આવી અનેકવિધ પીડાઓને ભોગવવાનો અવસર આવી લાગશે' જગતના જીવોના ઉપકારને માટે, જ્ઞાનિઓએ, આવી વાતો પણ કહી છે સસારમા જીવ કયા ય સ્થિરતાથી રહી શકતો નથી ગમે તેટલુ સુખ હોય, તો ય મરણનુ દુખ નક્કી અને એથી વિયોગનુ દુખ પણ નક્કી તેમ જ સુખમા જીવતા ન આવડયુ, તો સસારમા ગમે તેવા ખરાબ સ્થાને ય વારવાર ઉત્પન્ન થવુ પડે જ્ઞાનિઓએ જગતના જીવોની આવી સ્થિતિને જોઈ છે, માટે ઉપકારબુદ્ધિથી

જીવોને સુખ જોઈએ છે, પણ બધા શરીરધારી જીવો જ્યારે શરીર વિનાના બનશે, ત્યારે જ સાચા સુખી બની શકશે' આ શરીર છૂટી જાય, એટલે આપણે કાંઈ શરીર વિનાના થઈ જઈએ છીએ? ના, એવું નથી તમને લાગે છે કે- 'આપણે મરવા પડીશુ, ત્યારે જગતની કોઈ ચીજ આપણા હૈયાને અસર જ નહિ કરે? એ વખતે આ જગતની કોઈ ચીજ ઉપર મમત્વભાવ નહિ રહે અને પ્રેમભાવ માત્ર જગતના જીવો પ્રત્યે જ રહેશે?' મરીએ ત્યારે પરિપૂર્ણ સમભાવ સિવાયનો કોઈ જ ભાવ ન હોય અને કાર્મણ શરીરથી મુક્ત બનતા આત્મા માત્ર પોતાના ગુણોમા જ રમતો હોય, તો મરીએ તેની સાથે આત્માનો શરીર સાથેનો સબધ સર્વથા છૂટી જાય, પણ એ માટે તો જીવનમા પૂર્ણ પરિશ્રમ કરવો પડે ને? એક જન્મના પરિશ્રમે એ કામ ન થાય, તો અનેક જન્મોમા પણ એ પરિશ્રમ કરવો પડે ને? સઘળા જીવો તમારે મન પ્રેમપાત્ર બની ગયા છે? આમા 'હા' કહેવામા વાંધો આવે છે ને? 'અમારે મન આના ઉપર પ્રેમ છે અને આના ઉપર પ્રેમ નથી–એવું કાંઈ જ નથી, અમને તો બધા જીવો ઉપર, જીવ માત્ર ઉપર પ્રેમ છે'–આવું તમે બોલી શકો, તેવી સ્થિતિમા તમે છો? આજે તમને શાના શાના ઉપર પ્રેમ છે, એ તમે બોલી શકો તેવી સ્થિતિમા ય છો? 'અમને શાના શાના ઉપર પ્રેમ છે'–તે બોલવુ ન પડે તો સારૂ, એવું તમારા મનમા છે ને? એટલે સેવા આદિની વાતો આપણે આજે અજ્ઞાન લોકો જેવી રીતિએ કરે છે તેવી રીતિએ નથી કરવી, પણ અનન્તજ્ઞાનિઓએ સેવા અને દયા આદિની વાતો જે રીતિએ કરી છે, તે રીતિએ કરવી છે સાચી દયા,

સાચી ઉચિત વૃત્તિ, સાચી સેવા-એ વગેરે મોક્ષના ધ્યેયની અને મોક્ષના માર્ગ સબધી સાચી સમજની અપેક્ષા રાખે છે જેઓમા એ આવે છે, તેઓ જો સસારને તજી શકતા નથી, તો ગૃહસ્થપણે જીવે છે, પણ એ પોતાના ગૃહસ્થજીવનને ય મોક્ષનુ સાધક બનાવે છે એ દયાય કરે અને સેવા ય કરે, પણ તે સ્થાને કરે

રામાયણના પાત્રોની વાતનો હેતુ

તમે આજે કાઈ ત્યાગી જીવન સ્વીકારી શકો તેમ નથી, માટે અહીં આપણે રામાયણના ત પાત્રોની વાત લીધી છે, કે જેઓ સસારમા બેઠા હતા તમારી પાસે સસારત્યાગી મહાપુરૂષોની વાત મૂકુ, તો તમે કરો શું? બહુ તો તેમને હાથ જોડો કદાચ એવો મનોરથ થાય કે-'ક્યારે મારાથી એવા બનાશે?' બાકી તો તમે કહો કે-'અમારાંથી બને એવું નથી' પણ અહીં તો આપણે એવા પાત્રોની વાત લીધી છે, કે જે સસારમા બેઠેલા હતા 'જીવને સસારમા રહેવુ પડે તો ય સસારમા કેવી રીતિએ રહેવું જોઈએ અને સાધક બનવુ જોઈએ'-એ તમને સમજાય અને તમે તમારા જીવનમા પણ કાઈક ઉતારી શકો, એ માટે તમારી જેમ સસારમા બેઠેલા અને તમારા કરતા ઘણી સુખસામગ્રીવાળા-એવા આત્માઓની વાત લીધી છે એ આત્માઓ સસારમા બેઠેલા હોવા છતા પણ, એમણે એમને માટે એક મુક્તિનો જ આદર્શ નક્કી કરેલો હતો અને મુક્તિને પામવાનો જે એક માત્ર સાચો ઉપાય છે, તે ઉપાયને તેઓ પામેલા હતા, કે જેને આપણે યોગની ત્રીજી ભૂમિકા તરીકે ઓળખાવી ગયા છીએ એમના

મનમાં એ નિશ્ચિત હતું કે-સુદેવની, સુગુરૂની અને સુધર્મની સેવાથી જ મુક્તિને સાધી શકાય તેમ છે આટલું હૈયે વસેલું, એના યોગે એ આત્માઓ સંસારમાં પણ કેવી ઉમદા રીતિએ જીવ્યા, એ તમારા ધ્યાન ઉપર લાવવાની ભાવના છે આ પાત્રોને એટલા માટે જ તમારી સમક્ષ મૂકવા છે કે-અહીં એટલે સંસારમાં બેઠેલા હોવા છતાં પણ, સુખની સામગ્રી ઘણી મળેલી હોવા છતાં પણ, દુનિયાના સારા સારા પદાર્થો ઉપર હક્ક સ્થાપિત કરી શકે તેવી પોતાની સ્થિતિ હોવા છતાં પણ, એક મોક્ષના આદર્શને લઈ બેઠેલા અને એને લઈને મોક્ષમાર્ગના સ્થાપક સુદેવને, મોક્ષમાર્ગના પાલક તથા પ્રચારક સુગુરૂઓને તથા મોક્ષમાર્ગ રૂપ સુધર્મને સ્વીકારી ચૂકેલા-એથી એવાઓની મનોદશા કેવી હોય છે, જગતના જીવો ઉપર એમનો કેવો મૈત્રીભાવ હોય છે ને સાથી-સંબંધી વગેરે તરફ તેમનો ભાવ કેવો મીઠો હોય છે તેમ જ એમને જ્યારે દેખીતી રીતિએ નુકશાન કરનારા દેખાય, ત્યારે પણ એ નામેથી કેવા નુકશાન રૂપ નથી થતા, પણ કેવી રીતિએ લાભ રૂપ થાય છે-એનો તમને ખ્યાલ આવે એવા આત્માઓને તો, દેખીતી રીતિએ નુકશાન કરનારાઓ પણ પોતાને લાભ કરનારાઓ દેખાય-એવી એમની પાસે દૃષ્ટિ હોય છે એવા સમારજીવનને જીવનારા પુણ્યાત્માઓની વાત કરીને, તમારી સમક્ષ તેમનો આદર્શ રજૂ કરવો છે જો એ વાતોને તમે બરાબર પચાવી શકશો, તો તમને લાગશે કે-મોક્ષ સિવાયનો કોઈ આદર્શ જ નથી, કે જેને માણસ પરમ આદર્શ તરીકે સ્વીકારી શકે, અને મોક્ષના આદર્શને જે સ્વીકારે, તેનું જીવન સુધર્યા વિના રહે નહિ

મોક્ષનો આદર્શ શુ કરે?

મોક્ષ, એ એક એવો આદર્શ છે કે–સસારના કોઈ પણ પદાર્થની ઈચ્છા થાય અને તે સારી લાગે, એવું મોક્ષના આદર્શવાળાને માટે બને નહિ સસારની કોઈ પણ ચીજની ઈચ્છા થાય અને તે સદા સારી જ લાગે, એવી કોઇ સસારમા ચીજ જ નથી સસારમા એવો એક પણ પદાર્થ છે ખરો, કે જેની ઈચ્છા થાય એટલે ય સુખ, એ મળે એટલે ય સુખ, એ રહે તેમા ય સુખ અને દુ ખ કાઇ જ નહિ? એવો એક પણ પદાર્થ સસારમા નથી ઊલટુ એવુ જ છે કે–ભલે ને કોઇ પણ પદાર્થની જ ઇચ્છા થાય, પણ તે સુખ જ આપે અને એથી એ ઇચ્છા વ્યાજબી ઠરે, એ શક્ય નથી જીવ વિચારે તો લાગે કે–'જીવને જે દુ ખ નથી જોઈતું અને સદા જે સુખ જોઈએ છે, તે સસારના કોઈ પણ પદાર્થથી મળી શકે તેમ નથી ' એટલે ખોટી ઈચ્છાઓને ટાળવાને માટે, મોક્ષ સિવાય કોઈ આદર્શ નથી મોક્ષનો આદર્શ, એ એક એવો આદર્શ છે કે–જે હૈયામા સ્થિર થવાથી, જ્યા જીવને સસારના કોઇ પણ પદાર્થની ઈચ્છા થાય ને અદરથી અવાજ આવે કે–'તારે માટે આ વ્યાજબી નથી' અથવા તો ' તું હજુ બન્ધનમા પડેલો છે, માટે તારે આવી ઈચ્છા કરવી પડે છે' અગર 'તને આવી ઈચ્છા થઈ જાય છે, તે તારી અપૂર્ણતા છે ' આથી, ઈચ્છા જાગે ને અદરથી ધ્વનિ ઉઠે કે–'મોક્ષ સાધ, કેમ કે–આ ગુલામી છે ' આવા જીવને થાય કે–'સસારમા રહેવું પડે તો ય મારે જેમ બને તેમ પર પદાર્થની ઇચ્છાથી પણ પર રહેવું જોઈએ ' આવી સલાહ આપનાર કોઇ હોય, તો તે એક મોક્ષનો આદર્શ છે 'કોઇ પણ પદાર્થના

યોગ વિના જીવવું'—એવા જીવનને પામવાનું મન થાય, એટલે કે—મોક્ષની ઈચ્છા થાય, એટલે આવી દશા આવે ને? જેનામાં યોગની પૂર્વભૂમિકાના ગુણો હોય, તે જો સંસારના સ્વરૂપનો વિચારક બને અને બુદ્ધિશાલી હોય, તો તેને સંસારના પદાર્થોની અસારતા, વગર સમજાવનાર મળ્યે પણ, ઘણે અંશે સમજાઈ જાય છે સંસારમાં એ રહે તો ય 'સંસારથી છૂટાય તો સૌથી સારૂં'—એમ એને થયા જ કરે છે

રૂપાદિ પાંચની ઈચ્છા જાય તો પાપ જાય

જગત આખું ય શામાં સમાય છે? રૂપ, રસ, ગંધ, સ્પર્શ અને શબ્દમાં જ ને? એક આત્મા સિવાયનું જગતમાં જે કાંઈ પણ ઇંદ્રિયોના વિષયમાં આવે છે, તે સઘળું ય આ રૂપ, રસ, ગંધ, સ્પર્શ અને શબ્દમાં સમાઈ જાય છે ને? જગતના દૃશ્યમાન જડ પદાર્થોમાં રૂપાદિ પાંચ સિવાયની કોઈ છટ્ઠી વસ્તુ હોય, તો તે તમે બતાવો છે કોઈ? બધા આમાં મુંગા રહે છે 'અનિષેધ એ અનુમતિ મનાય'—એવો પણ એક ન્યાય છે નિષેધ કરવો હોય તો નિષેધ કરવાની છૂટ હોવા છતાં પણ નિષેધ ન કરે, તો સમતિ મનાય—એમ સામાન્ય પ્રકારે કહેવાય છે તમે મુંગા રહ્યા છો માટે આ વાતમાં ય તમે સમ્મત છો, એમ માની લઉં ને? દૃશ્યમાન એવું જડ જગત શું છે? તો કહેવું પડે કે—જેમાં રૂપ, રસ, ગંધ, સ્પર્શ ને શબ્દ સિવાય છટ્ઠી કોઈ ચીજ હોય, એવી કોઇ વસ્તુ આ જગતમાં નથી હવે રૂપ, રસ, ગંધ, સ્પર્શ અને શબ્દમાં એવી કયી ચીજ છે, કે જેની ઈચ્છા કરવા જેવી જ છે, એમ પુરવાર થઈ શકે? આ રૂપાદિ પાંચની ઈચ્છાથી કયો આદમી

સુખી જ થયો? આ પાચ સુખનું કારણ છે? રૂપાદિની ઇચ્છાએ, સુખી કેટલાને કર્યા અને દુખી કેટલાને કર્યા? આ ન મળ્યે ય દુખ અને મળ્યે ય દુખ, એનો તમને અનુભવ નથી? જે આખથી જોવાય, જીભથી ચખાય, નાકથી સુંઘાય, સ્પર્શનેન્દ્રિયથી સ્પર્શાય અને કાનથી સભળાય-એવી જગતની જે ચીજો છે, એનો જેના હૈયે રગ રહે નહિ, જેના મનમાથી એનો પ્રેમ ઉઠી જાય અને જેને એની ઇચ્છા કરવી -એ પણ પાપ રૂપ લાગે, તેને કોઈ પણ પાપ કરવાનું કારણ ઊભુ રહે ખરૂં? તમને લાગે છે કે-આ રૂપાદિ પાચના રાગ માથી અને એની ઇચ્છા આદિમાથી જ પાપ જન્મે છે? માણસ માત્ર જો પાપને છોડી દે, તો આ જગતમા અશાન્તિને ઉત્પન્ન થવાનો સભવ છે ખરો? રૂપ, રસ, ગધ, સ્પર્શ અને શબ્દ-એ પાચમાની કોઇ ચીજ ઇચ્છવા જેવી, મેળવવા જેવી, ભોગવવા જેવી અને સાચવવા-સભાળવા જેવી છે ખરી? જેને એમ લાગે કે-'આ પાચમાની કોઇ ચીજ ઇચ્છવા જેવી નથી, મેળવવા જેવી નથી, ભોગવવા જેવી નથી તથા સાચવવા-સભાળવા જેવી પણ નથી' અને એથી જે એની ઇચ્છાથી પણ પર બની જાય, તેને આ જગતમા પાપ કરવાને કોઈ કારણ છે ખરૂં? જે એવો બની જાય, એને માટે હિંસા, અસત્ય, ચોરી વગેરે પાપોને અવકાશ રહે છે ખરો? અને આવી રીતિએ બધાએ જે બધા પાપોને છોડી દેને, તો જગતમા અશાન્તિ આવે ક્યાથી?

પાપવાળો છતા પાપી ન કહેવાય

મોક્ષના સાચા આદર્શવાળો બનેલો જ્ઞાની આત્મા, રૂપની

કોઇ તમને પૂછે કે–'આ રૂપાદિ ખાતર મરવાની ઈચ્છા છે?' તો તેમા તમે હા પાડી શકો? કોઈ પૂછે કે–'આ રૂપાદિ ખાતર માનવતાને મૂકવાની ઈચ્છા છે?' તો તમને હા પાડતા શરમ આવે ને? 'રૂપ, રસ, ગંધ, સ્પર્શ અને શબ્દ–એ પાચને મેળવવા, ભોગવવા અને ભાચવવા–મભાળવા ખાતર જીવવું અને એ માટે મરવું પડે તો મરવુ–એવું અમારૂ ધ્યેય છે'–એમ કહેવું, તેમા આબરૂ છે ખરી? જ્યારે, મોક્ષના આદર્શની વાત તો, તમે ગમે ત્યા ને ગમે ત્યારે ગૌરવભેર કહી શકો.

રૂપાદિ તમારી પૂઠે કે તમે રૂપાદિની પૂઠે?

જ્યા સુધી મોક્ષ એ જ એક પરમ આદર્શ નહિ બને અને એ આદર્શને સિદ્ધ કરવાને માટે શુદ્ધ મોક્ષમાર્ગના સ્થાપક એવા શ્રી વીતરાગ પરમાત્માની, એ પરમાત્માએ કહેલા મોક્ષમાર્ગને સેવવાના જ એક પ્રયત્નમા લાગી ગયેલા તથા એ મોક્ષમાર્ગનો પ્રચાર કરનારા સદ્ગુરૂઓની અને એ મોક્ષમાર્ગની સેવા કરવાની આત્મામા તાલાવેલી જાગશે નહિ, ત્યા સુધી રૂપાદિ તમારી પૂઠ છોડશે નહિ, અથવા તો, ખરી વાત એ છે કે–તમે એની પૂઠ છોડી શકશો નહિ. આપણે રામાયણના જે પાત્રોની વાતો કરવી છે, તેનાના મુખ્ય પાત્રો એવા હતા, કે જે જગતમા બેઠેલા હતા, મસારને જીવતા હતા, અમુક તો રાજગાદી ઉપર પણ બેઠેલા હતા, છતા અણીના અવસરે રૂપાદિ કોઇ તેમને કાંઈ જ અસર કરી શક્યા નહિ. એ પાત્રો એવા આદર્શ હતા, એ વાત તમારા લક્ષ્ય ઉપર લાવવી છે. કેવા હતા એ? રૂપ, રસ,

ગંધ, સ્પર્શ અને શબ્દનુ સામાન્ય એમની પાસે ને પાસે રહેતું હતુ જ્યારે એમને ઇચ્છા થાય, ત્યારે એમાની મનને ગમે તેવી સામગ્રી આખ સામે આવીને ખડી થાય, એવી એમની સ્થિતિ હતી એ ઇચ્છે છે-એમ જણાય ને કોઈ હાજર ન થાય તો તે ગુન્હો ગણાય, એવા સયોગો એમના હતા ઇચ્છે તેવા રૂપાદિનો ભોગવટો કરી શકવાને પણ એ સમર્થ હતા છતા પણ, આ રૂપ, રસ, ગધ, સ્પર્શ અને શબ્દ-એ પાચ એમની પાને રસપૂર્વક પાપ કરાવવામા નિષ્ફળ નિવડ્યા હતા એવા મહાપુરૂષોને અહીં તમારી પાસે રજૂ કરવાના છે તમે તમારે માટે આવુ કહી શકો તેવી સ્થિતિ છે? 'આ રૂપ, રસ, ગધ, સ્પર્શ ને શબ્દમા એવી કોઈ શક્તિ નથી, કે જે મને ભાન ભૂલાવી શકે'-એવુ મોક્ષના આદર્શને નહિ પામેલો અને શુદ્ધ મોક્ષમાર્ગને સેવવાને માટે સુદેવાદિને જ સેવવાની જેને ભાવના જાગી નથી એવો, કહી શકે ખરો? 'જો હુ આ રૂપાદિ પાચથી સાવચેત ન રહ્યો અને એનો ખેંચ્યો ખેચાયો, તો એક પણ પાપ એવુ નથી, કે જેનો મને ડાઘ લાગી જાય નહિ'-આવી જાગૃતિ તમારામા છે? આવી જાગૃતિ સદા જીવતી જોઇએ ને? આવી જાગૃતિ જીવતી હોય, તો જ રૂપાદિ તમારી પાસે રસપૂર્વક પાપ કરાવવામા નિષ્ફળ નિવડે, બાકી તો તમે જ નિષ્ફળ નિવડો અને તે તો તમારા અનુભવની વાત છે ને?

<u>કથા, દોષોને કાઢવા ને ગુણોને પ્રગટાવવા માટે</u>

હવે આપણે કથા શરૂ કરવાની છે એ પહેલા આવી વાતો કરી લીધી હોય, તો તે ઠીક થાય ને? કથામા પણ

જે જે પાત્રને લઈ બેસીશુ, તે તે પાત્રની સાથે તમારી સર ખામણી તો કરવી પડશે ને ? સરખામણી કરવાની તમારે, પણ તમે સરખામણી કરી શકો તેવી વાત તો મારે કહેવી પડે ને ? હમણા હમણામા ઘણાઓ રામની વાત કરે છે તમારે બધાને રામ બનવાની ઈચ્છા છે ને ? તમે રામ બની શકો નહિ તો કાંઈ નહિ, પણ જે આદર્શ રામે મૂક્યો છે, તેને ય જો તમે અનુસરી શકો નહિ અને એ આદર્શને અનુ સરવાનું જો તમને દિલ પણ થાય નહિ, તો તમે રામની કથા સાભળી શા કામની ? તમે કથાઓ તો ઘણી સાભળી હશે તમને કથા સભળાવવી, એ કાઈ મારૂં લક્ષ્ય નથી મહા પુરૂષોની કથા શું કામ કરવાની ? મહાપુરૂષોના ગુણોને ગાવાની તક મળે એ માટે ! મહાપુરૂષોના ગુણોને ગાવાના શુ કરવાને ? આપણા પોતામા ગુણો આવે એ માટે ! મહાપુરૂષોના ગુણોને ગાવાથી આપણા દોષો ગભરાય જેમ જેમ આપણને મહાપુ રૂષોના ગુણોને ગાવામા રસ આવે, તેમ તેમ આપણા દોષો નીકળવા માડે, અને જેમ જેમ દોષો નીકળવા માડે, તેમ તેમ ગુણો પ્રગટવા માડે આપણે તો, આ જે કથા કરવી છે, તે આ જ માટે ને ?

<u>હૈયાને ઘસીને નિર્મળ બનાવવાની જરૂર</u>

એ માટે, તમારા હૈયાની ભૂમિને ઘસવી પડશે હૈયાની ભૂમિને નિર્મલ બનાવવી પડશે આટલા રવિવાર એ માટે કાઢ્યા છે જ્યા સુધી ઉપદેશક અને શ્રોતા–બન્ને મળીને આ કામ ન કરે, ત્યા સુધી સારી પણ વાતોનુ જે પરિણામ આવવું જોઇએ, તે પરિણામ આવે નહિ ઉપદેશકે હૈયાને

ઘસવામા સહાયક બને તેવી સામગ્રી પૂરી પાડવાની હોય અને શ્રોતાઓએ એ સામગ્રી દ્વારા પોતપોતાના હૈયાને ઘસીને નિર્મલ બનાવવાની મહેનત કરવાની હોય આ રીતિએ જો ઉપદેશકનો અને શ્રોતાનો મેળ જામે, હૈયું જેવી રીતિએ ઘસાવું જોઈએ તેવી રીતિએ ઘસાય અને એથી હૈયામા નિર્મલતા પ્રગટે. તો ગુણો તો આપણા બાપના છે, એટલે કે-આપણા પોતાના જ છે આપણે કાઇ ગુણ માટે ભીખ માગવી પડે તેમ છે ? ધન-ધાન્યાદિ માટે ભીખ માગવી પડે એમ છે-એવું જો તમે કહો, તો હું કહું કે-એ વાત ખરી છે, રૂપાદિ પાચ માટે ભીખ માગવી પડે તેમ છે-એવું પણ જો તમે કહો, તો હું કહુ કે-એ વાત ખરી છે, પણ ગુણ માટે કાઇ કોઈની ય પાસે ભીખ માગવાની જરૂર છે ખરી ? નહિ ! કેમ ?

સ૦ હૈયામાં છે માટે

ગુણ હૈયામા નહિ પણ આત્મામા બેઠેલા જ છે, માટે ! આપણે પોતે સઘળા ય ગુણોના માલિક છીએ આપણો સ્વભાવ જ ગુણમય છે, પણ આજે તો એના ઉપર પડલ આવી ગયેલા છે અનાદિકાળથી આપણા ગુણો ઉપર પડલ આવી ગયેલા છે અને એ પડલોને ઘસીને સાફ કરી નાખવાની આપણે જેવી જોઇએ તેવી કાળજી કરી નથી, માટે હજુ આપણે સંસારમા રખડીએ છીએ થોડા પણ પડલો ઘસાયા, માટે આપણને ગુણો આપણામા એટલે આત્મામા પોતામા જ છે-એવી પ્રતીતિ થાય છે હવે તો આપણે ગુણોને સંપૂર્ણ પણે પ્રગટ કરવા છે ને ? એ ગુણોને પ્રગટ કરવાની મહેનત કરવાને માટે અને કરેલી એ મહેનત સફલ બને એ માટે,

તમારે તમારા હૈયાને ઘસી ઘસીને નિર્મલ બનાવવાની જરૂર છે

<u>ચિત્રકારે કરેલી ભૂમિશુદ્ધિ</u>

એવી એક કથા કહેવાય છે કે-એક રાજાની સભામા, એક માણસ, નજરાણું કરીને રાજાને ચરણે ભેટ ધરવાને માટે આવ્યો તે એ રાજ્યનો જ વતની હતો, પણ કમાવાને માટે પરદેશ ગયો હતો ઘણે ઘણે સ્થળે ફરીને અને કમાઇને એ પાછો આવ્યો હતો

રાજાએ એની ખબર પૂછી અને 'ક્યા ક્યા ફરી આવ્યો ?' તે જાણવા માગ્યુ એ માણસે પણ, પોતે જ્યા જ્યા ફર્યો હતો તેનુ તથા ત્યા ત્યા જે મહત્ત્વનુ જોયુ હતું, તે વગેરેનું વર્ણન કર્યું

રાજાએ પૂછ્યુ કે-'તુ બધે ફરી આવ્યો અને તેં બધુ જોયું, પણ તું એ કહે કે-તેં બીજા રાજ્યમા એવું શુ સારૂ જોયુ, કે જે આપણા રાજ્યમા ન હોય ?'

એ વખતે પેલાએ કહ્યુ કે-'અમુક રાજ્યમા મેં એવી ચિત્રસભા જોઈ, કે જે કયા ય બીજે જોઈ નથી અને આપણા રાજ્યમા તેની ખામી છે'

રાજાએ તરત જ પોતાના માણસોને હુકમ કર્યો અને તે રાજ્યમા જે કારીગરોએ ચિત્રસભા બનાવી હતી, તેમાના જ બે કારીગરોને બોલાવી મગાવ્યા

એ કારીગરો આવ્યા, એટલે રાજાએ એ કારીગરોને બોલાવીને હુકમ કર્યો કે-'તમે બન્ને થઈને એ રાજ્યમા છે એથી પણ સુન્દર એવી ચિત્રશાળા છ મહિનામા અહીં બનાવો અને એ માટે તમારે જે જોઈએ તે તમને મળશે'

કારીગરો કામે લાગી ગયા છ મહિના પૂરા થયા, એટલે રાજાએ એ બન્ને કારીગરોને બોલાવ્યા અને પૂછયુ કે–' તમે બન્નેએ તમારૂ કામ પૂરૂ કરી દીધુ છે ?'

એક કારીગરે કહ્યું કે–' મેં મારો ભાગ બરાબર ચિત્રમય બનાવી દીધો છે'

બીજા કારીગરે કહ્યું કે–' મહારાજ, મેં તો હજુ પીંછી પણ હાથમા નથી લીધી'

રાજાએ પૂછ્યુ કે–' તો પછી તમે અત્યાર સુધી કર્યું શું ?'

પેલો કહે કે–' મેં તો માત્ર સફાઈનુ જ કામ કર્યું છે મેં શું કામ કર્યું છે, તે શબ્દોથી વર્ણવીને સમજાવી શકાય તેવું નથી આપ ત્યા જોવા પધારો, એટલે આપને ખ્યાલ આવી જશે'

રાજા પોતાના પરિવાર સહિત નવી ચિત્રશાળાને જોવાને માટે ગયો જુએ છે તો આખી ય ચિત્રશાળા ચિત્રમય દેખાય છે

ચિત્રશાળાને ચિત્રમય જોઈને રાજા ખૂશ થઈ જાય છે જે કારીગરે એમ કહ્યું હતું કે–મે હજુ પીંછી પણ હાથમા નથી લીધી, તે કારીગરને રાજા પૂછે છે કે–' તમે તો તમારૂ કામ પૂરૂ કરી લીધુ છે, છતા પીંછી હજુ હાથમા ય લીધી નથી–એમ કેમ કહ્યુ હતું ?'

પેલો કહે છે કે–' મહારાજ, મેં જે વાત કહી હતી, તે સાચી જ છે જુઓ'

આ પ્રમાણે કહીને, એ કારીગરે ચિત્રશાળાના મધ્ય ભાગમા જે પડદો હતો, તે નખાવી દીધો વચ્ચે પડદો આવી ગયો, એટલે ચિત્રશાળાના એ અડધા ભાગની ભીંત કોરી કટ દેખાઈ

રાજાએ પૂછ્યુ કે–'આ શું?'

કારીગર કહે છે કે–'આ જ મારૂ આજ સુધીનુ કામ હવે પીંછી હાથમા લેવી ન પડે વગર ચિત્રોએ આ ભીંત ચિત્રમય દેખાય સામેના બધા ચિત્રો આમા પ્રતિબિમ્બિત થાય જરા ય ફેરફાર લાગે નહિ જોનાર અજાયબી પામે હૈયાને ચોખ્ખુ બનાવ્યું છે કે મેલુ રાખ્યુ છે ?

આ રીતિએ અત્યાર સુધી તમારા હૈયાને ચોખ્ખા કરવાની મહેનત કરવામા આવી છે તમારા હૈયા ચોખ્ખા થયા છે કે નહિ, એ તમારે કહેવું પડે તમે જો ભેગે પરિશ્રમ કર્યો હશે, તો તમારા હૈયાની સફાઈ થઈ હશે હવે તમે કહો કે-'અમે અમારાં હૈયાને ચોખ્ખા કરી લીધા છે, માટે આપ રામાયણુના પાત્રો વિષે બોલવા માંડો રામાયણુના એ પાત્રોમા જે જે ગુણો હશે, તે હવે અમારા હૈયામા પ્રતિબિમ્બિત થયા વિના રહેશે નહિ ' આવું જો તમે મને કહો, તો રામાયણુના પાત્રોની વાત કહેવામા મને બહુ રસ આવે જ્યા સુધી હૈયાની સફાઈ કરીએ નહિ, ત્યા સુધી દોષ ટળે નહિ અને ગુણુ પ્રગટે નહિ એટલે, આટલા રવિવારો સુધી, હૈયાની સફાઈને માટે જરૂરી વાતો ચલાવી એ માટે જ વાત કરી કે–માનવીએ એક માત્ર મોક્ષને જ પોતાના પરમ આદર્શ તરીકે નક્કી કરી લેવો જોઈએ એ પરમ પદ રૂપ પરમાદર્શને સિદ્ધ કરી આપનારી જે યોગની વસુ ભૂમિકાઓ છે, તેની વાત પણુ એટલા જ માટે કરવામા આવી યોગની ભૂમિકાઓને પામવાની લાયકાત આવે, એ માટે યોગની પૂર્વભૂમિકાની વાત કરવામા આવી અને તે પછી આપણે

સુદેવ કોને કહેવાય, સુગુરૂ કોને કહેવાય અને સુધર્મ કોને કહેવાય—એની વાત કરવા સાથે, એ સુદેવાદિને જ હૈયામા સ્થાપન કરવાની જરૂર સબધી વિચાર કરી આવ્યા જેમણે મોક્ષને પરમ આદર્શ તરીકે સ્વીકારીને, સુદેવ–સુગુરૂ–સુધર્મને પોતાના હૈયામા સ્થાપિત કર્યા હશે, તેમણે તો પોતાના હૈયાને એટલુ નિર્મલ બનાવ્યુ છે, પણ જેમણે તેમ નહિ કર્યું હોય, મોક્ષને પરમાદર્શ તરીકે નહિ સ્વીકાર્યો હોય અને મોક્ષને માટે સુદેવ–સુગુરૂ–સુધર્મનૈ પોતાને હૈયે સ્થાપન નહિ કર્યુ હોય, તેમણે તો પોતાના હૈયાને મેલુ જ રાખ્યુ છે–એમ કહેવુ પડે આમા દરેકે પોતાનો નિર્ણય પોતે જ કરી લેવાનો

જગત હતુ, છે ને રહેવાનુ

આ જગતમા જે કોઈ દશ્યમાન જડ પદાર્થો છે, તે સર્વ રૂપ, રસ, ગધ, સ્પર્શ ને શબ્દમા સમાઈ જાય છે એ હિસાબે આ દશ્યમાન જગત એ રૂપ, રસ, ગધ, સ્પર્શ અને શબ્દ સિવાય કાઈ નથી, એમ કહેવું હોય તો પણ કહી શકાય આ જગત ક્યારનું છે? આ જગતને કોઈએ ય ઉત્પન્ન કર્યું નથી કોઈ આ જગતનો નાશ પણ કદી પણ કરી શકવાનું નથી આ જગત અનાદિકાલીન છે અને અનન્તા કાલે પણ આ જગતનું અસ્તિત્વ મીટી જવાનુ નથી એમા પરિવર્તન આવ્યા કરે એ વાત જુદી છે, પણ આ રૂપાદિ પાચનો સગ્રહ જેમા છે–એવું જગત નહિ જ હોય, એવું તો કદી પણ બનવાનું નથી એ પાચમય જગત્ હતું, છે અને રહેશે

પાપ પ્રત્યે તિરસ્કારવાળા બનજો, પાપ કરનાર પ્રત્યે નહિ

એ પાચમા આપણને ખેંચે તેવી શક્તિ છે કે આપણે

એ પાચ તરફ ખેંચાઈએ તેવી આપણી નબળાઇ છે ? જ્યારે એ પાચમાથી કોઈનાથી પણ આપણે ખેંચાઇએ, ત્યારે આપણને લાગે ને કે-આપણે શત્રુથી ખેંચાયા ? જ્યારે નાનામા નાનુ પાપ અગર તો ભયંકરમા ભયકર કોટિનુ પાપ કરનાર પણ તમને મળે, ત્યારે તમે તેને પૂછજો કે-' તુ આ પાપ શું કામ કરે છે ? ' પછી એ જે કાઈ પણ પાપનું કારણ બતાવે, તેના મૂળમા આ પાચમાનુ કોઈ છે કે નહિ, તે તપાસજો નહિ એ કાઈ છટ્કુ બતાવી શકે કે નહિ તમે કાંઈ છટ્કુ શોધી શકો છટ્કું કહે કે લાગે, તો તેમાં અજ્ઞાન હશે બાકી તો, આ રૂપાદિ પાચમાનું જ કાઇક હશે તમે તો પાપ નથી કરતા ને ? પાપ કરે છે, તે તમારા સિવાયનાઓ જ કરે છે ને ?

સ૦ એવુ નથી

તમે ય પાપ કરો છો, તો તેમા આ પાચ સિવાયનું કોઈ એના કારણના ઉંડાણમા છે ખરૂ ? જ્યારે તમે આટલા સમજુ હોવા છતા પણ રૂપાદિ પાચથી ખેચાઇ જાવ છો અને પાપ કરો છો, તો તમારા તરફથી એટલી આશા તો રાખી શકાય ને કે-' તમે બીજા જે કોઇ પાપ કરતા હોય, તેમનો તિરસ્કાર ન કરતા હો ? ' પાપ પ્રત્યે તિરસ્કારવાળા જરૂર બનજો, પણ પાપ ઉપર ગમે તેટલો તિરસ્કાર હોય તો પણ, પાપ કરનાર ઉપર તિરસ્કાર આવે-એવુ માનસ તો નહિ જ બનવા દેતા તમે તો બધા દયાળુ માણસો છો ને ? જગતના જીવ માત્ર પ્રત્યે પ્રેમાળ ? નાના-મોટા સર્વ જીવો પ્રત્યે મૈત્રીભાવને ધરનારા ? બધાને પોતાના જેવા માનનારા અને એથી કોઇના પણ અહિતને નહિ ઇચ્છનારા અને સૌના

હિતને ઇચ્છનારા ? જે કોઇ જીવ આ રૂપાદિ પાચથી આકર્ષિત થાય અને તેમ છતા પણ એને જો એમ ન લાગે કે–' હું કાઈક બીજી તરફ, ઊલટી દિશાએ ઘસડાઇ રહ્યો છુ ' તે તો પાપ કર્યા વિના રહેવાનો જ નહિ એવા તો દયાપાત્ર છે, પણ તિરસ્કારને પાત્ર નથી રૂપાદિ પાચથી ખેચાય અને જો એને એમ લાગે કે–' હું ખોટે રસ્તે ખેચાઇ રહ્યો છુ ' તો તો તે પાપથી બચી શકે અથવા તો તે પાપ કરે તે છતા પણ રસથી કરે નહિ એને પાપમા કેમ ઘસડાઇ જવાય છે–તેનું ભાન હોય, એટલે એ પાપ કરનારનો તિરસ્કાર કરનારો બને નહિ તમને તો પાપ બહુ ભૂડું લાગે છે ને? આપણે તો એવા ને કે–પાપને સાભળીએ પણ નહિ અને કરીએ પણ નહિ ? તમને પાપ કેવું લાગે છે ? આમા નહિ બોલવાના ? તમારા હૈયાને ઘસવાને માટે તેર રવિવારો સુધી મહેનત કરી, પણ તમે તમારા હૈયાને કેટલુ ઘસાવા દીધુ ? તમે બધાએ જો તમારા હૈયાને અત્યાર સુધી બરાબર ઘસાવા દીધુ હોત, તો જે વખતે હું એમ પૂછત કે–' પાપ તો તમને ખરાબ જ લાગે ને ? ' તે વખતે તમે બધા એકી સાથે બોલી ઊઠયા હોત કે–' એમા હવે પૂછવાનુ હોય ? ' સભામાથી એવો મોટો અવાજ ઊઠયો હોત કે–જાણે કાન ફુટી જાય જો પાપ બરાબર ખરાબ લાગ્યું હોય, તો ઝટ વિચાર આવે કે–' પાપ આવું ખરાબ છે, છતા પણ લોકો પાપ કરે છે, તો શાથી લોકો પાપ કરે છે ? મારે ય પાપ કરવું પડે છે, તો શા માટે મારે પાપ કરવું પડે છે ? હું તો સારો, આબરૂદાર માણસ ગણાઉં છુ, છતા મારે પાપ કરવું પડે છે, તો તેનુ કારણ શું ? ' આપણે તો સારા દેશ, સારી જાતિ, સારા

કુળમા જન્મેલા અને ઉછરેલા છીએ ને ? તમે આર્ય દેશાદિમા ઉછરેલા છો અને પાછા પાચ-દશ-પદર-પચીસ ચોપડીઓ તમે ભણેલી છે એમ કહુ કે ફાડેલી છે એમ કહુ ? તો તમને એટલો વિચાર ન આવે કે-'આવા પણ આપણે જો પાપ કરતા હોઇએ, તો જેઓ ખરાબ કુલાદિમા જન્મેલા છે, ખરાબ સસ્કારોમા ઉછરેલા છે અને આપણી જેમ ભણેલા નથી, તેઓ જો પાપ કરે, તો તેમા નવાઇ પામવા જેવુ કાઈ નથી ! '?

ઉપદેશમાં પુનરુક્તિ

હવે તો તમે બધા સમજી ગયા છો ને કે-રૂપમા આકર્ષાવુ એ ખરાબ છે, રસમા આકર્ષાવુ એ ખરાબ છે, ગધમા આકર્ષાવુ એ ખરાબ છે, સ્પર્શમા આકર્ષાવુ એ ખરાબ છે અને શબ્દમા આકર્ષાવુ એ પણ ખરાબ છે આ બધું માત્ર હુ જ બોલુ છુ કે તમે પણ ? તમારા બધાની વતી હું આ બોલુ છું, એમ ખરૂ ? રૂપાદિ તરફ આકર્ષાવુ, તે ખરાબ છે ને ? આ વાત વારવાર બોલુ તેમા પુનરૂક્તિ દોષ લાગે છે, એમ તો માનતા નથી ને ? ઉપદેશમા, એકની એક વાત પણ, શ્રોતાઓના હિતને માટે વારવાર કહેવાય. ઉપદેશમા પુનરૂક્તિની છૂટ છે જે દવા દર્દીને લાગુ પડી ગઇ હોય, જે દવાથી દર્દીને ફાયદો થયે જતો હોય, તે દવા રોજ ને રોજ અપાય ને ? રોજ એકની એક દવા આપે છે, માટે વૈદ્ય કે ડૉકટરમા આવડત નથી, એને બીજી કોઇ દવાની ગમ નથી, એમ તો કહેવાય નહિ ને ? દર્દી જો એક જ દવા આપ્યા કરવાથી સારો રહેતો હોય, રોગ વધતો ન હોય ને ઘટયે જતો હોય, તો એ એકની એક દવા એ દર્દીને

વૈદ્ય કે ડૉકટર કદાચ જીદગી સુધી પણ આપે, તો પણ તેમા તે વૈદ્ય કે ડૉકટરની આબરૂને ઝાખપ લાગે નહિ એ રીતિએ કરતા, ઔષધમા જેમ પુનર્દાનનો દોષ લાગતો નથી, તેમ જે વાત ફાયદાકારક હોય ને ફાયદાકારક બનતી હોય, તે વાત ઉપદેશમા પુન પુન પણ કહેવાય, તોય પુનરૂક્તિનો દોષ લાગે નહિ

દયાભાન આવે

એટલે એ વાત કરૂ છુ કે–રૂપાદિ તરફ આકર્ષાવું એ ખરાબ છે, એમ તો તમને લાગે છે ને ? પહેલાને માટે તો એમ કહી શકાય કે–અમે રૂપાદિના યોગમા જ સુખ માની બેઠા હતા, રૂપાદિના યોગમા જ અમે સુખ માન્યુ હતું, એથી અમે અત્યાર સુધી રૂપાદિ તરફ આકર્ષિત થતા હતા, હવે અમે સમજી ગયા કે–રૂપાદિ તરફના આકર્ષણે જ અમને પરાધીનતામા નાખ્યા છે, હવે તો મોક્ષ એ જ અમારો પર માદર્શ છે અને સુદેવ–સુગુરૂ–સુધર્મ એ જ અમારે માટે શરણ રૂપ છે હવે અમને રૂપાદિ તરફ આકર્ષાવુ ગમતું નથી તમને એ પણ સમજાઈ ગયુ છે ને કે–રૂપાદિ તરફ જે આકર્ષાય ને એમા જે ખોટુ માને નહિ, તે તો પાપ કર્યા વિના રહે જ નહિ ? રૂપાદિ તરફ આકર્ષાવું એ પરાધીનતા છે અને પરાધીનતાથી કોઈ પાપ કરે તો તે તિરસ્કારને પાત્ર નથી પણ દયાને પાત્ર છે 'રૂપાદિ તરફ આકર્ષાવું એ ખરાબ છે'– એમ બરાબર લાગી ગયુ હોય અને સુદેવાદિને હૈયામા સ્થાપન કરી દીધા હોય, તે છતા ય આત્મા પાપકર્મથી લેપાએલો છે એટલે પાપ થાય એ બને, પણ પાપ રસપૂર્વક થાય

નહિ એને રૂપાદિના ચોગમા રાખનારો મોહ હોય, તો પણ 'રૂપાદિના ચોગમા જ સાચુ સુખ મનાવે' એવો મોહ હોય નહિ, એટલે રૂપાદિનો ચોગ તેની પાસે રસપૂર્વક પાપ કરાવી શકે નહિ પોતાની આ સ્થિતિને સમજનારને, જે જીવો અજ્ઞાનપણે રૂપાદિ તરફ આકર્ષાવાના ચોગે પાપ કરતા હોય, તેમના પ્રત્યે તિરસ્કારનો ભાવ આવે કે દયાનો ભાવ આવે? કહો કે–પાપ અમને જરા પણ ગમતું નથી, પણ જેઓ પાપ કરે છે તેમાના કોઈ પ્રત્યે અમારો તિરસ્કારભાવ નથી, પરન્તુ જીવ માત્ર પ્રત્યે અમારો મૈત્રીભાવ છે

<u>મા–બાપે જે આપ્યુ નથી કે આપી શકે તેમ નથી, તે તમને આ કથા આપી શકે</u>

આ બધી વાતોને લક્ષ્યમા રાખીને, હૈયામા બરાબર સ્થિર બનાવીને, રામાયણના પાત્રોની વાતોને સાભળવાની છે રામાયણની વાતમા સૌથી પહેલા આપણે રામના પિતા મહારાજા શ્રી દશરથની વાત કરવી પડશે તમે જો તમારા હૈયાની સફાઈ કરી લીધી હશે, તો મહારાજા શ્રી દશરથ તમને એક બહુ ઉત્તમ આત્મા જણાશે હૈયાની સફાઇની પહેલા વાત કેમ કરી? જે પાત્રના જે જે ગુણોની વાત થાય, તે તે ગુણો આપણા હૈયામા પ્રતિબિમ્બિત થાય એમના જે ગુણો તે આપણા બને એ માટે, એમની વાતને સાભળવાની સાથે સાથે, આપણી પોતાની મનોદશાની વાત પણ વિચારવી અહીં તમારી સામે રામાયણના જે પાત્રો મૂકાવાના છે, તે એમને મહાપુરૂષોએ જેવી રીતિએ વર્ણવ્યા છે, તેવી રીતિએ મૂકાવાના છે શ્રી વીતરાગ પરમાત્માના શાસનમા રામાયણના પાત્રોને વર્ણવ-

વામા આવ્યા છે અને એ પાત્રોને એ મહાપુરૂષોએ કેવા સ્વરૂપે પ્રરૂપ્યા છે, તે તમારે સાભળવાનું છે, તમારામાના ઘણાએ અત્યાર સુધીમા આ પાત્રોને જુદી રીતિએ, જુદા સ્વરૂપે સાભળ્યા હોય એ બનવાજોગ છે, પણ એ વાતને તમારે તમારા મનમા બાજુ ઉપર મૂકી રાખીને, શ્રી વીતરાગ પરમાત્માના શાસનમા થઈ ગયેલા મહાપુરૂષોએ આ પાત્રોને કયી દૃષ્ટિએ જોયા છે, તે તમારે સાભળવાનું છે જેમણે આ પાત્રોને બીજી દૃષ્ટિએ ન સાભળ્યા હોય, તેમને તો કાઈ કહેવાનું નથી જે દૃષ્ટિએ આ પાત્રોને અહીં વર્ણવાય, તે દૃષ્ટિએ તમે આ પાત્રોને જોનારા બનશો, તો તેથી તમને ઘણો લાભ થશે પૂર્વના મહાપુરૂષોની કથા, એ રીતિએ ઉપ કારક થાય છે કે-તેઓ જે રીતિએ જી યા તે રીતિએ જીવવાનુ આપણને મન થાય અને એથી એ મહાપુરૂષો જે રીતિએ દોષોને તજનાર અને ગુણોને પ્રગટાવનાર બન્યા હતા, તે રીતિએ આપણે પણ દોષોને તજવાનો અને ગુણોને પ્રગટા વવાનો પ્રયત્ન કરી શકીએ આપણે એ મહાપુરૂષોને રૂબરૂ જોયા પણ નથી અને એ મહાપુરૂષો આપણને રૂબરૂ જોવાને મળે તેમ પણ નથી, પણ એ મહાપુરૂષોને જો તમે બરાબર ઓળખી શકશો, તો તમને લાગશે કે-આપણને આપણા મા-બાપે પણ જે નથી આપ્યું અને મા-બાપ જેવા મા-બાપ પણ જે આપી શકે તેમ નથી, તે આપણને આ મહાપુરૂ ષોની કથા આપી શકે તેમ છે

<u>આ મારૂ નથી ને હું આનો નથી</u>

રામના પિતા શ્રી દશરથ સામ્રાજ્યવાળા હતા. સાગ

એવા એક રાજ્યના અને વિશાલ પરિવારના માલિક હતા એ કોઈ મામુલી સ્થિતિવાળા માણસ નહિ હતા, પણ અનુકૂળ શબ્દ, રૂપ, રસ, ગધ અને સ્પર્શની વિપુલ સામગ્રીવાળા હતા આવી સ્થિતિમા પણ, એમની સાચી મહત્તા તો એ હતી કે–વિષયસુખની સામગ્રીનો યોગ ઘણો સુન્દર હોવા છતા પણ, એ મોક્ષના આદર્શને પામેલા હતા, એટલુ જ નહિ, પણ એમના હૈયામા એમણે સુદેવને, સુગુરૂને અને સુધર્મને સ્થાપિત કરેલા હતા, એટલે કે–એ, યોગની ત્રીજી ભૂમિકાએ જીવનારા હતા મહારાજા શ્રી દશરથ યોગની ત્રીજી ભૂમિકાને પામેલા હોવાથી, વિશાલ પણ સામ્રાજ્ય તેમને પોતાના બનાવી શકયુ નહોતું સામ્રાજ્ય ગણાતું હતું મહારાજા શ્રી દશરથનું, મહારાજા શ્રી દશરથ સામ્રાજ્યનુ સચાલન પણ સુયોગ્ય રીતિએ કરતા હતા, છતા પણ એ એ સામ્રાજ્યના બની ગયેલા નહોતા એમને હૈયે એ વાત હતી જ કે–'વસ્તુત આ મારૂ નથી અને હુ આનો નથી '

પુણ્યોદય

જેમ તમારા પુણ્યે ઘર તમારૂ બન્યું છે, પણ તમારા મનમા ખાત્રી છે ને કે–' ઘર મારૂ નથી ! ' ? અવસરે ઘર સળગી જાય, તો તમને કાંઈ થાય નહિ ને ? કદાચ દુ ખ થાય તો 'હવે મુશ્કેલી પડશે અને મુશ્કેલીને સહી લેવાની મારામા હજુ તેવડ આવી નથી '–એ વિચારે દુ ખ થાય, પણ 'ઘર મારૂ હતું ને બળી ગયુ'–એ વિચારે તો દુ ખ થાય નહિ ને ? ઘર કોનું ? તમારૂ કે તમને તમારા પુણ્યે આપેલુ ? કેટલાકને જગલમા જન્મવુ પડે છે, ઝુપડીના જન્મવું પડે છે, કશી

સગવડ કે દાકણુ ન હોય એવી જગ્યાએ પણુ જન્મવું પડે છે ને તમે ઘરમા કે બગલામા જન્મ્યા, તેનું કારણુ શું ? બીજા ઓના કરતા તમે જરા ઠીક ઠીક જગ્યાએ જન્મ્યા અને ઠીક ઠીક સગવડમા ઉછર્યા, તેનુ કારણ શું ? તમારા તેવા પ્રકારના પુણ્યના ઉદયથી જ ને ?

સ૦ પુણ્યનો ઉદય તો ખરો જ

છો તો ડાહ્યા

પસદગી અમેરિકા પહોચત

તમે અહીં જ્યા આવ્યા છો, ત્યા પસદ કરીને આવ્યા નથી, પણુ તમારૂ સ્થાન તમારા પુણ્યે જ પસદ કરેલુ જો તમે તમારે માટેના સ્થાનને પસદ કરીને આવ્યા હોત, તો તમે જે સ્થાનમા જન્મ્યા છો, તે સ્થાનમા તમે જન્મત ખરા ? કયા સ્થાને જન્મ લેવો-એની પસદગી જો તમારે કરવાની હોત અને તમારી પસદગી મુજબનુ સ્થાન તમને મળે તેમ હોત, તો તમે કયે સ્થળે જન્મવાનુ પસદ કરત ? કદાચ તમે આ અમદાવાદને ય પસદ કરત નહિ તમારી અત્યાર પહેલાની પસદગીને, અત્યાર પહેલાની તમારી દૃષ્ટિએ તો, કદાચ અમેરિકા જવું પડે, એમ પણુ બને ને ? પણુ તમે કાઈ પસદ કરીને આવ્યા નથી, એટલે દરેકને જે સામગ્રી મળી છે, તે પોતપોતાના કર્માનુસાર જ મળી છે

આત્માને ઓળખો

મહારાજા શ્રી દશરથને એમના પુણ્યે મોટા સામ્રાજ્યનો યોગ કરાવી આપ્યો હતો એમને મોટા સામ્રાજ્યના માલિકપદે મૂકી દીધા હતા પણુ એ મોટા સામ્રાજ્યમા એવી

શક્તિ નહોતી કે–એ સામ્રાજ્ય મહારાજા શ્રી દશરથને પોતાના બનાવી શકે કેમ ? એ સમજતા જ હતા કે–આ મારૂ નથી આ તો જડ કર્મે આપેલુ છે આ, મને આધીન નથી, પણ જડ કર્મને આધીન છે એમની આવી મનોદશા હતી, કારણ કે–એમણે આત્માને ઓળખ્યો હતો એથી એમણે એક મોક્ષને જ પોતાના પરમ આદર્શ તરીકે નક્કી કરી લીધો હતો એથી આગળ વધીને 'સુદેવ સુગુરૂ, તથા સુધર્મની જ એક માત્ર ઉપાસનાથી મોક્ષને પામી શકાય'–એવી સમજથી એમણે સુદેવને, સુગુરૂને અને સુધર્મને પોતાના હૈયામા સ્થાપિત કરી દીધા હતા એટલે, સામ્રાજ્ય આખુ ચલાવતા હોવા છતા પણ, એ સામ્રાજ્ય એમના હૈયે હતું નહિ

બીજી કળાઓ બેફામ બનાવી શકે નહિ

મહારાજા શ્રી દશરથ આવી મનોદશામા હતા, માટે એમના કુટુબમા પણ સુન્દર સસ્કારોની જમાવટ થવા પામી હતી એથી, શ્રી રામ વગેરેને જે શિક્ષણ મળેલુ, તે ઉમદા કોટિનું મળેલુ મોક્ષને પરમાદર્શ તરીકે સ્વીકારનારા અને શુદ્ધ એવા મોક્ષમાર્ગમા સુનિશ્ચિત મતિને ધરનારા જે કોઈ હોય, તે પોતાના સતાનો અને આશ્રિતોને કોઈ કળા ન શીખવે એમ નહિ, સયોગ મુજબ બધી ય કળાઓ એ શીખવે, પણ સાથે સાથે ધર્મકળા એવી શીખવે કે–બીજી કળાઓ બેફામ બનાવી શકે નહિ, કળા માત્રનું શિક્ષણ ધર્મભાવથી મિશ્રિત હોય સ્ત્રીઓની ચોસઠ કળા અને પુરૂષની બોતેર કળા કહેવાય છે ને ? સ્ત્રીને ય કળા શીખવાનો નિષેધ નહિ અને પુરૂષને ય કળા શીખવાનો નિષેધ નહિ, પણ બન્નેએ

ધર્મકળાને તો અવશ્ય શીખવાની

સભવી શકે ત્યાં સમાનતાનો પક્ષપાત

જ્યા જ્યા સમાનતા સભવી શકે, ત્યા ત્યા અમે સમાનતાના વિરોધી નથી પણ પક્ષપાતી છીએ સસારમા ઘર માડીને બેઠેલા યુગલો એવા સપીને રહે કે-એ ય પોતાનુ કલ્યાણ સાધે અને બન્નેનો સુન્દર વ્યવહાર લોકોને શીખવા જેવો લાગે પુરૂષ સ્રીને હલકી માનીને અવગણે અથવા તો એક-બીજા હલકા-મોટાની વાતથી મારામારી કરે, તે કાઈ પસદ કરવા લાયક વસ્તુ નથી શાસ્રોએ પુરૂષની પ્રધાનતાની જે વાત કહી છે, તે જુદા હેતુથી કહી છે આજે સમાનતાની વાતો કરનારા તો મોટે ભાગે ખાલી વાતો કરે છે અને કટલીક વાર તો નિરર્થક ગવડે છે સમાનતાની ખાલી વાતો કર્યા કરવા કરતા તો, થોડુ જીવી બતાવવું તે સારૂં જે શાસ્રોએ અમુક દૃષ્ટિએ પુરૂષની પ્રધાનતા વર્ણવી છે, તે શાસ્રોએ સ્રી-પુરૂષને માટેની કળાઓ પણ વર્ણવી છે સ્રીને કળાવિહીન રાખવાનુ કહ્યુ નથી

કળાના શિક્ષણનો પરમાર્થ

જે છોકરા-છોકરી ૭૨ કે ૬૪ કળાઓને શીખી આવે, તેમના મા-બાપ તેનને કહેતા કે-' આ તો શીખ્યા, પણ જો ધર્મકળા ન હોય તો આ બધુ ય નકામુ છે ' આ આર્ય દેશની પ્રથા હતી આજે ધમકળાની દરકાર છે ? વેપારી છોકરાને પેઢી ઉપર ક્યારે બેસાડે ? પરલોકને સમજતો થાય, પરલોકને માનતો થાય અને પૈસા ખાતર અનીતિ કરવી ભૂડી -એવી પ્રતીતિ થાય, તે પછી જ ને ? પેઢી કાઈ એવા નાદા-

નને સોપાય, કે જે જે આવે તેને ગેરે અને નીતિનું ધોરણ જાળવે નહિ ? તમે તમારી પેઢી કોને સોપો ? જે તમારા કરતા પણ સવાયો ઉઠાઉગીર હોય, તેને સોપવી ગમે ને ? આજે આવી વૃત્તિ આવી હોય, તો પણ એ આર્ય દેશની પ્રથા નથી તમારા છોકરાઓ અને છોકરીઓ, કોઇ કળા જ ન શીખે-એવું કહેવાય નહિ ગૃહસ્થોએ અજ્ઞાન રહેવું જોઇએ, એવું અમે માનતા નથી અમે તો માનીએ છીએ કે-બધાએ સમજદાર બનવુ જોઇએ ગૃહસ્થ તરીકેના જીવનમા જે જે જોઈએ, તે બધુ સ્ત્રી-પુરૂષને આવડે, તેનું નામ જ સ્ત્રીઓએ ૬૪ અને પુરૂષોએ ૭૨ કળાઓ શીખી કહેવાય ને ? જે કાળે જેનો નિર્ણય કરવાની જરૂર પડે, તેનો નિર્ણય પણ વિવેકપૂર્વક કરી શકે અને તેનો અમલ પણ વિવેકપૂર્વક કરી શકે, તે કળાના શિક્ષણનો પરમાર્થ છે

ઊલટી ઈચ્છા

કળા એ માટે નથી કે-બીજા જે ખરાબ કરે, તેને ગેર વ્યાજબી મનાવે અને પોતે જે ખરાબ કરે, તેને વ્યાજબી મનાવે આજે કેવી મનોદશા છે ? બીજા અનીતિ કરે તો ખોટુ કર્યું કહેવા તૈયાર અને પોતે એથી ય ભયકર અનીતિ કરવા તૈયાર નહિતર, જ્ઞાનિઓએ જે હિંસાદિને મહાપાપો કહ્યા છે, તેને તો સરકારે પણ માનેલ છે સરકાર પાપને બદલે ગુન્હો કહે છે જેણે સુખી થાવુ હોય, તેણે ગુન્હો નહિ કરવો જોઇએ, એને બદલે આજે મોટો ભાગ એવું ઇચ્છે કે-'કોઈ ગુન્હો મારી માથે ન કરે!' જ્ઞાનિઓ જે હિંસાદિ અમુકને મહા પાપ માને છે અને જેને સરકારને પણ ગુન્હા

કહેવા પડે છે, તેને માટે ય જેને સુખની ઈચ્છા છે, તેની વૃત્તિ કેવી છે? હિંસાદિ કોઈ પાપ કોઈ મારા પ્રત્યે ન આચરે, એવી જ ને? ખરૂં જોતા તો, શો વિચાર કરવો જોઈ એ? 'બીજાઓ જો મારા પ્રત્યે કોઈ ગુન્હાને આચરે, તો એથી મને જેમ દુઃખ થાય અને મારા સુખમા વિઘ્ન થાય, તેમ હું પણ જો બીજાઓ પ્રત્યે કોઈ ગુન્હાને આચરૂ, તો તેથી તેમને દુઃખ થાય અને તેમના સુખમા વિઘ્ન થાય એ માટે મારે કોઈ પ્રત્યે ગુન્હાને નહિ આચરવો જોઈ એ' આટલી સમજ, હવે તો તમારામા આવી ગઈ છે, એમ માનુ ને? તેર તેર રવિવારો પછી, આટલી આશા તો રાખુ ને?

ભણેલા સતાનો વિષે મા-બાપને ખાત્રી હોય

તમે તમારા સતાનને ભણાવ્યા પછી, તે પાપનો ભીરૂ બન્યો છે કે નહિ-એ જુઓ છો ખરા? તમારો છોકરો ભણીને તૈયાર થઈ ગયો હોય, તે વખતે તમે એને બોલાવીને એમ તો પૂછો ને કે-'બોલો, અત્યાર સુધી અમે તમને ભણાવ્યા, તમને ભણાવવા પાછળ ઘણા પૈસા ખર્ચ્યા, અમે અમારી મુશ્કેલીઓને ગણકારી નહિ અને તમને ભણાવવાને માટે જરૂરી સગવડો કરી આપી, પણ આ ભણતર ભણ્યા પછી, તમે નિર્ણય શો કર્યો છે? અમે જે કાંઈ તમારે માટે કર્યું છે, તેનો અમારે કશો ય બદલો જોઈતો નથી, પણ એ તો કહો કે-અમે તમને જે ભણાવ્યું, તેના પરિણામે તમે કેવું જીવન જીવવાનો નિર્ણય કર્યો છે?' આવું કાંઈ તમે તમારા સતાનોને પૂછ્યુ છે ખરૂં?

તમને તમારા સંતાનોના કલ્યાણની આટલી પણ કાળજી ન હોય, તો એના કરતા તો તમે વાંઝીયા રહ્યા હોત તો સારૂ થાત, આવો ઠપકો કોઈ આપવા ધારે, તો તે આપી શકે ને? તમે તો, વાત વાતમા કહો છો કે-'અમે અમારા છોકરાને ભણાવ્યા' પણ શું ભણાવ્યું? તમે તો પ્રાય એવું ભણાવ્યુ છે, કે જેથી તમને તમારા સંતાનોને માટે ય વિશ્વાસ નથી રહેતો નહિ તો, ભણાવવા પાછળ ઘણું ખર્ચ્યા પછી, એનો બાપ સુખે ન સુએ? એને ખાત્રી ન હોય કે-'મારા દીકરા-દીકરીની ખરાબ વાત કોઈ કરે, એવુ મારા દીકરા-દીકરી કરે જ નહિ? એ રૂપ પાછળ ગુલામ બને અને અયોગ્ય વર્તન કરે, એવું તો ત્રણે ય કાળમા ન બને' મા-બાપ તો ખાત્રીથી કહી શકે કે-'અમે એમને ભણાવ્યા છે એમને ભણાવવાને માટે લોહીનુ પાણી કર્યું છે, પસીનાના પૈસા ખર્ચ્યા છે અને તકલીફ અમે વેઠી છે પણ એમને વેઠવા દીધી નથી, માટે અમારા દીકરા-દીકરી કદી પણ કાંઈ અજુગતું કરે નહિ' તમને જો આવુ શિક્ષણ આપવાની કાળજી નહિ હોય, 'શિક્ષણનુ પરિણામ આવુ આવ્યુ કે નહિ'-એ જોવાની કાળજી નહિ હોય, તો પછી એ વગર, રામ કે રામના આદર્શને અપનાવનારા પાકી જશે, એમ માનો છો? તમે શક્તિ અને સામગ્રી મુજબ તમારા દીકરા-દીકરીને બીજી બધી કળાઓ શીખવો છો, પણ એક ધર્મકળા શીખવવાનુ જ લક્ષ્ય નથી હોતુ ને? આર્ય દેશમા આ લાંછન રૂપ છે, 'પણ ધર્મકળા વિના બધી કળાઓ નકામી, નુકશાન કરનારી'-એવુ તમને લાગ્યુ હોય તો ને?

### ગમે ત્યા મરૂ તો ય મન માગ્ગી પાસે છે

શ્રી દશરથ મહારાજાને, પોતાના સંતાનો પ્રત્યે મહા

વિશ્વાસ હતો રાજ્ય ઉપર બેસવા છતા પણ, મારા સતા નોને રાજ્ય નહિ ખાઈ જઈ શકે, તેવી તેમને તમના સતા નોને માટે ખાત્રી હતી તેમને રાજ્ય પણ ન ખાઈ શકે અને તમને તમારૂ ઘરે ય ખાઈ જાય, એમ પણ બને ઝુપડી જેવા ઘર હોય, પણ જો એમા મમતા હોય, તમારામા વિવેક ન હોય, તો એ તમને ખાઈ જઈ શકે જેના હૈયામા વિવેક રૂપી દીપક પ્રગટ્યો હોય, તે તો એમ કહી શકે કે-' આ ઘર મને ખાઇ જઇ શકે તેમ નથી જે ઘર મારૂ ગણાય છે, જેમા હુ રહું છુ, તેની એક ઇંટ પણ એવી નથી કે જેની મને મમતા હોય મને તો ખબર છે કે-આવા ઘર તો આજ સુધીમા મેં ઘણા ય મર્જ્યા છે ને ઘણા ય મૂકયા છે આ ઘર પણ મારે મૂકવાનુ જ છે-એની મને ખાત્રી છે, માટે મને આની મમતા નથી મરણ ભલે કાલે આવવાનું હોય, તેને બદલે આજે આવે હું મુઝાઉં તેમ નથી' મરણ કાઈ એમ બોલાવ્યુ આવવાનું નથી, પણ મન કેવું હોય ? વિવેકી તો કહે કે-' હુ ગમે ત્યા મરૂ એ બને, આ ઘરમા જ મારૂ મરણ થશે-એવુ કહી શકાય નહિ, હું ગમે ત્યા મરૂ, પણ મારૂ મન બીજે ક્યા ય નથી, મારી પાસે જ છે' આવું સ્વાતન્ત્ય કોણ ભોગવી શકે ? જેણે મોક્ષને પોતાના પરમાદર્શ તરીકે સ્વીકારી લીધો હોય અને મોક્ષને પામવાના હેતુથી જેણે સુદેવને, સુગુરૂને અને સુધર્મને જ સમર્પિત બની જવાનો નિર્ણય કરીને એ નિર્ણયનો જેણે પોતામા અમલ કર્યો હોય તે ! સસારમા હોવા છતા પણ અને સસારને સેવવા છતા પણ, મારે માટે ઉપાસનાને યોગ્ય સુદેવ, સુગુરૂ અને સુધર્મ સિવાય કાઈ જ નથી, એવું જેના હૈયામા ઉગ્યુ હોય તે !

## કમળની જેમ નિર્લેપ રહેવું જોઇએ

ધર્મકળા, એ શું નુકશાન કરનારી ચીજ છે ? ધર્મકળા, એ તો એક એવી કળા છે કે-એ કળાને જે પામે, તેને બરાબર લાગ્યા કરે કે-જગતમાં જે રૂપ, રસ, ગંધ, સ્પર્શ અને શબ્દ આદિ દેખાય છે અને અનુભવાય છે, તેમાંના કશામાં લેપાવા જેવું નથી જો હું આમાંના કશામાં પણ લેપાઉં, તો હું કદાચ માનવ મીટી જાઉં ! આટલું સમજવા છતાં ય, એને રૂપાદિની સાથે રહેવું પડે એ બને, પણ રૂપાદિની સાથે એ રહે કેવી રીતિએ ? કમળની માફક નિર્લેપ ! કમળ ભગવાનની મૂર્તિ ઉપરે ય ચઢે અને રાજાના મસ્તક આદિ ઉપરે ય ચઢે, તે શાથી ? જેમાંથી જન્મ્યું ને જેનાથી ઉછર્યું, તેનાથી નિર્લેપ રહે, એ માટે ને ? કમળની ઉત્પત્તિ કાદવમાંથી થાય અને પાણીથી એ વધે, પણ કમળ એ બેયથી ઉંચે રહે એના ઉપર એ પાણીના ટીંપાને પણ પડવા ન દે અને પડે તો ટકવા ન દે તેમ, તમે પણ કયા કારણે જન્મ્યા છો ? કર્મ રૂપ કાદવના કારણે જ જન્મ થાય છે જન્મ્યા પછી વધ્યા છો શાનાથી ? ભોગ રૂપ પાણીથી ! છો કયાં ? કર્મ રૂપ કાદવથી ને ભોગ રૂપ પાણીથી નોખા રહેવાની જ તમારી ઈચ્છા છે ને ? મહારાજા દશરથ આવા હતા રૂપાદિની સાથે રહેવા છતાં પણ, હૈયાથી એ એનાથી નોખા ને નોખા હતા તમારે પણ રહેવાનું છે રૂપાદિ પાંચના યોગમાં જ, પણ હૈયેથી નોખી તો ખરા ને ? રૂપાદિ પાંચ આવે, તો 'મારૂં છે તે મારી પાસે આવ્યું'-એમ થાય નહિ અને રૂપાદિ પાંચ જાય, તો 'મારૂં હતું તે ગયું'-એમ થાય નહિ, કેમ કે-' એ મારૂં

નથી, કર્મને આધીન છે'-એવી તમને ખબર છે! ? છોકરો ગમે તેટલુ ભણવા છતા પણ, જો રૂપાદિ પાચના આકર્ષણમા ભૂલો ન પડે-એવી ખાત્રી ન થઇ હોય, તો તેને તમે પેઢીએ બેસાડો નહિ કે એવી ખાત્રી વિના છોકરીને કોઇને ઘરે મોકલો નહિ, કેમ કે-એવો છોકરો પેઢીએ બેસે તો પેઢીને બગાડે અને એવી છોકરી પારકે ઘરે જઇને એના ઘરને બગાડે! આવો વિશ્વાસ તમારે માટે રાખી શકાય તેમ છે ? રૂપાદિના આકર્ષણમા તણાવુ એ સારૂ નથી, એટલુ તો તમને લાગે છે ને ? રૂપાદિના આકર્ષણમા તણાવામા જે આનદ માને, તેનો સસાર સુધરે નહિ

## રોજ રોજ પ્રગતિ થાય-એવુ જીવનુ છે ?

આ પાત્રોમા ઉંચામા ઉંચી કક્ષાના જીવનની વાત તો જ્યારે આવશે ત્યારે ખરી, પરન્તુ હાલ તો આ પાત્રો યોગની ત્રીજી ભૂમિકાએ જીવનારા હતા, એટલે ગૃહસ્થપણામા જીવનારા હતા, એ દષ્ટિએ વાત ચાલી રહી છે આથી, મુખ્યત્વે ગૃહસ્થાવાસમા કેમ જીવવુ જોઇએ-એ વાત આવે અને એથી તમારા સસારની પણ ઘણી વાતો આવી જાય આ રીતિએ વર્ણવાતા આ પાત્રો દ્વારા પણ, આર્ય દેશના ગૃહસ્થાવાસમા જે ખરાબી આવી ગઈ છે, તેને પ્રગટ કરી શકાય અને સારી સ્થિતિ કેવી હોવી જોઈએ, તેની વિગત પણ અમુક અશે તમારી સમક્ષ મૂકી શકાય, તો તે તમને સીધી સ્પર્શનારી વાત ગણાય ને ? તમે ભલે અત્યારે કદાચ યોગની પહેલી ભૂમિકાએ પહોચી શકો તેમ ન હો, પણ તમને એટલુ ય થાય કે-'મારે મારા આત્માને યોગની બીજી ભૂમિકાએ

નાચતો જોયો છે? મોર કળા કરે અને એનું મોઢુ તમારા મોઢા તરફ હોય ત્યારે તો એ બહુ સુન્દર લાગે, પણ એ જ્યા નાચતા નાચતા પૂઠ ફેરવે, એટલે એ કેવો દેખાય?

સ૦ નાગો

રૂપાદિના યોગમા સુખ માનીને રૂપાદિના રાગમા આનદ માનનારા જે માણસો, મેવા આદિની વાત કરે છે, એ વાત મોર નાચે ને પૂઠ નાગી દેખાડે, એના જેવી જ લાગે છે

## આર્ય દેશમા તો ઉત્તમ કુળો જ ઉત્તમ શિક્ષણસસ્થાઓની ગરજ સારતા હતા

એક ભાઈ ચીઠ્ઠી મોકલાવીને એમ પૂછે છે કે–'દશરથ રાજાના વખતમા ધાર્મિક કેળવણીની પ્રથા હશે કે નહિ?' અમે તો માનીએ છીએ કે–ઉત્તમ કુળો, એ જ ઉત્તમ કોટિના શિક્ષાના પ્રાથમિક સ્થાનો ગણાય તમે તો સ્કુલ, કૉલેજ એ વગેરેને જ શિક્ષણસસ્થાઓ માની લીધી છે ને? એ સસ્થાઓ તો ભાષાજ્ઞાન આપે આડી અવળી વાતો, જેવી કે ઇતિહાસ, ભૂગોળ, એ વગેરેનું જ્ઞાન ત્યાં અપાય પણ આપણે જે શિક્ષણની વાત કરી રહ્યા છીએ, તે તો આ આર્ય દેશના ઉત્તમ કુળોમા છોકરૂ જ્યારથી માતાના ગર્ભમા આવે, ત્યારથી અપાતુ હતું છોકરૂ આ મનુષ્યગતિમા આવીને સૌથી પહેલુ કયા રહે? કહો ને કે–માતાના પેટમા એ માટે તો સતાન પેટમા આવે ત્યારથી બાઈએ કેમ જીવવું, તેનુ પણ શાસ્ત્રોમા વિસ્તારથી વર્ણન કરાએલુ છે ગર્ભવતી બાઈ એ બહુ ઉચેથી બોલવાનુ ન હોય, ઝડપથી ચાલવાનું ન હોય, હર્ષના કે શોકના આવેશમા આવી જવાનું ન હોય, ખરાબ વિચારો કરવાના ન

હોય, ખરાબ વાતો કરવાની ન હોય, કુચેષ્ટાઓ કરવાની ન હોય-એ વગેરે ઘણી વાતો કહેવાઈ છે કેમ ? એટલા માટે કે-હવે જોખમદારી માત્ર પોતાની જ નથી, પણ, પેટમા જે બીજો જીવ આવ્યો છે, તેની પણ છે પેટમા એક જ જીવ આવે, એવુ પણ નિશ્ચિત નથી બે ય આવે, ત્રણે ય આવે કે વધારે ય આવે આ વાતને આમ નહિ માનનારાઓ પણ, એવી વાત છાપામા આવે એટલે માને આર્ય દેશમા તો ઉત્તમ કુળો જ ઉત્તમ શિક્ષણસરધાની ગરજ સારતા હતા પેટમા ગતાન આવે, એટલે માતા સમજી જતી કે-હવે મારી જોખમદારી વધી ગઈ એને ખબર હોય ને કે-'હુ જે કાઈ પણ બોલુ, સાભળુ, વિચારૂ અને ચેષ્ટા આદિ કરૂં, તેની છાપ તેના સસ્કાર, ગર્ભમા જે રહેલ છે, તેના ઉપર પડે છે' માતા બહુ સારી હોય અને ગર્ભમા પણ જો ઉત્તમ સસ્કારો પડે, તો ગર્ભમા રહેલ પણ બાળક, જેમ ઉમરમા વધે, તેમ તેના ગર્ભના દુ ખને એ ભૂલી જાય જેમ તમને આ બધી વાતો સાભળવી સારી લાગે છે અને આ સાભળવામા રસ આવે છે, તો ગરમીનું દુ ખ ભૂલાઇ જાય છે ને ? આવી રીતિએ, ગર્ભમા જો બાળકને સુન્દર સસ્કારો મળ્યા હોય, તો એ જન્મે ત્યારે કેટલો બધો તૈયાર થઇ ગયેલો હોય ?

રમો છો કે રમાડો છો ?

પછી એ જરા મોટો થાય ને બાપને હાથમા લેવા જેવો થાય, ત્યારે બાપ પણ સમજે કે-'જે વખતે મારા હૈયામા ખરાબ વિચારોનો પ્રવાહ ચાલતો હોય, તે વખતે મારે આને હાથમા નહિ લેવો જોઈએ', શા માટે છોકરાને

હાથમા લેવાનો ? તમને ગમે, એ માટે ને ? બાળકને તમે હાથમા લો છો, તે તમે રમવાને માટે કે એને રમાડવાને માટે ? કયુ બાળક તમને રમાડવુ ગમે ? વજનમા ભારે હોય તે કે હલકુ હોય તે ? સુંવાળું હોય તે કે ખરબચડુ હોય તે ? હસતું હોય તે કે રોતુ હોય તે ? સ્વચ્છ હોય તે કે મેલુ હોય તે ? એમા પણ ઘણી વાતો છ મોટે ભાગે તો, તમે તમારા પોતાના જ આનદ ખાતર એને રમાડો છો, એટલે એને રમાડતા નથી પણ તમે રમો છો અને એથી જ તમને હલકુ, સુંવાળું, હસતુ ને સ્વચ્છ છોકરૂ ગમે છે આજે તો તમે જે રીતિએ તમારા છોકરાને રમાડો છો, તે રીત પણ ગજબની છે કદાચ એમ પણ કહેવું પડે કે–જેમ તમે ખરેખર તમારા મા-બાપના નથી, તેમ તમે તમારા છોકરાના ય નથી છોકરાને કેમ રમાડાય ? છોકરાને શા માટે રમાડવાનુ ? એમા જેમ એના શરીરને અગેની કાળજી હોય છે, તેમ એમા સસ્કારને અગેની કાળજી પણ હોય છે ! એ ખ્યાલ જોઈએ કે–'બાળકને જો સારા વિચારથી હાથમા લેવાય, બાળકને હાથમા લઈને જો સારા વિચારો કરાય અને એની પાસે સારા શબ્દો બોલાય, તો એથી એનામા સારા સસ્કારો પડે ! તમે બાળકને રમાડતા શુ શુ વિચારો છો અને શુ શુ બોલો છો ? એ બાળક બાલ્યકાળમા મરે, એમ પણ બને કે નહિ ? તમે ખોટા સસ્કારો નાખ્યા હોય, એમા તે બાલ્યકાળમા મરે ને દુર્ગતિમા જાય, તો એ પાપ તમારૂ ખરૂ કે નહિ ? તમે બાળકને રમાડતી વખતે, ના શા ગાડા કાઢો છો ને શા શા ગાડા કરો છો, એ બોલાય એવું છે ? એ વાત મારે બોલવી પડે નહિ, એ જ સારૂ છે !

'સોટી વાગે ચમ ચમ અને વિદ્યા આવે ઘમ ઘમ'—એવુ કહેનારાઓ શુ મૂર્ખા હતા?

તમારે ઘરે જે કોઈ જીવ આવે, તેની જવાબદારી તમારે શિરે પણ છે એ જવાબદારીને તમે સમજતા નથી, એ વાત જુદી છે એટલે મૂળ તો કુળો એ જ પહેલી કક્ષાની શિક્ષણ સસ્થાઓ છે અહીં જેને સારૂ શિક્ષણ અને સારા સસ્કાર મળે, તેનુ ભાવિ મોટે ભાગે ઉજળુ બને માતા વગેરેએ તો ઉત્તમ શિક્ષકનુ કામ પણ કરવાનુ હોય છે જે એના ગર્ભમા આવે, એને એ ઉત્તમ શિક્ષણ આપે એ જન્મ્યા પછી માતાની સાથે પિતા, વડિલો વગેરે પણ શિક્ષણ અને સસ્કાર આપે સતાનને આટલુ તૈયાર કર્યા પછીથી આકડા, અક્ષર, જોડણી, શબ્દો અને ભાષા આદિનુ શિક્ષણ લેવાને માટે નિશાળે મોકલે પહેલા તો એવુ હતુ કે—બાળક નિશાળેથી ઘરે આવે, ત્યારે માતા આગણે ઉભી જ હોય પહેલુ જ પૂછે કે—'બોલો, આજે શું શું શીખ્યા?' છોકરો કહે ત સાભળે અને એમા કાઈ ખરાબી લાગે તો તે કાઢી નાખે એમ બાળકને નવડાવીને, એના હૈયામા પડેલુ ઝેર કાઢી નાખે ને પછી એને ઘરમા લે અને ખવડાવે—પીવડાવે આજની શિક્ષણની સસ્થાઓ અને એમા કામ કરતા ભાડુતી શિક્ષકો, ખરેખર જે શિક્ષણ અપાવુ જોઈએ—આત્માના કલ્યાણને માટે જે શિક્ષણ અપાવુ જોઈએ, તે આપી શકે એમ માનો છો? આજે શિક્ષકો કહે છે કે—'કરીએ શુ? કોર્સ બહુ વધી ગયો ચોપડીઓ વધી ગઈ એ જ પૂરૂ થતુ નથી, ત્યા બીજે કયા ધ્યાન આપીએ?' આજે તો, નિશાળોના શિક્ષણની પદ્ધતિમા પણ મોટુ પરિવર્તન આવી જવા પામ્યું છે.

પહેલા, એક વર્ગના શિક્ષણનો બોજો એક શિક્ષક ઉપર રહેતો આજે તો પ્રાય એક આવ્યો, થોડુ શીખવ્યું-ન શીખવ્યુ ત્યા એ જાય ને બીજો આવે એમા જો કોઇ શિક્ષક જરા નબળો લાગે, તો છોકરાઓને હુર રે બોલાવતા પણ વાર નહિ શિક્ષક શિખવતા હોય, ત્યારે કેટલાકો તો ઠઠ્ઠા કરતા હોય પાછા આજના કાયદા કેવા? શિક્ષકથી વિદ્યાર્થિને મરાય નહિ પહેલા તો જેમ રમાડતા, ફોસલાવતા, તેમ મારીને પણ શીખવતા ને સુધારતા કહેવાતુ કે-'સોટી વાગે ચમ ચમ અને વિદ્યા આવે ઘમ ઘમ' શું એ 'સોટી વાગે ચમ ચમ અને વિદ્યા આવે ઘમ ઘમ'-એવું કહેનારાઓ, સાવ મૂર્ખો જ હતા? આજે તો શિક્ષક શિક્ષા કરે, તો છોકરાના મા-બાપે ય તેનો વિરોધ કરે પહેલાંના શિક્ષણની એ અસર હતી કે-માત્ર બે ચોપડીને ભણેલાનો વ્યવહાર પણ જુઓ, તો ય છક થઈ જાવ અને આજના બાવીસ ચોપડી ભણેલાના ય અમુક જગ્યાએ વાત કરવા જતા પગ ધ્રુજે મેટ્રીક ભણેલાને નામું આવડે નહિ વ્યાજ કાઢતા પણ આવડે નહિ 'બાર પચા કેટલા?'-એમ પૂછો, તો કદાચ એવા ય નીકળે કે-પાચ દુ દશ, દશનૂ મીડુ ને વધા આવી એક, પાચ એકા પાચ ને એક વધા ઉમેરતા થાય છ, એમ ગણીને સાઈઠ -એવો જવાબ કહે આ તો સામાન્ય દાખલો છે વાત એ છે કે-આકેય પૂરા આવડે નહિ પહેલાના ભણેલાઓ આક કડકડાટ બોલી જાય પહેલાનું ભાષાદિનું શિક્ષણ પણ સાર હતું, તેનુ કારણ? પહેલા તો શિક્ષકને આવતા જુએ ને વિદ્યાર્થિઓ ઉભા થઈ જાય શિક્ષક બેસવાનું કહે નહિ ત્યા સુધી ઉભા રહે અને શિક્ષક બેસવાનું કહે તે પછી ય નમ-

સ્કાર કર્યા વિના બેસે નહિ ભણતા ય વિનયનો પાર નહિ શિક્ષક ગમે તેવું કામ બતાવે, તો ય શ્રીમંત ઘરનો વિદ્યાર્થી પણ તે વિનયથી કામ કરે વિદ્યાર્થિઓના મા-બાપ પણ કહે કે-'આ તો વિદ્યાગુરૂ કહેવાય, પૂજ્ય કહેવાય' પોતે માન જાળવે ને છોકરાને માન જાળવતા શીખવે આજે તો કહે કે-'પગારદાર છે' પછી એ ય શું કરે ? એને ભણાવવાની ચિન્તા કેટલી હોય ? પગાર લે માટે પાસ કરાવવાની કાળજી રાખે કે બીજું કાંઈ ? આજે તો એવું પણ બનતું સમભળાય છે કે-શેઠીયાનો છોકરો નાપાસ થાય તો ય ઉપર ચઢાવે કેમ ? એને ગરજ હોય ને ? અનીતિની શરૂઆત આમ મૂળમાંથી થાય, તો પરિણામ કેવુંક આવે ? હવે લગભગ બધે બૂમો પડવા લાગી છે કે-'ખાતાઓમાં સારા માણસો જોઇએ' આટલું બગડી ગયા પછી, એકદમ સારા માણસો ક્યાંથી, સ્વર્ગમાંથી આવવાના છે ? હવે તો સુધારો કરવાને માટે ઘણી મહેનત કરવી પડશે અને તે મહેનતે ય યોગ્ય પ્રકારે થશે તો ને ?

## આજની મા ઈશ્વરને દુશ્મન કહે

આગળની વાત જ જુદી હતી ખરી શિક્ષણસંસ્થાઓ તો ઉત્તમ કુલો પોતે જ હતા ખરી ને પહેલી શિક્ષિકા જ માતા ચોપડીઓ ન ભણાવે એમ નહિ, પણ બધું ભણતર સારા રૂપે પરિણમે-એવું શિક્ષણ પહેલેથી જ અપાતું ખરૂ શિક્ષણ આપતા અથવા તો બચ્ચાને કેમ કેળવવા, તે તો માને જ આવડે ને ? પરલોકનું જ્ઞાન આપવું, પરલોકને સુધારવાને માટે કેવા બનવું જોઇએ-એના સસ્કારો આપવા, એ વગેરે

તો મુખ્યત્વે માતા અને પછી પિતા આદિ વડિલો જ કરે ને? આજની માતા આવું કરે? ભણેલી હોય, પણ નાસ્તિક હોય તો શા સંસ્કાર આપે? એ તો ઈશ્વરને હમ્બગ કહે 'ઈશ્વર છે ક્યાં?'–એમ કહે તમારા મા ને બાપ ક્યા, તે તમે કોના કહેવાથી માન્યું? માએ કહ્યું કે–'હું તારી મા અને આ તારા બાપ' માટે તમે માની લીધું કે–'આ મારી મા છે ને આ મારા બાપા છે!' આમ આપણે જો મા–બાપની કહેલી વાતને માની લઈએ, તો મહાપુરૂષોની વાતને માનવામાં વાંધો શો? આજે તો મહાપુરૂષો, કે જેઓ કેવળ ઉપકારબુદ્ધિથી મહા પરિશ્રમે શાસ્ત્ર રચી ગયા, તેમની વાતમાં પહેલેથી જ શંકા! કહેશે કે–'શી ખબર?' એ વાતને સમજવાનો પ્રયત્ન કરે નહિ અને વગર સમજ્યે એ વાતને ખોટી કહી દેતાં અચકાય નહિ હવે તો ભણતરની ચોપડીઓમાંથી ઈશ્વરનું નામ કાઢી નાખવાની જ યોજના આવી રહી છે કહેનાર કહે છે કે–'ઈશ્વરનું નામ જ માણસને ગાંડો બનાવે છે' ઈશ્વરમાં નહિ માનનારા દેશોને પણ, જ્યારે આપત્તિકાળ આવે છે, ત્યારે ઈશ્વરને યાદ કરવો પડે છે અને ઈશ્વરને માનનાર દેશમાંથી ઈશ્વરનું નામ ભુલાઈ જાય, એવી પેરવીઓ થાય છે! હીટલર અને મુસોલીનીની જેવા પણ, જ્યારે યુદ્ધનો રંગ બદલાઇ ગયો હતો અને કોણ જીતશે–તે કળી શકાતું નહોતું, ત્યારે લગભગ એવું બોલતા હતા કે–ઈશ્વર જેના પક્ષમાં હશે, તે જીતશે એ કાંઈ આસ્તિકો હતા? ઈશ્વરમાં માનનારા હતા? આમ નાસ્તિકોને પણ જ્યારે ઈશ્વર જેવું કાંઈક છે–એમ માનવું પડ્યું, ત્યારે તમે તો એવા ભાગ્યશાલી છો કે–તમને ઈશ્વરનું નામ માતાના પેટમાં આવ્યા

ત્યારથી સાભળવાને મળ્યુ છે પરમાત્મા કોને મનાય અને કોને નહિ, તે વાત જુદી છે, પણ 'પરમાત્મા છે'–એવુ તમે ક્યારથી જાણો છો? ગર્ભમા ય બાળકને સમજાય છે ને સસ્કારો પડે છે તમે જો તમારા છોકરાઓને, એ ગર્ભમા આવે ત્યારથી, સારા સસ્કારો પાડવા માડો, તો છોકરાઓ પ્રાય સારા જ પાકે

તમે ને શિક્ષકો જરા ડાહ્યા બનો તો–

તમે કહેશો કે–મહારાજા દશરથનો કાળ બહુ સારો હતો અમે ય કહીએ છીએ કે–એ કાળ બહુ સારો હતો, પણ હજુ ય જો તમારે સારા બનવુ હોય અને સતાનોને સારા બનાવવા હોય, તો શું ખરાબ કાળ છે? તમે જો જરાક ડાહ્યા બની જાવ, તો હજુ આ કાળ કાંઈ એવો ખરાબ નથી કે–સતાનો નાશ ન જ નિવડી શકે શિક્ષક તરીકેનો ધધો કરનારાઓ પણ જો જરા ડાહ્યા બની જાય અને વિચાર કરે તો ફેર પડે 'અમે નસીબદાર છીએ કે–પારકા છોકરાને પગાર લઇને પણ સુધારવાની અમને તક મળી છે, અમારે પગાર લેવો પડે છે તે વાત જુદી છે, પણ આ રીતિએ અમને અનેકોના અનેક છોકરાઓને શિક્ષણ ને સસ્કાર આપવાની તક મળી છે, તે અમારૂ સદ્ભાગ્ય છે' આવુ જો શિક્ષકો સમજી જાય, તો શિક્ષણ પણ જરૂર સુધરી જાય શિક્ષકોને પોતાને એમ લાગવું જોઈએ કે–'આજીવિકાને માટે મારે ગમે તેવો ધધો તો કરવો પડત, પણ હું ભાગ્યશાલી કે–મને આવો ધધો મળ્યો ખરાબ ધધાથી હું બચી ગયો અને મને આજિવિકાના સાધન તરીકે પણ અનેકોને સુશિ-

જણાવે, એવા વર્ગો છે? કૉલેજ છોડી, ત્યારે કહે છે ને કે-પાસ થયા તે બહુ સારૂં કર્યું? પણ તમે શા માટે પાસ થયા અને હવે તમે શુ કરવાનો નિર્ણય કર્યો છે-એવું પૂછે, જાણે અને પછી જણાવવા જોગુ જણાવે, એવું છે? આજે કેળવણીની બાબતમા વર્ષો થયા વિમાસણ ચાલી રહી છે, વિચારણાઓ થઈ રહી છે, પણ હજુ નિકાલ નથી આવ્યો કેમ? મૂળની ખામી તરફ હજુ જોઇએ તેવુ લક્ષ્ય પણ ગયુ નથી ખરૂ શિક્ષણ સૌથી પહેલા કોણ આપે? માતા, પિતા અને વડિલો પછી શિક્ષકો ભાષા વગેરે શીખવે અને મા-બાપે આપેલા શિક્ષણને પુષ્ટ બનાવે. પૂર્વકાળમા એવી શિક્ષણ સસ્થાઓ હતી આજે કાઈ એવી શિક્ષણસસ્થાઓ સ્થપાય, એ શકય છે? એટલે, આજે તો જેને જેને લાગે, તેણે તેણે પોતે જ પોતાથી શક્ય એટલો પ્રયત્ન કરવાનો રહે છે પોતે સુધરવુ, એ જ સૌથી પહેલી જરૂરી વાત છે

## ક્રોધાદિ તમને આધીન કે તમે એને આધીન?

રામાયણના પાત્રોમા સૌથી પહેલી વાત શ્રી દશરથની લીધી મહારાજા દશરથને તો તમે ઓળખી લીધા ને? એની સાથે, તમને તમારી દશાનો ખ્યાલ પણ આવી ગયો ને? મહારાજા દશરથ મોટા રાજ્યના માલિક હતા મોટા રાજ્યના એ માલિક હતા, માટે એમણે એને સભાળ્યુ ખરૂ, પણ એમણે પોતાના મનને રાજ્યને આધીન બનાવ્યું નહિ રાજ્યની આધીનતા ન આવી જાય, એવી સુન્દર મનોવૃત્તિને ધરનારા એ હતા એથી એમણે એમના કુટુબને એવુ તૈયાર કર્યું હતુ કે-કદાચ ગમે તેવી સ્થિતિ ઉભી થાય, તો પણ તેથી

'હવે કેમ થશે ?'-એવી ચિન્તા કરવી પડે નહિ કારણ? મોક્ષના પરમાદર્શને એ પામેલા હતા અને એમણે પોતાના હૈયામા સુદેવને, સુગુરૂને અને સુધર્મને સ્થાપિત કર્યા હતા મોક્ષનો આદર્શ અને હૈયે સુદેવાદિ, એટલે ગમે તેવા શબ્દાદિના યોગની પણ એમને બહુ અસર થતી નહિ એમણે, સસારમા રહેવુ પડેલુ માટે વિષયોના ભોગાદિ કરેલા, પણ કમળ માફક નિર્લેપ રહીને કરવાની કાળજી રાખેલી સયોગવશાત્ રહેલા, એટલે એના રાગમા નહિ રગદોળાએલા અને એથી એમણે ક્રોધાદિની પરાધીનતાને લગભગ દૂરની દૂર રાખેલી હવે તો તમારૂ મન પણ શબ્દાદિ વિષયોના રાગમા રગદોળાએલુ નહિ હોય ને ? એટલે, ક્રોધાદિને પણ તમે પરવશ નહિ હો ને ? આવા પાત્રોની વાત કરવી છે, એટલે તમે અત્યાર સુધી ગમે તેવા હશો, તો ય હવે તો એ રાગને તમે ખખેરી નાખવાના ને ? ક્રોધાદિને પણ નોકર તરીકે રાખીને જીવવાનો પ્રયત્ન કરવાના ને ? ક્રોધાદિ તમારા નોકર અને તમે એના માલિક, એમ ? તમને કરવાની જરૂર લાગે ને તમે ક્રોધાદિ કરો તે વાત જુદી છે, પણ તમે એને આધીન નહિ ને ? ક્રોધાદિ કરો તો તમે કરો, પણ એ તમારી ઉપર જોર કરી જાય, એમ તો ન બને ને ? તમે શબ્દાદિ વિષયોના રાગની નુકશાની અનુભવી છે કાંઈ? શબ્દાદિ વિષયોના રાગને સુખનુ કારણ માનવાથી, કેટલુ તમે દુ ખ ભોગવ્યું છે, તે જાણો છો ?

<u>નિરાગની ચાવી</u>

મહારાજા દશરથ રાગી હતા, પણ રાગમા રગદોળા

એવા નહોતા, એટલે એ રાગી છતા પણ વિરાગી હતા એમને રાગ હતો, પણ એ રાગને એમણે પોતાને આધીન જેવો બનાવી દીધેલો એના ઉપર એમણે વિરાગની ચોકી મૂકેલી તમારા રાગ સામે વિરાગની ચોકી છે? ચોકી ન હોય, તો તે ઉભી કરવી છે? આ તો મફતનો, વગર પગારનો નોકર છે સદા સાથે રહે એવો. જે કોઈ પોતાના રાગ ઉપર વિરાગની ચોકી મૂકી દે, તેને દ્વેષ દબાડી શકે નહિ, માન મુઝવી શકે નહિ, માયા ઠગી શકે નહિ અને લોભ લલચાવી શકે નહિ જો આ સ્થિતિ આવી જાય, તો આત્મા ઘણી ઉંચી કક્ષાએ પહોચ્યો કહેવાય. પછી, એને ઉત્તરોત્તર ઉંચી કક્ષાએ પહોચવુ સહેલુ

વીતરાગ બનવાનો આદર્શ સજીવ બને

મહારાજા દશરથ, એ સ્થિતિવાળા હતા આવા એ હતા, માટે એ શ્રી વીતરાગ પરમાત્માની સેવામા પણ રક્ત રહેતા હતા એમા, એક વાર જે પ્રસગ ઉપસ્થિત થવા પામ્યો છે, તેની આપણે વાત કરવી છે એ પ્રસગ શાથી ઉપસ્થિત થયો અને ક્યાથી ઉપસ્થિત થયો, એ વગેરેની વાત વિગતથી કરવા જેવી છે એ પ્રસગને લાવવાની આ ભૂમિકા છે શ્રી વીતરાગ પરમાત્માના સેવકને, શ્રી વીતરાગ પરમાત્માની ભક્તિ, રોજ કરવી ગમે કે કોઈક દહાડો કરવી ગમે? તમે શ્રી વીતરાગ પરમાત્માની ભક્તિ રોજ કરો છો? રોજ જે શ્રી વીતરાગ પરમાત્માની ભક્તિ કરે, તેની સામે શ્રી વીતરાગ બનવાનો આદર્શ કેટલો બધો સજીવ બન્યા કરે? અને એથી એનું હૈયુ કેવું નિર્મલ બન્યુ રહે? રામાયણમા રામે જે સારૂ વર્તન

બતાવ્યાનો, લક્ષ્મણે જે સારું વર્તન બતાવ્યાનો, ભરતે જે સારૂ વર્તન બતાવ્યાનો અને કુટુંબે જે સારું વર્તન બતાવ્યાનો ઉલ્લેખ છે, તે બધાનો યશ મુખ્યત્વે દશરથને ફાળે જાય છે, કારણ કે-એ સૌના બાપ અથવા માલિક અથવા ધણી હતા અને એથી એ બધામાં એમની છાયા આવી છે મહારાજા દશરથને ઓળખવાથી, ઘરનો-કુટુંબનો વડો કેવો હોવો જોઈએ, તેનો સુન્દર બોધપાઠ મળી શકે તેમ છે કોઈ વાત ઉતાવળે ફગી નાખવાની ભાવના નથી આ તો રામાયણ છે ને રામની રામાયણ છે આમાથી તો ઘણી વાતો નીકળે, એટલે વાતની ઉતાવળ કર્યે કામ ચાલે નહિ અહીં રામાયણના જે પાત્રોને રજૂ કરવા છે, તે પાત્રોને તમે ઓળખવા ધારો તો તમને બરાબર ઓળખાય, એવી રીતિએ રજૂ કરવા છે તમને એ ય ઓળખાય ને તમે ય ઓળખાવ, તો ઠીક થાય ને ? લસોટીને પાવાની દવા, વધારે લસોટીને પવાય તો તે સારી અસર કરે ને ? તેમ દરેક પાત્રને ઠીક ઠીક વર્ણવીને વાત થાય, તો તે હૈયામા બરાબર પેસી જાય

<u>અનાસક્ત યોગી</u>

આજે તમે દશરથને ઓળખ્યા ને ? દશરથ એટલે સસારમા બેઠેલા, રાજ્યગાદી ઉપર બેઠેલા અને તેમ છતા પણ અનાસક્ત યોગી સસારમા રહેવા છતા ય, અનાસક્ત ભાવે રહેલા શાથી ? મોક્ષને પરમાદર્શ તરીકે નક્કી કરી લીધેલો અને એ માટે શ્રી વીતરાગ પરમાત્માને હૈયે સ્થાપેલા શ્રી વીતરાગ પરમાત્માના એ સેવક હોઇને, શ્રી વીતરાગ પરમાત્માની એ રોજ ભક્તિ કરતા હતા એમા, એક

વાર એમણે શ્રી વીતરાગ પરમાત્માની બહુ ઉચ્ચ કોટિની ભક્તિ કરી છે, જેમાંથી સુન્દર પરિણામ આવ્યું છે પહેલાં તો, એને લઈને ઘરમા સ્હેજ વિક્ષેપ ઉભો થવા પામ્યો છે, પરન્તુ એ વિક્ષેપ સારા માટે નિવડયો છે વિક્ષેપ ઉપસ્થિત થતા, દશરથનું હૈયુ ખળભળી ઉઠ્યુ છે અને તેમણે યોગની ત્રીજી ભૂમિકાએથી યોગની પહેલી ભૂમિકા ઉપર જવાનો નિર્ણય કર્યો છે એ નિર્ણયમાથી, રામની ગાદીનો પ્રસગ ઉભો થયો છે એક ભાઈએ ચીટ્ઠી મોકલીને કૈકેયીના સબધમા પ્રશ્ન કર્યો છે, પણ એ વાતેય આગળના પ્રસગમા આવવાની છે, એથી હાલ એ વાતને ચર્ચી નથી આગળ શુ શુ અને કેમ કેમ બને છે, એ જો જ્ઞાનિએ દીઠુ હોય, તો આવતા રવિવારે—

# પંદરમું પ્રવચન

વિ. સં. ૨૦૦૭, આસો વદી ૧૪૦૦)) રવિ
તા. ૩૦ ૯ '૫૧ સવારે ૮॥ થી ૧
સ્થલ—પ્રેમાભાઈ હૉલ, ભદ્ર અમદાવ

[ તા. ૩૦ ૯ '૫૧, રવિવારે સવારે અમદાવાદ–પ્રેમાભા
હૉલમાં, પૂ. પ્રવચનકાર મહાત્માનું આ પ્રવચનશ્રેણિ અંગેનુ પંદર
જાહેર પ્રવચન, ૮॥ થી ૧૦॥ વાગ્યા સુધી રાખવામાં આવ્યુ હ
"સંદેશ" કાર્યાલય અને "ગુજરાત સમાચાર" કાર્યાલ
તરફથી પોતપોતાનાં અખબારોને માટે આ પ્રવચનની નોંધ લેવાને મો
વૃત્તાન્તનિવેદક ભાઈઓ, નિયમ મુજબ આ પ્રવચન વખતે પ
હાજર રહ્યા હતા એ બન્નેય ભાઈઓએ, આ પ્રવચનનો પોતપોતાનો
તૈયાર કરેલો સારાંશ, પોતપોતાનાં અખબારોના તા. ૧ ૧૦ '૫
સોમવારના અંકોમાં પ્રગટ કર્યો હતો તેને પ્રગટ કરતાં, મથાળા
પોતાની નોંધમાં—

"સંદેશ" કાર્યાલયના વૃત્તાન્તનિવેદક ભાઈએ જણાવ્યું હતું

"જાણીતા જૈનાચાર્ય શ્રી વિજયરામચન્દ્રસૂરીશ્વરજીએ આ આ
ઓસમા દર રવિવારે "રામાયણમાં રઘૂનિનો આદર્શ" એ વિ
ઉપર શરૂ કરેલી વ્યાખ્યાનમાળાનું ૧૫ મુ પ્રવચન આજે સવાર
પ્રેમાભાઈ હૉલમાં જૈન-જૈનેતર ભાઈબ્હેનોની હાજરી માનવમે
સમક્ષ આપ્યુ હતું "

જ્યારે "ગુજરાત સમાચાર" કાર્યાલયના વૃત્તાન્તનિવેદક ભાઈ
જણાવ્યું હતું કે—

"× × × ઉપર્યુક્ત મથાળાના વાક્યો આજે સવારે ૮॥ વ

કે-તેમણે આ શ્રી દશરથ મહારાજાના જીવનને આખ સામે રાખીને જીવવાની શરૂઆત કરવા જેવું છે આટલું થાય, તો ય આત્માની ઉન્નતિના પગરણ મડાય

## વિષયોથી બેપરવા અને કષાયો ઉપર કાબૂ

મહારાજા શ્રી દશરથ, મોટા સામ્રાજ્યના સ્વામિપદે હોવા છતા પણ અને એમની સેવામા ભારે ભોગસામગ્રીઓ સદાને માટે રહેતી હોવા છતા પણ, એમા એ એટલા બધા નિર્લેપ ભાવે રહેતા હતા કે-શ્રી વીતરાગ પરમાત્માની, એ તારકોની આજ્ઞાને જ સમર્પિત થઈ જઇને કેવલ આજ્ઞામય જીવનને જીવતા સુસાધુઓની અને એમના કહેલા ધર્મની, પોતાનાથી શકય એવી સેવાથી, તેઓ કદી પણ વચિત રહેતા નહિ જેઓ આ પ્રકારના જીવનને જીવતા હોય છે, તેઓને અવસરે, સસાર, કે જે કારમો ગણાય છે, તેનો ત્યાગ બહુ જ સુલભ બની જાય છે વિષયોની આસક્તિને છોડવી, એ જગતના જીવોને ખૂબ જ મુશ્કેલ લાગે છે અને કષાયોથી તો કેમ જ બચી શકાય-એવું જગતના જીવોને લાગે છે, પણ મહારાજા શ્રી દશરથની જેમ સસારમા જીવનારો આત્મા, અવસરે, એ સ્થિતિને પોતાના જીવનમા ઘણી જ સહેલાઈથી લાવી શકે છે આપણે એ વાત કરવાની છે કે-માણુસ સસારમા પણ વિષયોથી કેવો બેપરવા રહી શકે છે અને કષાયો ઉપર કેવો કાબૂ રાખી શકે છે આ વાત જ્યા સુધી લક્ષ્યમા નહિ આવે, ત્યાં સુધી શ્રી રામ, લક્ષ્મણ, ભરત વગેરેને જેવી રીતિએ ઓળખવા જોઈએ, તેવી રીતિએ ઓળખી શકાશે નહિ શ્રી દશરથની વાત પહેલા લીધી, કેમ કે-એ બધા એમના પુત્રો

હતા જેમના સસ્કારોને શ્રી રામ આદિ પામ્યા હતા, તે મહારાજા શ્રી દશરથ કેવા હતા, એ તો હવે તમે સમજી ગયા છો ને ?

ખરેખરી રામાયણનો જન્મ આ પ્રસગમાથી

શ્રી વીતરાગ પરમાત્માની સદા ઉપાસના કરનારા મહારાજા શ્રી દશરથે, કોઈ એક વાર, શ્રી વીતરાગ પરમાત્માની બહુ મોટી ભક્તિ કરી છે એ એક મહોત્સવ હતો અને તેમા જેને શ્રી શાન્તિસ્નાત્ર તરીકે ઓળખાવાય છે, તેવી મહાપૂજાની ક્રિયા તેમણે કરી છે શ્રી વીતરાગ પરમાત્માના એ સ્નાત્રનું જલ પોતાને માથે લગાડવામા, એ મહાભાગો મહા પુણ્ય સમજતા હોઈને, શ્રી દશરથ મહારાજા એ સ્નાત્રનુ જલ પોતાની પટ્ટરાણીને માટે એક કચુકી દ્વારા રવાના કરે છે, જ્યારે બીજી રાણીઓને માટે એ સ્નાત્રજલ, જુદી જુદી દાસીઓ દ્વારા રવાના કરે છે

આ પ્રસગને, અહીં આપણે ખાસ કરીને તો એટલા માટે લીધો છે કે-યોગની ત્રીજી ભૂમિકાએ રહેલા મહારાજા શ્રી દશરથને, યોગની પહેલી ભૂમિકાએ પહોચવાનો ઉલ્લાસ કેમ જાગે છે અને રાજ્યને, પરિવારને તથા વિષયોના સગને જાણે એક તરણાને તજતા હોય તેમ તજવાની બુદ્ધિ કયા નિમિત્તે થાય છે, તેનો ખુલાસો આ પ્રસગમા જ વણાએલો છે, અને મહારાજા શ્રી દશરથ એમ ત્યાગ કરવાને તૈયાર થયા, એમાથી જ ખરેખરી રામાયણનો જન્મ થવા પામેલો છે

'રામે રાજ્ય કર્યું'-એ એટલી મહત્ત્વની ચીજ શ્રી વીતરાગ પરમાત્માના શાસનમા મનાતી નથી, કે જેટલી

મહત્ત્વની ચીજ 'રાજ્ય પામતા પહેલા રાજ્યનો એમણે જે રીતિએ ત્યાગ કર્યો' તે મનાય છે રાજ્યના અતિ લોભીના હાથમા રાજ્ય જાય અને એનુ સચાલન સારૂ થાય-એવી આશા રાખવી, એ તો જળની આશાએ મૃગજળની પાછળ દોડવા જેવું છે, અથવા તો, આકાશકુસુમમાથી સુગંધી લેવાની આશા રાખવા જેવું છે

મોહ સાગ ને સમજુની બુદ્ધિમા ય વિકાર પેદા કરે

અહીં બન્યુ એવું કે-મહારાજા શ્રી દશરથે જે દાસી-ઓની સાથે સ્નાત્રજલ મોકલાવ્યુ હતું, તે દાસીઓ યુવાન હતી, તેથી એ સ્નાત્રજલ બીજી રાણીઓને વહેલુ પહોચી ગયુ, જ્યારે પટ્ટરાણીને જે કચુકીની સાથે સ્નાત્રજલ મોકલાવ્યુ હતું, તે કચુકી અતિ વૃદ્ધ હતો, એટલે પટ્ટરાણીને એ સ્નાત્રજલ એટલુ વહેલુ પહોચ્યુ નહિ આમ, બીજી રાણીઓને સ્નાત્રજલની પ્રાપ્તિ થઈ જવા છતા પણ, કેટલાક સમય સુધી પટ્ટરાણીને સ્નાત્રજલની પ્રાપ્તિ થઈ નહિ, તેમાથી મહારાણીના હૈયામા એ ભાવ જન્મે છે કે-'મહારાજાએ આવી મહત્ત્વની વસ્તુ મોકલવામા એક માત્ર મને જ યાદ કરી નહિ ?' 'મહારાજાએ બધી રાણીઓ ઉપર કૃપા કરી અને હું પટ્ટરાણી હોવા છતા પણ મહારાજાએ મારા ઉપર કૃપા કરી નહિ'-એવો વિચાર મહારાણીને આવ્યો અને એ વિચારે, એના હૈયામા મહાદુ ખ પેદા કરી દીધુ એમા, મોહને જોર કરવાની તક મળી ગઈ

સસારમા બેઠેલ જીવ, સમજદાર હોવા છતા પણ, સામાન્ય નિમિત્ત માત્રથી ય મોહના આવેગમા આવી જાય,

એ શકય છે મોહ અણુસમજુને તો મુઝવે, પણ મોહ સમજદારને ય મુઝવે એવો છે મોહને તમે જાણો છો? આજે સારા સારા ગણુતાઓની પણ માણુમાઈ નાશ પામી ગયેલી દેખાતી હોય, ભણેલા-ગણેલાઓ પણ માણસાઈને ભૂલી જતા હોય, તો તે કોનો પ્રતાપ છે? સારા અને સમજુની બુદ્ધિમા વિકારને પેદા કરનાર, તમને, મોહ સિવાય કોઈ દેખાય છે ખરો? તમે મોહને આ રીતિએ ઓળખો છો, તો તમે મોહથી સાવધ રહીને વર્તો છો કે ગાફલગીરીથી વર્તો છો?

મોહની સામે સાવધ બનવુ પડશે

આ પ્રસગને સામાન્ય રીતિએ જોઈએ તો, એક નજીવો બનાવ બન્યો છે-એવુ લાગે, પરન્તુ આ પ્રસગ મહારાજા શ્રી દશરથને માટે તો બહુ લાભને માટે થવાનો છે પણ એ વાત કરતા પહેલા, પટ્ટરાણીના હૈયામા જે ભાવે સ્થાન મેળવ્યું, તેમા જે મોહની અસર રહેલી છે, તેની થોડીક વાત કર્યા વગર ચાલે તેમ નથી એ વાત ધ્યાનમા આવી જવી જોઈએ કે-'માનવ થઈને પણ જો મોહની સામે સાવધ થઈને જીવવાની વૃત્તિ જાગે નહિ અને મોહની સામે સાવધ બન્યા રહીને જીવતા આવડે નહિ, તો આપણે કદી પણ પરમાર્થની સન્મુખ બની શકવાના નથી અને એથી પરમાર્થને સાધી આપનારા યોગના સાધક પણ બની શકવાના નથી' જ્યા સુધી મોહને નહિ ઓળખાય અને મોહથી સાવધ બન્યા રહીને જીવવાનું મન નહિ થાય, ત્યા સુધી તો માત્ર પાચ ઈન્દ્રિયોના પાચ વિષયો તરફ ઘસડાઈ

જઈને, લોભાદિ કષાયો કે જેણે જગતના જીવોની કતલ કરવામાં જ શ્રેય માન્યું છે–તેની અથડામણમાં અટવાઈ જવા વાનું જેમ ચાલુ છે, તેમ ચાલુ જ રહેવાનું!

એક સ્નાત્રજળ, બીજી રાણીઓને મળ્યુ અને પોતાને નહિ મળ્યુ–એમા પટ્ટરાણીને જ્યા મહારાજાની અવકૃપા લાગી, અપમાન જેવુ લાગ્યુ, એટલે મોહે પટ્ટરાણીના હૈયાનો આબાદ કબજો લઈ લીધો. એ ત્રીજી ભૂમિકાએ હતા, પણ જ્યા જરા ગાફેલ બન્યા, એટલે મોહ સ્વાર થઈ ગયો.

યોગની પહેલી ભૂમિકાએ રહેલા પણ ઘણા આત્મા ઓને, જો તેઓ જરા ગાફેલ બન્યા અને સાવધ ન થયા તો મોહે લૂટી લીધા છે, તો પછી યોગની ત્રીજી ભૂમિકાએ રહેલા આત્માઓની તો વાત જ શી કરવી? જીવ જરાક ગાફેલ બને, તો મોહ તો લૂટવાને સજ્જ જ હોય છે એટલે, સમજદાર માણસોથી પણ કોઈ વાર ભૂલ થઈ જાય, એ બનવાજોગ છે

આ વાતને ખ્યાલમા નહિ રાખવામા આવે, તો રામા યણના પાત્રોમા જે ઉત્તમતા હતી તેનુ અને એમા રહેલા આર્ય સસ્કૃતિના પ્રભાવનુ દર્શન, તમે નહિ કરી શકો એટલે, 'આ વાત જ્યા સુધી પૂરી ન થાય, ત્યા સુધી તો મોહને આઘો રાખીને, તેનાથી સાવધ બન્યા રહીને આ વાત સાભળવી છે'–એવો તમારે નિર્ણય કરવો જોઈએ અને એમ જો આ વાત સભળાશે, તો જ વાસ્તવિક કોટિનો લાભ થવાની સભાવના છે

<u>મરવાના નિર્ણય ઉપર</u>

સ્નાત્રજળ ન મળ્યું–એમા, પટ્ટરાણીને જેવુ અપમાન

જેવું-અવકૃપા જેવું લાગ્યુ, તેવો જ એના હૈયાનો મોહે એવો કબ્જો લઈ લીધો કે-પટ્ટરાણીનુ હૈયુ એકદમ આકળ-વિકળ બની જાય છે પટ્ટરાણી વિચારે છે કે-'હું મદભાગ્યા છુ કે-મહારાજાએ અન્ય સર્વ રાણીઓ ઉપર કૃપા કરી અને મારા ઉપર કૃપા કરી નહિ, તો પછી, મદભાગ્યા એવી મારે જીવીને ય શુ પ્રયોજન છે ? માનભગ થયા પછી જીવવું, એ તો મર ણથી પણ અધિક દુ ખદાયી છે' આમ વિચારતી પટ્ટરાણી, એકદમ બહુ જ વિચિત્ર નિર્ણય ઉપર આવી જાય છે

એમા પણ, એક ભાવ રહેલો છે પતિના પોતા તર ફના આવા દુર્લક્ષ્યને સહન કરી લેવા જોગી વિચારશક્તિ અત્યારે આવરાઈ ગઈ છે, પણ આર્ય સંસ્કૃતિનુ જ જીવનમા ઘડતર છે, એટલે એમ થાય કે-પતિના આવા વર્તનની સામે પણ આર્ય સ્ત્રીથી પતિનો સામનો થાય નહિ, પતિની સાથે કજીયો થાય નહિ, સમાન હક્કની વાતને આગળ ધરીને પતિની સાથે લડવાને જવાય નહિ ! તો પછી થાય શુ ? જે બન્યુ છે, તેને મોહ મહવા દે નહિ અને આર્ય સંસ્કૃતિનું ઘડતર પતિની સાથે કજીયો કરવા દે નહિ-એવી સ્થિતિ પટ્ટરાણીની છે

એટલે, એ વિચારે છે કે-'કરવું શુ ?' અને મોહના આવેશમા એ એવો નિર્ણય કરે છે કે-'બીજુ તો ન થાય, પણ પ્રાણ અપાય' પટ્ટરાણી આ રીતિએ તરત જ મરવાના નિર્ણય ઉપર આવી જાય છે આ મોહની જ અસર છે જો જરાક વિચાર કરે, તો એમ ન થાય કે-મહારાજાનો મારા ઉપર રાગ તો ઘણો છે, એટલે કદાચ ખ્યાલફેર થઈ ગયો હશે ? જો કે-શ્રી દશરથ મહારાજા તો ભૂલ્યા જ નથી, પણ કોઈ વખતે કોઈ વસ્તુ ભૂલમા જાય, એમ પણ બને ને ? એવા

વખતે, એટલી ધીરજ નહિ રાખવી જોઈએ કે-જ્યારે મળશે ત્યારે વાત કહેવાશે અને ખૂલાસો થશે ? જો પટ્ટરાણીના હૈયામા આવો કોઈ વિચાર આવ્યો હોત અગર તો બીજો વિચાર આવ્યો તો પણ જો મોહે બહુ જોર ન કર્યું હોત, તો આવા નિર્ણયનો પ્રસગ આવત નહિ

## મર્યાદાશીલ માણસ કોપનુ નાટક ગમે ત્યા ન ભજવે

પટ્ટરાણી, મોહના આટલા બધા આવેશમા આવી ગઈ છે, આત્મઘાત કરી નાખવાનો નિર્ણય કરી લીધો છે, હવે આત્મહત્યા કરતા પહેલા જરા ય સમય ગુમાવવા જોગી ધીરજ પણ તેણીમા રહી નથી, તેવી સ્થિતિમા પણ એક ઉત્તમ કુળની સ્ત્રી તરીકેની પોતાની મર્યાદા પોતાથી લોપાઈ ન જાય, તેનો તેણીને ખ્યાલ છે આથી, તેણી અદરના બીજા ખડમા ચાલી ગઈ છે મર્યાદાશીલ કુટુબોમા રહેલા માણસો, કદાચ કોપમા આવી જાય, તો ય બહાર કુટુબની ઇજ્જતનો નાશ થાય એવુ ન થાય, તેની કાળજી રાખે એ ગમે ત્યા કોપના નાટક ન ભજવે અગાઉની કથાઓમા કોપગૃહોની વાત આવે છે જ્યારે જેને કોપ આવે, ત્યારે તે તે મકાનમા જાય અને જે કરવું હોય તે ત્યા કરે આના યોગે તેવા કાળમા બીજી પણ ઘણી મર્યાદાઓ જળવાતી હતી

## શ્રી દશરથનુ વલણ

પટ્ટરાણીએ તો, અદરના ખડમા જઈને, તરત જ ગળે ફાસો ખાવાની તૈયારી કરવા માંડી છે, ફાસો ખાઈને જીવ નનો અન્ત લાવી શકાય-એવી રીતિએ કપડાથી પોતાના શરીરને બાધવા માડ્યુ છે, પણ ભવિતવ્યતા સારી છે મહા-

રાજા શ્રી દશરથ, એ જ વખતે, ત્યા આવી પહોચે છે એમને કશી જ ખબર નથી પટ્ટરાણીએ કાઈ કહેવડાવ્યું નથી

અહીં, મહારાજા શ્રી દશરથે જે રીતિએ કામ લીધુ છે, તે ય સમજવા જેવું છે જે કાળમા, આજે જેવી સમાનતાની વાતો થાય છે તેવી વાતો થતી નહોતી, છતા ય પરસ્પરના કર્ત્તવ્યનુ અને પરસ્પરની મર્યાદાનું જે કાળમા લાન હતું, તે કાળમા વિવેકિઓને મન સ્ત્રીઓ કેટલી બધી કિંમતી હતી, તે મહારાજા શ્રી દશરથના વર્તાવ ઉપરથી, સારી રીતિએ સમજી શકાય તેમ છે

શ્રી દશરથ અદરના ખડમા ગયા અને જોયું તો પટ્ટરાણી આત્મઘાતનો પ્રયત્ન કરી રહેલી જણાઈ તે એકદમ આભા બની ગયા એમને લાગ્યું કે–'આ હમણા જ મરી જશે' એટલે ઝટ, પટ્ટરાણીએ ફાસો ખાવાને માટે જે વસ્ત્રની યોજના કરી હતી, તેને દૂર કરી નાખી અને પટ્ટરાણીને તરત જ પોતાના ખોળામા બેસાડી દીધી કેમ ? એ ઓળખે છે કોને ? પટ્ટરાણીને શ્રી દશરથને એ વાતની ખબર છે કે–વાત વાતમા, વિના કારણ ભૂલ કરે અથવા તો આવું દુસ્સાહસ કરે, એવી આ નથી એમને લાગ્યું કે જરૂર કોઈ મહત્ત્વનો બનાવ બન્યો હોવો જોઈએ એટલે, પહેલા ખોળામા બેસાડીને અને પછી દેવી તરીકે સબોધીને વાત શરૂ કરે છે

તમે ગમે તેવી વાતો કરશો, તે છતા પણ તમને આવું બોલતા ય નહિ આવડે; કારણ કે–હૈયામા એ ભાવ નથી આર્ય સસ્કૃતિની છાયામા, જેનુ સ્થાન જે મુજબનું ઘટે, તે જે રીતિએ જાળવવામા આવતું હતું, તેવી રીતિએ આજની વાયડી વાતોમા પણ નથી જળવાતું

## પ્રાય સ્ત્રીઓનુ અપમાન કરતા નહિ

હવે પટ્ટરાણીની સ્થિતિ વિષમ બની જવા પામી છે, કેમ કે-પોતાની કલ્પનામા નહોતી તેવી સ્થિતિ ઉભી થઈ ગઈ છે તેણી ઇચ્છતી જ નહોતી કે-શ્રી દશરથનો ભેટો થાય શ્રી દશરથ આવી પહોચે તે પહેલા જ, મરણને શરણ થઈ જવાની, તેણીની ઈચ્છા હતી એટલે, તેણીને આ જે ભેટો થયો, તે ગમતો નહોતો, પણ હવે તો ઉપાય નહોતો

શ્રી દશરથ તો, એને શાતિ પમાડવાના જ ધ્યાનમા છે એ પૂછે છે કે-' દેવી ! શું બનવા પામ્યુ છે ? કોણે એવું તે કેવું તારૂ અપમાન કર્યુ, કે જેથી તેં આવું દુસ્સાહસ આરભી દીધુ ? કદાચ, દૈવયોગે મારાથી તો તારૂ કોઇ અપ માન થઇ જવા પામ્યુ નથી ને ? '

આ પ્રશ્ન ઉપરથી, તમને શું સમજાય છે ? તે કાળમા, વિવેકી પુરૂષો, પોતાની સ્ત્રીઓની સાથે કેવી રીતિએ વર્તતા હશે ? તમને લાગે છે ને કે-એ કાળમા વિવેકી પુરૂષો પ્રાય સ્ત્રીઓનુ કદી પણ અપમાન નહિ કરતા હોય ? જો અપ માન કરતા હોત, તો શ્રી દશરથે જેવો પ્રશ્ન પૂછ્યો, તેવો પ્રશ્ન તે પૂછી શકત ખરા ? આજે, તમારે ઘરે, કેમ ચાલે છે ? સ્ત્રીઓની દશા તે કાળમા સારી હતી કે આજના કાળમા સારી છે ? આમાથી, તમને બોધપાઠ લેવા જેવુ-શીખવા જેવું કાંઈ લાગે છે ?

## શાણાને શીખામણ સાનમા અને મૂરખને શીખામણ કાનમા પણ નહિ

આજે તો મારી પાસે એવા પણ કાગળો આવવા લાગ્યા

છે કે–અહીં જેટલી વાતો થાય છે, તેનો અમલ કેટલો થાય છે, એ શ્રોતાઓને પૂછવાની જરૂર છે એમ કે–અહીં જે જે કહેવાયુ, તેમાથી કેટલીક વાતોનો તમે કેટકેટલા પ્રમાણમા અમલ કર્યો અથવા અમલ કરવો શરૂ કર્યો છે, તેનો મારે શ્રોતાઓને હિસાબ પૂછવો. વાત એ છે કે–ડાહ્યાઓને આવી વાત આમ પૂછાય નહિ અને ગાંડાઓને આવી વાત પૂછવામા મજા નહિ ડાહ્યાઓ જેટલા છે, અહીં સાભળવાને નિયમિત રીતિએ આવનારાઓમા જેટલા ડાહ્યાઓ છે, તે તો જે જે કાંઈ તજવા જેવું લાગે, તેને તજવાની કોશિષ કરનારા હશે અને જે જે કાંઈ જીવનમા જીવવા જેવું લાગે, તેને જીવનમા ઉતારવાની કોશિષ કરનારા હશે, તેમ જ, જે કાઇ તજવા જેવું લાગવા છતા પણ તજી નહિ શકાતું હોય અને જે કાંઈ જીવનમા જીવવા જેવું લાગવા છતા પણ જીવનમા જીવી નહિ શકાતું હોય, તેને માટે હૈયે દુ ખને ધરનારા હશે આવા માણસોને, કોઇ ખાસ પ્રસગ વિના, અમલનો હિસાબ પૂછાય ખરો ? નહિ, અને જો પેલાઓને આવી વાત પૂછીએ, તો તો એ પ્રાય એવું કરે, કે જેથી ફળ કાંઈ આવે નહિ અને કદાચ નુકશાન થાય માટે તો, દુનિયામા કહેતી પડી છે કે-'શાણાને શિખામણ સાનમા અને મૂરખને શિખામણ કાનમા પણ નહિ' કેમ ? કાનમા કહેવા જાવ ને નાક કરડી ખાય, એવું પણ બને એટલે, જે કહેવાનું રહ્યુ તે શાણાઓને અને તે તો મેં સાનમા કહેવાય તેટલુ કહ્યું છે અને કહુ છુ

નીચા ગણાતાનો તિરસ્કાર નહિ

એ કાળમા, આ આર્ય દેશમા, સામાન્ય રીતિએ ઓનું

અપમાન થતું નહિ જો કે-આજના જેટલી સ્ત્રી-પુરૂષની સમાનતાની વાતો તે કાળમા નહોતી, પણ સમજુ માણુસો સ્ત્રીને અપમાનવા જેવું આચરણુ કરતા નહિ તેમા ય, જેઓ કર્મને માનનાર હોય, કર્મના યોગે આજે એક જીવ ઉચો ગણાતો હોય અને તે જ જીવ કર્મના યોગે કાલે નીચો ગણાય, સસારમા હીનતા પણ કર્મના યોગે થાય અને અધિકતા પણ કર્મના યોગે મનાય, કર્મના યોગે આ ભવમા જે માનવ હોય, તે પછીના કે પૂર્વના ભવમા જાનવર પણ હોય-આ વગેરે કર્મની રચનાને જેઓ સમજતા હોય, તેઓ પોતાની નીચેના કે પોતાથી નીચા ગણાતા પણ જીવોનો તિરસ્કાર કરે ખરા ? એવો તિરસ્કાર, આર્ય દેશમા હોય નહિ કદાચ કોઈએ એવો તિરસ્કાર કર્યો હોય, તો તે આર્ય દેશની વસ્તુ ગણાય નહિ. એ એની અગત ખામી ગણાય

ખુલાસો ઘના વિચાર

માટે, મહારાજા શ્રી દશરથ, પટ્ટરાણીને ખોળામા બેસાડીને અને તેણીને દેવી તરીકે સબોધીને પૂછે છે કે-' એવુ તે તારૂ અપમાન કોણે કર્યું, કે જેથી આટલી હદે તારે પહોચવું પડયુ ? અથવા તો, દૈવયોગે મારાથી તો કોઈ તારૂ અપમાન થઈ જવા પામ્યું નથી ને ? '

પટ્ટરાણીને, શ્રી દશરથ જ્યા આ રીતિએ પૂછે, ત્યા શું કહે એ ? મનમા આવેલી વાત પણ જરા ય ઉઅતાથી બોલવા જોગી હાલત રહી નથી ઊલટુ, પોતાને શરમ ઉપજે એવું થયુ છે ને ? પણ મહારાજાએ પૂછયુ, એટલે કહ્યા વિના તો ચાલે નહિ પટ્ટરાણી ગદ્દગદ્દ સ્વરે કહે છે કે-' આપે શ્રી જિન

સ્નાત્રજળ સઘળી ય રાણીઓને પૃથક્ પૃથક્ મોકલ્યુ અને માત્ર મને જ મોકલ્યું નહિ ! હુ જ માત્ર ભૂલાઈ ગઈ ?'

આવા જવાબને સાભળતા, મહારાજા શ્રી દશરથને ખ્યાલ આવી ગયો કે-'સ્નાત્રજળ મેં મોક્લાવ્યું તો છે, પણ અહીં પહોચ્યુ નથી લાગતું ' એટલે, એમને વિચાર આવે છે કે-'બનવા પામ્યું છે એવું, કે જેથી જો મોહ જોર કરી જાય, તો આવું લાગી આવે કારણ કે-જે સ્રી સદા પતિના સન્મા નમા જીવવાને જ ટેવાઈ ગયેલી હોય, તેને બીજી રાણીઓને પતિ તરફથી સ્નાત્રજલ પહોચે અને આને પહોચે નહિ, તો તેથી મનમા ઓછુ આવી જાય-એ બનવાજોગ છે, અપમાન લાગે-એ બનવાજોગ છે અને પતિ તરફનું અપમાન થાય તે નહિ સહાવાથી અને મોહનું જોર વધી જવાથી, મરવાનુ મન થઈ જાય તો ય તે બનવાજોગ છે ' આવો વિચાર જો ન આવ્યો હોય, તો ગુસ્સો આવ્યા વિના રહે ? કારણ કે-પોતે તો સૌથી પહેલાં તેણીને માટે સ્નાત્રજળ રવાના કર્યું છે

<u>કંચુકિએ આવી પહોચવુ</u>

મહારાજા દશરથ પટ્ટરાણીને કાંઈ પણ કહે, તે પહેલા તો એ જ વખતે પેલો કચુકી સ્નાત્રજળ લઈ ને ત્યા આવી પહોચ્યો કચુકી ત્યા આવતે આવતે જ પટ્ટરાણીને ઉદ્દેશીને બોલ્યો કે-' આપને માટે રાજાએ આ સ્નાત્રજલ મોકલાવ્યું છે ' અને તેણે અદર પહોચીને, તે સ્નાત્રજલથી પટ્ટરાણીના મસ્તકને અભિષિચિત પણ કરી દીધું

અત્યારે પટ્ટરાણીને ઠપકો આપવાનો કેવો અવસર છે ? પોતે મોકલાવ્યું છે-એવુ સાબીત કરવાનુ રહ્યું નહિ અને રાણીએ

જે કલ્પના કરી હતી તે તદ્દન ખોટી હતી–એ આપોઆપ સાબીત થઈ ગયુ, એટલે, આ કેવી તક કહેવાય ? પણ મહારાજા શ્રી દશરથ પટ્ટરાણીને કાંઈ જ કહેતા નથી એમણે તો, અહીં પહોચવામા બહુ જ મોડા પડેલા કચુકિને જ સીધું પૂછ્યુ કે–'તું આટલો બધો મોડો કેમ થઇ ગયો ?'

મહારાજાના એવા પ્રશ્નના જવાબમા, કચુકિએ પોતાની વયને એના કારણ તરીકે જણાવી એણે મહારાજાને કહ્યું કે–'સ્વામિન્ ! મને અહીં પહોચવામા વિલબ થયો, તેમા અપરાધી માત્રી વૃદ્ધાવસ્થા છે આપ જાતે જ જુઓ કે–હુ સર્વ કાર્યોને માટે કેવો અસમર્થ બની ગયો છુ !'

નોકરો આવો જવાબ આપી શકે ? કચુકી, પોતાના સ્વામી તરફથી, વ્યાજબી વાતમા કેટલો બધો નિર્ભય હશે, ત્યારે તે પોતાના વૃદ્ધ શરીરની સામે જોવાનુ કહી શકચો હશે ? નોકરો પણ, અનાસક્ત યોગી મહારાજાઓના કાળમા, કેટલા સુખી હોઈ શકે છે, તેનો આ નમુનો છે જ્યારે રાજ્યનું સચાલન અનાસક્ત યોગિઓના હાથમા હોય, ત્યારે તેના નોકરો અને આખી ય પ્રજા, સુખી અને નિર્ભય હોય, એમા જરા ય નવાઇ પામવા જેવું નથી નહિતર, જે વિષમ પ્રસગ ઉપસ્થિત થવા પામ્યો હતો, તે માત્ર કચુકિના મોઢા થવાને કારણે જ ઉભો થવા પામ્યો હતો ને ?

કચુકિની વૃદ્ધ વય

કચુકિએ સૂચવ્યુ છે કે–'મને કચાય ઉભવાને કારણ નથી બન્યુ, તેમ વ્યાક્ષેપ પામવાને પણ કોઇ કારણ નથી બન્યુ, પણ હુ મોડો થયો, તેમા મારી વય જ કારણ છે

અપરાધ હું નથી કરતો, પણ મને સઘળા ય કામોને માટે અસમર્થ બનાવી દેનારી મારી વૃદ્ધ વય અપરાધ કરે છે '

ખરેખર, એ કચુકિની વય જ એવી થઇ ગઇ હતી

વૃદ્ધ વયની તો તમને ખબર છે ને ? જે લોકો આજે યુવાનીના મદમા મસ્ત બનીને ફરતા હોય, તે લોકો જરા યાદ કરી લે કે-તેમની આ યુવાન વય, કયા સુધી રહેવાની છે ? અહીં બેઠેલા જુવાનો તો સાવચેત હશે ને ? કારણ કે-ખબર હશે કે-આ શરીરને બહુ સાચવીએ-સભાળીએ તો પણ, જો લાબો કાળ જીવવાનું હશે, તો બુઢ્ઢા થવાનુ જ છે! બુઢાપો આવે ત્યારે શરીર કેવું થઈ જાય?

એ કચુકિના વૃદ્ધ શરીરનું વર્ણન કરતા કહ્યું છે કે-એના હાથ, પગ આદિ અગો સ્થિર રહી શકતા નહોતા એનું આખુ ય અગ, સદા કપ્યા કરતું હતું એના દાત ઘટાના લોલકની માફક સતત હાલ્યા કરતા હતા એના આખા ય શરીરની ચામડી એવી કરચલીઓવાળી થઇ ગયેલી કે-એનુ શરીર વળીઓના બાજન જેવું ભાસે વાળ સાવ ધોળા થઈ ગયા હતા અને ભ્રકુટીની લોમથી તેના નેત્રો પણ ઢકાઈ ગયા હતા શરીરમા માસ કે લોહી જાણે હોય જ નહિ-એવું હાડપીંજર જેવું એનું શરીર લાગતું હતું આ શાથી? વૃદ્ધ વયને કારણે આ દશા થયેલી

કચુકિએ જોયુ કે-અપરાધ તો થયો છે, પણ બચાવમા એણે માત્ર પોતાના શરીરની અવસ્થા તરફ જ જોવાનું મહારાજાને કહ્યું કચુકિએ કહ્યું, એટલે મહારાજા દશરથની નજર એના ઉપર સ્થિર બની મહારાજા અને મહારાણી, બન્ને ય એના શરીર તરફ જુએ છે એમાથી, મહારાજાને શો વિચાર

આવે છે, તે આપણે જોવુ છે

<u>સમજવાળા અને ધીરજવાળા બનવું જોઈએ</u>

તે પહેલા આ વાત વિચારી લો કે–આ બધા બનાવની મહારાણી ઉપર કેવી અસર થઇ હશે ? મહારાણીને સમજાઈ ગયુ હશે ને કે–મોહે મને મુઝવી ? ભૂલ મહારાજાની નથી, પણ મારી જ છે ? હવે મહારાજા શું કહેશે, એમ પણ થાય ને ? અને તેમ છતા ય, મહારાજાએ જ્યારે બનેલા બનાવ વિષે એક અક્ષરે ય કહ્યો નહિ, ત્યારે મહારાણીના હૈયા ઉપર એની કેવી અસર થઇ હશે ? શ્રી દશરથ જે રીતિએ વર્ત્યા અને ચૂપ રહ્યા, તેથી વધારે સારી અસર થાય કે કહી નાખે તો વધારે સારી અસર થાય ? શ્રી દશરથની જગ્યાએ તમારા જેવા કોઈ હોય, તો શું કહે ? છેવટ એટલુ તો કહે ને કે–'આખરે સ્રીજાત ! સ્રીની બુદ્ધિ પાનીએ !' પણ શ્રી દશરથ તો, એ વિષે કાંઇ જ બોલ્યા નથી, કેમ કે–એમને મોહની અસર શું હોય છે અને કેવી હોય છે, તેની ખબર છે એટલે જ, એ ધીરજ રાખી શકયા નહિ ન ર વિચાર કરો કે–આ ગુન્હો કાંઈ નાનો સૂનો છે ? જેના ઉપર આટલો બધો પ્રેમ, જેની સાથે ઘણો ઘણો સમાગમ અને જેને સાચવવામા કદી પણ કશી જ કમીના આવવા દીધી નથી, તે એક નહિ જેવી વાતમા, વગર પૂછયે ને વગર ખુલાસો કર્યે, એકદમ ફાસો ખાવાને તૈયાર થઈ જાય, તે ગુસ્સો આવે એવી ચીજ નથી ? ગુસ્સો આવી જાય–એવો આ પ્રસગ તો છે જ, પણ શ્રી દશરથ સમજે છે કે–સ્નાત્રજળ બીજી રાણીઓને વહેલુ પહોચ્યું અને આને પહોચ્યું નહિ, એ વાત તો સાચી જ ને ? મેં મોકલાવેલુ,

પણ મેં મોકલાવ્યુ છે-તેની આને ખબર હતી જ નહિ, એટલે મનમા ઓછુ આવે અને એથી દુ ખ થાય, એ બનવાજોગ છે, અને એમા જો એ દુ ખી હૈયાનો કબજો મોહ લઈ લે, તો માણસ વિચારમૂઢ બની જઈને આવું સાહસ કરવાને પણ તૈયાર થઈ જાય, એ કોઈ અશક્ય વસ્તુ નથી મોહના જોરના કાળમા ગભીર ભૂલ પણ થઇ જાય, પણ તે ભૂલને ગણીને ગાંઠે બાધે અને ગાયા કરે, તે મૂર્ખા કહેવાય હવે તો મહારાણીને પણ પોતાની ભૂલ સમજાઈ ગઈ છે, પછી એ વિષે કાઈ કહેવાથી ફાયદો શો ? સસારમા પણ આવી રીતિએ સમજવાળા બનીને ધીરજવાળા બનવું, એ જરૂરી છે ને ? આવી સમજ અને ધીરજ હોય, તો સસાર કેવો ચાલે ? હવે તમે સમજુ બનીને ધીરજવાળા બની જવાના ?

ચોથા પુરૂષાર્થને સાધી લેવાનો નિર્ણય

આ પ્રસગ તો પૂરો થઇ ગયો, પણ કચુકી ત્યા ઉભો છે અને મહારાજા અને મહારાણી-બન્નેની નજર એના ઉપર છે કચુકિના વૃદ્ધ દેહને જોતા, મહારાજા શ્રી દશરથને થાય છે કે-'આનુ આવુ શરીર ?' આ કચુકી જ્યારે જુવાન હતો, તે વખતે પણ આને શ્રી દશરથે જોયો હતો એટલે, એમને વિચાર થાય છે કે-'એ કાળે આનું શરીર કેવું હતુ અને અત્યારે આ શરીર કેવું થઇ ગયુ છે ? વૃદ્ધાવસ્થા આવતા, આપણું શરીર પણ આવું થઈ જવાનું !' આ વિચાર આવતા, ત્યા ને ત્યા, શ્રી દશરથે માનસિક નિર્ણય કરી લીધો છે કે-'આવી અવસ્થા આપણી ન આવે, ત્યા સુધીમા આપણે સાધવાનું સાધી લેવું જોઈએ '

તમને કોઈ બુઢ્ઢાને જોઈને શો વિચાર આવે ? અલમસ્ત માણસ, શું એમ સમજે છે કે-આપણે અલમસ્તના અલમસ્ત જ બન્યા રહીશું ? બુઢાપો ન આવવો કે બુઢાપો આવે તેની શરીર ઉપર અસર ન થવી, એ તમારા હાથની વાત છે ? નહિ જ, છતાં આજે બુઢ્ઢાઓને જોઈ ને ઘણાઓને શો વિચાર આવે ? 'આપણને બુઢાપો આવે, તે પહેલાં જેટલું ખવાય તેટલું ખાઈ લો અને જેટલું ભોગવાય તેટલું ભોગવી લો'-એવો ને ?

ચોથા પુરૂષાર્થનું મન થાય એટલે પાપ જવા માંડે

મહારાજા શ્રી દશરથ તો, શરીરની આવી સ્થિતિ ન થાય, ત્યાં સુધીમાં ચોથા પુરૂષાર્થને સાધી લેવાને માટે, સજ્જ બની જવાનો નિર્ણય કરે છે ચોથો પુરૂષાર્થ તો સમજો છો ને ? જગતમાં પુરૂષાર્થો કેટલા ગણાય છે ?

સ૦ ચાર.

એ ચારમાં તમારા કેટલા ? ધર્મ, અર્થ, કામ અને મોક્ષ-એ જે ચાર પુરૂષાર્થો ગણાય છે, તેમાંના કેટલા પુરૂષાર્થોને તમે હાલમાં સાધો છો ?

સ૦ અર્થ અને કામ, થોડોક ધર્મ

અર્થ અને કામમાં લીન થયેલા જેટલા, તેમને ધર્મની ધર્મ તરીકે જરૂર પડતી નથી, અર્થ અને કામમાં જ સુખની કલ્પના કરી બેઠેલાઓ, ધર્મને લગભગ માનતા નથી-એમ કહીએ તો ય ચાલે, એનો ધર્મનો ખપ પણ અર્થ-કામ પૂરતો પણ જેને ચોથો પુરૂષાર્થ યાદ આવે, કે જેને આપણે આ જીવનના પરમાદર્શ તરીકે ઓળખી આવ્યા છીએ-તે મોક્ષને

સાધવાનું મન થાય, તેને ધર્મનો ખરો ખપ લાગે ચોથાનું મન થાય, એટલે અર્થ અને કામથી મન વધુ ને વધુ ખસવા માંડે પછી પાપની પ્રવૃત્તિઓ ક્રમે કરીને કે એકદમ પણ છૂટયા વિના રહે નહિ

## અર્થ અને કામ-એ અધમ પુરૂષાર્થો છે

આ સસારમા જે કાઇ પણ પાપ-પ્રવૃત્તિઓ થાય છે, તે અર્થને અને કામને આભારી છે અર્થનો અને કામનો સગ ન હોય અને એની સ્પૃહા ન હોય, તો કોઇ પણ પાપ-પ્રવૃત્તિને અવકાશ જ નથી અર્થ અને કામ-એ બે પુરૂષાર્થોમા ગણાય છે, પણ એ બે નામના પુરૂષાર્થો છે, અધમ કોટિના પુરૂષાર્થો છે જે પુરૂષાર્થો પાપ જ કરાવે અથવા તો પાપને કર્યા વિના જે પુરૂષાર્થોને સેવી શકાય નહિ, એવા પુરૂષાર્થોને અધમ કહેવાય કે સારા કહેવાય ? અર્થ અને કામ દ્વારા પણ, ડાહ્યો માણસ, પોતાનું અને બીજાઓનુ ય હિત સાધી શકે-એ બને, પણ તે ય 'અર્થ અને કામ-એ તજવા યોગ્ય જ છે અને મેળવવા યોગ્ય એક મોક્ષ જ છે'-એવું ડહાપણ આવે ત્યારે ! અર્થ અને કામના સગમા રહેવું પડતુ હોય, તો સદુપયોગ કરી લેવો એ વાત જુદી છે, બાકી તો મોક્ષને સાધ્ય બનાવીને, એકલા મોક્ષસાધક ધર્મની જ ઉપાસનામા રક્ત બનવું, એ જ હિતાવહ છે

એટલે, શ્રી દશરથનો વિરાગ, આ પ્રસગથી જ સતેજ બની ગયો છે અને ત્યાથી, ચોથા પુરૂષાર્થને સાધવાની લગભગ નિશ્ચયાત્મક વિચારણા કરતા કરતા જ, શ્રી દશરથ ઉભા થયા છે

સ્વાતન્ત્ર્યના નામે સ્વાચ્છન્દ્ય ઘણુ વધ્યું છે

હવે, બન્ને ય પોતપોતાના સ્થાને ચાલ્યા જાય છે આ વિષે કોઈ કશો પણ ઘોઘાટ કરતું નથી આવા ભયંકર દુસ્સાહસનો પ્રસંગ બની જવા છતા પણ, કોઈ કશી જ હો-હા મચાવતું નથી જાણે કાંઈ જ બન્યુ નથી આજે આવું કાંઈ બને, તો છાપામા આવે ને? તેમા ય આવા મોટા ઘરની વાતને તો કેવું રૂપ આપે? તમે કહો કે-'પણ કોના ઘરની વાત છે, તેનો જરા ખ્યાલ તો કરો અને આવી વાતને જાહેર કરવાથી ફાયદો પણ શો, તે તો જુઓ!' તો કહે કે-'આજે વાણીનુ સ્વાતન્ત્ર્ય છે' આવુ જો કાંઈ જાણમા આવે, અરે, જરા કલ્પનામા પણ આવે, તો ય એને મનફાવતા વાઘા પહેરાવીને જાહેર કરે એથી, કજીયો શમ્યો હોય તો ય તે ફરી સળગી ઉઠે, એવું પણ બને ને? તે કાળમા છાપા નહોતા અને હોત તો ય આવુ ન કરત બની ગયુ તે બની ગયુ, પણ આ વાત ત્યાની ત્યા જ પડી રહી ફરી કોઈએ સભારી નહિ વર્ત્તમાન યુગના જેટલા સાધનો છે, તેનો સદુપયોગ કરવા જેટલી વ્યવસ્થા જાળવવામા ન આવે, તો આ કારણે પણ ઘણાને ઝેર પીવા પડે, એ બનવાજોગ છે આ પદ્ધતિએ ઘણાને નઠો- ને નફફટ બનાવી દીધા છે આ વાતને જો વિસ્તારીએ, તો આને અંગે ઘણી વાતો કરવી પડે તેમ છે, કે જે વર્ત્તમાન યુગને ફાવતી આવે તેમ નથી વર્ત્તમાન યુગમા સ્વાતન્ત્ર્યના નામે ભયંકર કોટિનું સ્વાચ્છન્દ્ય પણ વધવા પામ્યુ છે આજના યુગે, અત્યાર સુધીમા એના ઘણા કડવા ફળો ચાખ્યા છે અને હજુ કેટલા કડવા ફળો ચાખવા પડશે,

તે કહી શકાય તેમ નથી

સ્વીકારેલી જવાબદારીને અદા કરવાને તત્પર

અહીં વાત તો પતી ગઈ, પણ આ પ્રસગે, મહારાજા અને મહારાણી–બન્ને ય ઉપર સુન્દર અસર નિપજાવી મહારાણીને બરાબર સમજાઇ ગયું કે-'મેં ઘણી ઉતાવળ કરી નાખી મને એટલો પણ ખ્યાલ રહ્યો નહિ કે–મારા પતિ તો એવા છે કે-ગમે તેટલા વ્યવસાયમા પણ, જેની જવાબદારી એમણે લીધી હોય, તેનો એ ખ્યાલ રાખ્યા વિના રહે નહિ'

વાત પણ સાચી જ છે કે–સસારમા અનાસક્તપણે જીવનારાઓ અને યોગની ત્રીજી ભૂમિકાને પામેલાઓ તો, એટલા વિવેકી હોય છે કે-પોતે જેની જવાબદારીનો સ્વીકાર કર્યો હોય, તેના પ્રત્યેની જવાબદારીને અવસરે સારામા સારી રીતિએ અદા કરે અનાસક્ત યોગી એવા ગૃહસ્થો, સસારમા કેમ જીવ્યા છે, એ વાત અનેક પુસ્તકોમા લખાએલી છે પોતે જે સ્થાને હોય, તે સ્થાનના કર્ત્તવ્યને ચૂકે નહિ અને મન સસારમા આસક્ત ન બને-એ માટે સાવધ બન્યા રહે એ તો માને કે-જવાબદારી લેવી નહિ, પણ જવાબદારી લીધી તો તેને ભૂલવી નહિ જવાબદારીને લઇને જે જવાબદારીને ભૂલે, તેવો નાલાયક બીજો કોણ ગણાય?

એટલે, મહારાણીને થાય છે કે-'મારા પતિ ને મને ભૂલે, એ માનવામા જ મેં ભૂલ કરી મેં ભૂલ કરી, પણ એમણે કેટલુ ખમી ખાધું? પોતે પતિ છે, મને જે કહેવું હોય તે કહેવાનો એમને હક્ક છે, પણ મને કાંઈ કહ્યુ નહિ!' તમે ય સમજી ગયા ને કે-જે પુરૂષ એમ હક્કને ભોગવવામા રક્ત

રહે છે, તે અનાસક્ત યોગી હોય જ નહિ ?

સચાલક પાકયે એક મોક્ષને જ સાવવો એવુ છે ?

મહારાણી આવુ સમજી ગયા અને મહારાજાની મનો દશા તો જુદી જ છે મહારાજાને હવે એક માત્ર મોક્ષ પુરૂ ષાર્થની જ સાધના કરવાની ભાવના જાગી છે એ માટે, તેઓ હવે યોગની ત્રીજી ભૂમિકાએથી સીધા જ યોગની પહેલી ભૂમિકાએ પહોચવાના વિચારમા ગરકાવ બન્યા છે હવે એ જે દિવસો પસાર કરે છે, તે વિશુદ્ધ વૈરાગ્યદશામા જ પસાર કરે છે એવામા જ, એમના સદ્ભાગ્યે એમને સદ્ગુરૂનો સુયોગ થઈ જાય છે સદ્ગુરૂનો સુયોગ થયો, એના પરિણામે કચુ કિને જેવાથી જે વૈરાગ્યે હૈયામા સ્થાન લીધુ હતું, તે વૈરાગ્ય ખીલી ઉઠ્યો હૈયામા રહેલો વિરાગભાવ, પ્રવૃત્તિમા ઉતર વાનુ જોર કરવા લાગ્યો

શ્રી દશરથે નિર્ણય કરી લીધો કે–' ગમને ગાદી સોપીને હુ આત્મકલ્યાણની સાધના માટે નીકળુ!'

આવો નિર્ણય કરીને, તેઓ, સદ્ગુરૂની પાસેથી પોતાના મહેલે પાછા આવ્યા અને પોતાના નિર્ણયનો અમલ કરવાની પેરવીમા પડયા

તમારા મનમા એવું ય છે ખરૂ કે–' ઘરમા મચાલક પાકે, એટલે હુ કેવળ ચોથા પુરૂષાર્થને જ સાધનારો બની જાઉં!' ? શ્રી દશરથને જેવો વિચાર આવ્યો, તેવો વિચાર તમને આવે, એવું અન્ત કરણ તમારી પાસે છે ?

૧૦ જ્યા સુધી ભૌતિક કેળવણીનો પ્રભાવ વર્તે છે, ત્યાં સુધી આધ્યાત્મિક કેળવણીનું ચાલી શકતું નથી

અહીં તો, હું એમ પૂછું છું કે-તમે એવા નિર્ણયવાળા પણ ખરા કે નહિ, કે-જીવનમાં ચોથા પુરૂષાર્થને સાધવો છે અને અહીં જે માટી બેઠો છું, તેનો સંચાલક મળી જાય, એટલે તો અવશ્ય નીકળી જવું છે? તમારૂં કુટુંબ, તમારા આશ્રિતો વગેરે રખડી ન પડે-એ પૂરતી સંચાલકની દરકાર છે, બાકી ઘર-પેઢી આદિ ઉપર મોહ નથી, આવું ખરૂં? આ જીવનમાં તમે જે રીતિએ જીવી રહ્યા છો, તેમાં જો અનુકૂળ સંયોગ મળી જાય, જોખમદારી ઉપાડનાર મળી જાય, તો પૈસા-ઘર-પેઢી ઉપર તમને એટલો બધો મોહ તો નથી ને કે-તમે સંસારમાં પડ્યા રહો?

<u>ત્યાગના નિર્ણયની કુટુમ્બ પાસે જાહેરાત:</u>

મહારાજા દશરથ તો, પોતે જે સામ્રાજ્યને સાચવ્યું-સમાળ્યું છે અને ખીલવ્યું છે, તેને મૂકવાને માટે તૈયાર થઈ ગયા છે, કુટુમ્બપરિવાર આદિ સઘળું જ મૂકવાને તૈયાર થઈ ગયા છે, એટલે બધાની પાસે પોતાનો મનોભાવ રજૂ કરે છે એ માટે, તેમણે પોતાના પુત્રોને, મુખ્ય મંત્રિઓને તથા મહારાણી આદિ રાણીઓને પણ પોતાની પાસે બોલાવેલ છે હજુ રામ-લક્ષ્મણ આવવાના બાકી છે પણ અહીં વાત શરૂ કરી દે છે બહુ જ મીઠાશથી વાત કરે છે, પણ શાની વાત કરે છે? સામ્રાજ્ય આદિ સઘળાયને તજી દેવાની! સઘળાયને તજીને એક માત્ર ચોથા પુરૂષાર્થને આરાધવાના પોતાના નિર્ણયની!

એ છોડવાની વાત કરે, ત્યારે મારે તમારી પાસે છોડાવવાની વાત પણ કરવી પડે ને? 'તમારે શું છોડવું છે?'

-આનો જવાબ મળે તેવો નથી ને ? આવા ત્યાગના પ્રસગોને સાભળીને, 'હુ પણ ક્યારે ચોથા પુરૂષાર્થને સાધવાને માટે ઉત્સાહિત બનુ અને ચોથા પુરૂષાર્થને સાધવાને માટે ઉત્સાહિત બનીને ક્યારે હું સાચો અસારત્યાગી બની શકુ'-આવો વિચાર તો તમારા હૈયામા સ્ફુરે છે ને ?

શ્રી દશરથ મહારાજાએ તો, પોતે જે નિર્ણય કરી લીધો હતો, તે નિર્ણયની વાત, પોતાના કુટુમ્બ આદિની આગળ મૂકી, પણ જ્યારે આવી વાત મૂકાય ત્યારે, જેટલા મોહમા બેઠેલા હોય, તેમને અસર તો થાય ને ? રાગનું જોર રહાવે, એવું તો બને ને ? પણ રાગને આધીન બનીને રહનારાઓને જોઈને, વિરાગિએ પોતે પણ રાગને આધીન બનવુ, એ કાઈ વ્યાજબી ગણાય ? અને આ તો, શ્રી દશરથ મહારાજા છે ગેરસમજથી આવેશમા આવી જઈને ફાસો ખાવાને બેઠેલી મહારાણીની વાતને ગળી ગયા હતા ને ? જો એ વાતને ગળી ગયા હતા, તો અહીં આસુ સારતા જુએ, તે છતા પણ એને ગળી ખાતા આવડે નહિ ? મત્રિઓએ એ વખતે મહારાજાને સમજાવવાનો પ્રયત્ન કર્યો છે, પણ શ્રી દશરથ મહારાજાએ, પોતે કરેલો નિર્ણય કેટલો બધો વ્યાજબી છે, એ વાત બહુ મીઠાશથી છતા પૂરેપૂરી મક્કમતાથી સમજાવી છે

પુત્રને વૈરાગ્ય

શ્રી દશરથ મહારાજા વાત કરતા જાય છે અને સૌની મુખાકૃતિ ઉપર કેવી અસર થાય છે તે જોતા જાય છે શ્રી ભરત ઉપર સૌથી જુદી જ અસર થયેલી જણાઈ આવે છે. શ્રી ભરતનો વૈરાગ્ય તો, પિતાના વૈરાગ્ય કરતા પણ વધી ગયેલો.

છે પિતા રાજ્યની વ્યવસ્થામા થોડો પણ સમય ગુમાવે, એ ય એમને ગમતુ નથી પિતા કરતા પુત્રનો વૈરાગ્ય વધી જાય ? પિતાને વૈરાગ્ય ન આવે અને પુત્રને વૈરાગ્ય આવે, એવુ પણ બને ને ? અહીં તો, પિતાને ય વૈરાગ્ય આવ્યો અને પુત્રને ય વૈરાગ્ય આવ્યો

એ કુળમા કેવા સસ્કારો હશે ? એ કુળ કોઇ એવી જ ખાણ હશે, એમ લાગે છે

શ્રી ભરતની આ દશા છે, ત્યારે બીજાં બધા તો મોહના યોગે શોકસાગરમા ડૂબી ગયા છે મહારાજા શ્રી દશરથ તેમનો ત્યાગ કરી જાય, એ તેમનાથી સહન થતું નથી, કેથી કોઈ આખનાથી આસુ સારી રહ્યુ છે, તો કોઇ કપાળે હાથ દઇને બેસી રહ્યુ છે

<u>બીજાની ભૂલનો વિચાર કરો, ત્યારે ય તમારી જાત તરફ પણ જોતા શીખો</u>

એ બધામા, શોકની છાયા માત્ર શ્રી દશરથના મુખ ઉપર નથી અને શ્રી ભરતના મુખ ઉપર નથી એ બન્નેયના મુખ ઉપર વિરાગની છાયા છે અને તેમા ય શ્રી ભરતના મુખ ઉપર તો વિરાગની જોરદાર છાયા છે

શ્રી દશરથ જ્યારે આ વાત કરી રહ્યા છે, એ વખતે શ્રી ભરતની માતા કૈકેયીદેવી પણ ત્યા હાજર છે સ્વાભાવિક રીતિએ જ, એની આખ ભરત ઉપર જાય છે કૈકેયી માતાએ શ્રી ભરતના ચહેરાને જોયો અને એ સમજી ગઈ એને લાગ્યુ કે-ભરત પણ એના પિતાને અનુસરી રહ્યો છે અને એથી એને એકદમ આઘાત લાગ્યો એને થયુ કે-'મારે તો પતિ અને

પુત્ર બે ય જવા બેઠા '

અહીંથી, કૈકેયીનો પ્રસગ શરૂ થાય છે જરૂર, એણે આ પ્રસગે જે વિચારણા કરી છે, તેમા મોહનું જોર છે મોહના જોરને વશ બનવાથી જ, તેણીથી ભૂલ થઈ જવા પામી છે અને તેની એ ભૂલને પણ ગણત્રીમા લેવામા આવી છે, પણ કેવા સયોગોમા ભૂલ થઈ જવા પામી છે, એ ય જોવું જોઇએ પાછળથી તો, એ ભૂલ કૈકેયીદેવી પોતે જ કબૂલ કરવાના છે આવી બાબતોમા પોતાની ભૂલને એ કબૂલ કરે–એ વાત જુદી છે અને વાત વાતમા ભૂલ કરનારાઓ, એની તરફ આગળી કર કર કરે, તે વાત જુદી છે 'આપણે તો કોઇ ભૂલ કરતા જ નથી અને ગમે તેવા પ્રસગે પણ ભૂલ કરવાનો આપણે માટે સભવ નથી, એવી આપણી જાત છે'–એવું શુ તમે તમારે માટે માની લીધુ છે ? એટલે જ, આપણે બીજાની સામાન્ય ભૂલને પણ ખમી ખાઇએ નહિ, એવા છીએ ? કોઈની ભૂલનો જ્યારે વિચાર કરો, ત્યારે ય તમે તમારી જાત તરફ પણ જોતા શીખો વિચાર કરો કે–'એવા સંયોગોમા હુ હોઉ, તો મારાથી પણ આવી ભૂલ થઇ જાય ખરી કે નહિ ?' આપણે ભૂલ કરીએ તેવા ન હોઇએ, તો ય મોહના જોરનુ જો આપણુ ને ભાન હોય, તો પણ આપણે ગમે તેને માટે ગમે તેવું વિચારી નાખીએ કે બોલી નાખીએ નહિ ને ?

શ્રી ભરતના ચહેરાને જોતા કૈકેયીને વિચાર આવે છે કે–'સ્વામી તો જવાની તૈયારી કરે છે, ત્યા તો મારો દીકરો પણ સાથે જવાની તૈયારી કરતો હોય એમ લાગે છે '

કૈકેયી હજુ તો આ વિચારમા છે, ત્યા તો શ્રી ભરત પોતે જ મહારાજા શ્રી દશરથને નમસ્કાર કરીને કહે છે કે–

'હું પણ આપની સાથે જ આવવાનો છુ આપની જેમ હું પણ આ સસારને તજીને સંયમનો સ્વીકાર કરીશ '

લેવાની કળામા પાવરધા બનવુ છે કે મૂકવાની કળામા પાવરધા બનવુ છે?

હવે તો, કૈકેયી માતાને પૂરેપૂરી ખાત્રી થઈ જાય ને? રાજ્યને માટે પડાપડી કરનારાઓએ, આ વાત પણ યાદ રાખવા જેવી છે શ્રી દશરથ તો રાજ્યને છોડવાને તૈયાર થયા છે, પણ શ્રી ભરત કેમ તૈયાર થઈ ગયા? શ્રી ભરતે કાંઈ શ્રી દશરથની જેમ ભોગવ્યુ છે ખરૂં? નહિ જ, છતા એ ય છોડવાને તૈયાર થઈ ગયા છે તમને શું લાગે છે? જેણે ભોગવ્યુ હોય તે છોડે કે જેણે ન ભોગવ્યુ હોય તે પણ છોડે? આ આખ દેશમા જે જે ત્યાગિઓ થઈ ગયા, તે બધા કેવા હતા? ભુક્તભોગી કે અભુક્તભોગી પણ? જેણે ભોગવ્યું હોય તે જ છોડે, તો ભોગવનારા બધા છોડે છે ખરા? ભોગવે એને જ છોડવાની ભાવના થાય, એવું નથી ત્યાગ માટે ખરેખર શું આવવુ જોઈએ? વિરાગ! સાચા ત્યાગ માટે સાચો વિરાગ તો અવશ્ય જોઈએ ભોગવ્યુ હોય કે ન ભોગવ્યુ હોય, પણ જેના હૈયામા સાચો વિરાગભાવ જન્મે, તે જ સાચી રીતિએ મૂકી શકે વિરાગ જન્મે ને એથી જે મૂકે, તે સારા ભોગ સુખને મૂકવું તે સારૂં કે લેવું તે સારૂં? તમારામા તો, જે મળી આવે તે લેવાની ટેવ છે ને? એ ટેવ સારી છે કે કોઈ નામા વિરાગ જન્મે ને મૂકવાની ટેવ આવે, તો તે સારી છે? તમે કયી કળામા પાવરધા છો અને કયી કળામા પાવરધા બનવાને ચાહો છો? લેવાની કે મૂકવાની? ખરેખર, તમે

વિચાર કરો તો તમને લાગે છે–આ કાળમા તો ભોગસામગ્રીમા ય લેવા જેવું શું બળ્યુ છે? આજની તો ભોગસામગ્રી પણ અતિ તુચ્છ છે જ્યા હાથ મારો, ત્યા હીરા કોલસા થાય –એવી પણ કર્મની વિચિત્રતા અનુભવાય છે ખરી? તમને તમારી પાસે જે કાંઈ છે, તેમાથી કોઈ પણ ચીજ મૂકવા જેવી લાગે છે કે નહિ? 'ભોગ તજવા જેવા છે, આની વાસનાથી જ હુ ખરાબ થઈ રહ્યો છુ'–એવુ કદી થાય છે ખરૂ? આર્ય સસ્કૃતિમા ત્યાગની જ ભાવના પ્રધાનતા ભોગવે છે એ સસ્કૃતિને જીવનારાઓની અહીં વાત ચાલે છે એટલે, અહીં જે વાત ચાલે છે, તેને ઝીલવા જેગુ તમારે તમારૂ હૈયુ બનાવવુ જોઈએ જો આ વાતોને ઝીલી શકે એવું હૈયુ નહિ બનાવાય, તો આ વાતોને ઝીલીને તમે તમારૂ જીવન સુધારી શકો, એ શકય નહિ બને

આપેલા વચનની યાદ

શ્રી ભરત બોલ્યા ને કૈકેયીને થયુ છે–'સ્વામી ય જાય ને પુત્રે ય જાય? મારે હવે કરવુ શું?' એ વિચાર કરે છે કે–હુ સ્વામિને રાખવાની વાત કરૂ તે તો બને તેમ નથી એ વાતને એ સ્વીકારે પણ નહિ અને અહીં તો મોટા રાણી પણ મૂગા બેઠા આસુ સારે છે

મહારાણી અત્યારે શોકમા છે, પણ અહીં બોલાય નહિ –એમ સમજે છે પેલી વાતમા ગરમ થયા હતા, પણ અહીં મૂંગા છે કેમ? ગાંડપણ આગળ સૌ બોલે, પણ ડહાપણ આગળ સમજુથી કાંઈ બોલાય નહિ ને? તમે ખરેખર ગાડ પણ કોને કહેવાય અને ખરેખર ડહાપણ કોને કહેવાય, એ

સમજો છો ? ગાંડપણ કોને કહેવાય અને ડહાપણ કોને કહેવાય, તેને જણાવનારૂં સાહિત્ય પણ તમારે ભણવું પડશે

કૈકેયી નક્કી કરી લે છે કે-'મારે એવો રસ્તો લેવો જોઈએ, કે જેથી પુત્ર તો રહી જ જાય '

આવો નિર્ણય કરી લઈ ને, તે મહારાજા શ્રી દશરથને પૂછે છે કે-' સ્વામિન્ ! આગ સ્વયંવરના ઉત્સવ પ્રસંગે મારા સારથીપણાના કાર્યથી તુષ્ટ થઈ ને, આપે મને જે વચન આપ્યુ હતુ, તે આપને યાદ છે કે નહિ ? '

સારા ઘરોમા પ્રાય કજીયો હોય નહિ

તમને સમજાય છે કે-એ કાળમા સ્વામિએ આપેલા વચનોને માગવાની સ્ત્રીઓને પ્રાય તક જ નહિ આવતી હોય ? સારા માણસની નિશ્રામા રહેનારા સારા માણસને સારા માણસે આપેલા વચનને માગવાની તક પ્રાય આવે જ નહિ કેમ ? ખામી આવે કે ખામી લાગે, ત્યારે વચનને માગવાની તક આવે ને ? ખામી જ આવવા દે નહિ, પછી આપેલા પણ વચનને માગવાની તક ઉભી થાય ક્યાથી ? સારા માણસનુ હૈયુ કેવું હોય ? બહુ મોડુ એવુ મોટું કે-માગવું પડે નહિ અને સૌને જોઈતું સયોગ મુજબ મળી જાય પેલા ય એવા કે-અશક્યની કે અનિચ્છનીયની ઈચ્છા કરે નહિ સારા ઘરોમા તો, આવું જ હોય ને ? સારા ઘરોમા આવું હોય, એટલે સારા ઘરોમા કજીયા હોય કે નહિ ? પ્રાય નહિ, અને તમારા ઘરોમા ? તમારા ઘરોમા કોઇ રૂએ ખરૂં ? કોઈ રૂએ કે બધા રૂએ ? અને કોઈક દિ' રૂએ કે રોજ રૂએ ? લગભગ રોજ કાઈક ને કાઈક અશાતિ ચાલુ

ખરી ને ? આટલા મોટા મહારાજા, પણ કોઈ રાણીનું કદી પણ અપમાન કરે નહિ, એ સમજવા જેવું નથી ? તમારા ઘરની વાત થાય તેમ છે ? મહારાજા છતા ય, એ કોઇ રાણીનુ અપમાન તો કરે નહિ, પણ કોઈને માગવાની જરૂર પડે એવી સ્થિતિ પણ ઉભી થવા દે નહિ

અનાસક્ત યોગી કેના હોય ?

જે સાચો વિવેકી હોય, તે અનાસક્ત યોગી હોય સાચો વિવેકી અયોગ્ય જવાબદારીને સ્વીકારે નહિ અને પહેલાની ભૂલને પણ એ વિવેકથી સુધારી લે અનાસક્ત યોગી, એવી રીતિએ વર્તે કે–એ પોતાની સ્વીકારેલી સઘળી ય જોખમદારીને સભાળવાની વાતમા, એનુ ચાલે ત્યા સુધી, ખામી આવવા દે નહિ ઘર, કુટુબ, રાજ્ય–એ વગેરે જે કાઈ રાખીને બેઠો હોય, તેને સભાળતા જેવું અનાસક્ત યોગિને આવડે, તેવું આસક્ત યોગિને ન આવડે ભોગમા બેઠો હોય અને ભોગ કરતો પણ હોય, તે છતા પણ જેને ભોગ ગમે નહિ અને મન તો જેનું ભોગના ત્યાગમા જ અને મોક્ષની સાધનામા જ રમતુ હોય, તેને અનાસક્ત યોગી કહેવાય ભોગ ન મળે ને એથી ભોગને ભોગવતો ન હોય, તે છતા પણ ભોગ જ જેને ગમ્યા કરે, એ આસક્ત યોગી કહેવાય તમને કેવા માનું ? તમને બધાયને અનાસક્ત યોગી તરીકે જ સબોધવાની મારી ઈચ્છા છે, પણ તમારે કહેવુ જોઈએ કે–તમે અનાસક્ત યોગી છો ! અનાસક્ત યોગી કોને કહેવાય, એ તો તમને સમજાયું ને ? કોઈ ભોગને ભોગવતો હોય, એટલા માત્રથી જ 'તે અનાસક્ત યોગી નથી'–એવું કહેવાય

નહિ ‘તમે ભોગમા બેઠા છો, માટે તમે અનાસક્ત યોગી નથી’–એવું હું કહું નહિ હું તો તમને ‘ભોગ કેવા લાગે છે’–એમ પૂછુ કર્મના જોરથી ભોગોને ભોગવવા છતા પણ, વિવેકના યોગે જેને ભોગો ગમે નહિ અને એથી જે ભોગથી છૂટવાની ભાવનાવાળો હોય, તે અનાસક્ત યોગી કહેવાય હવે જો તમે એવા હો, તો કહો કે–‘અમે અનાસક્ત યોગી છીએ !’

આધ્યાત્મિક કેળવણીને માટે શું કરવું જોઇએ ?

વાત ત્યાગની છે, પણ ત્યાગને લાવવાને માટે પહેલા અનાસક્ત યોગી બનવુ પડશે

સ૦ અનાસક્ત યોગી થવાની તો અમારા ઇચ્છા છે ખરી, પણ ભૌતિક કેળવણી એવી મળી છે કે–આ વાત અહીં ગમે છે, તે છતા પણ પછી એની બહુ અસર રહેતી નથી ભૌતિક કેળવણીથી લૂણો એવો લાગી ગયો છે કે–આ વાતની ઈમારત ટકી શકે તેમ નથી

એટલે કે–જચ્યા એટલી બધી ઢીલી–પોચી થઇ ગઈ છે કે–આમ પાયો પૂરાય તેમ નથી, એમ ને ? વાત એ છે કે–અહીં પણ અસર થાય છે, એ એક સારી વાત છે હવે અસર ટકી રહે અને અમલ થવા માટે, એ માટે તમારે મહેનત કરવી જોઈએ

સ૦ આધ્યાત્મિક કેળવણી જો ચોવીસે કલાક મળ્યા કરે, તો આપનું કહેલુ હૈયે રહે બાકી અહીંથી ગયા બાદ જણાય એવો લાગે છે કે–હૈયે રહે નહિ

આ ભાઈ જે વાત કરે છે, તે સમજવા જેવી છે ગમે તેવા સયોગોમા પણ અધ્યાત્મદષ્ટિ બની રહે–એવું કરવું

જોઈએ, એમ આ ભાઈનુ કહેવુ છે આ વાત, જે સાચા હિતૈષી નહિ હોય, જેઓ હિતાહિતના વિવેકને નહિ પામેલા હોય, તેમનાથી બનવાની નથી એવાઓ તો, કેળવણીના નામે પણ, જેના યોગે હિત સધાવાને બદલે હિત હણાવા પામે–એવુ જ શિક્ષણ આપે, એટલે તો, પહેલા વાત થઈ ગઈ છે કે–આધ્યાત્મિક કેળવણી ખરેખરી તો બાળક પેટમા હોય ત્યારે અને બાળક જન્મ્યા પછીથી પણ અમુક વય સુધી મા જ આપી શકે, પછીની અમુક વય સુધી મા, બાપ, વડિલ આદિ આપે, અને તે પછી શિક્ષકો પણ નિશાળમા જે શિક્ષણ આપે, તેમા આ કેળવણી પણ મળ્યા કરે આમ સામાન્ય રીતિએ આધ્યાત્મિક કેળવણી મળી હોય અને મમ જદાર બન્યો હોય, એમા ગુરૂનો યોગ થઈ જાય, એટલે એની આધ્યાત્મિકતાને પ્રવાહ મળે આ એવી ચીજ નથી, કે જે ગમે તેને, ગમે ત્યારે, ગમે તે આપી શકે આધ્યાત્મિક કેળવણીના બીજ રોપાએલા હોય, સસ્કારો પડતા ગયા હોય, તો ગુરૂનો યોગ ઝટ ફળે

આટલો અમલ તો થયો ને ?

એટલે, જેઓને આ ચીજ ગમતી હોય, તેમણે હવે કેળવાવાની અને તક મળે તેને કેળવવાની મહેનત કરવા તરફ લક્ષ્ય આપનારા બનવુ જોઈએ જીવને શરૂથી કેળવવાનું સ્થાન માનું પેટ છે, પછી બાપનુ ઘર છે, એ પછી શાળાઓ આદિ છે અને તે પછી ગુરૂઓનો યોગ છે એ વાત જ્યાથી બગડી છે, ત્યાથી જ સુધારો કરવાની શરૂઆત કરવી જોઈએ તમે અહીં સાભળીને અહીં સાભળેલી વાતો

ઘરે કરવાની શરૂઆત કરી છે કે નહિ ? તમે એવું કાઇ કર્યું ન હોય અને આવી વાત કરતા હો, તો તે બગાબગ છે ? અહીં જે અમર થઇ, તેને જીવત રાખવાનુ અને તેને વિકસિત બનાવવાનુ કામ તો તમારૂ છે આજની કેળવણી ગમે તેટલી ખરાબ હોવા છતા પણ, અહીં ઠીક ઠીક ભણેલાઓ પણ ઘણા છે ભણેલાઓ અને ભણાવનારાઓ અહીં સાભળે છે અને કેટલાક તો કહી જાય છે કે-' આવી વાતો બહુ ગમે છે ' મારી પાસે તો એવી પણ વાતો આવી છે કે- ' ઘણાઓએ પોતપોતાને ઘરે અને પેઢીએ અહી કહેવાએલી વાતો કરવાની શરૂઆત કરી દીધી છે ' આટલુ પણ શાથી થાય છે ? લૌકિક કેળવણીની અસર નીચે આવી ગયેલાઓએ પણ, આટલો અમલ કરવા માડયો ને ? શાથી ? આધ્યાત્મિકતાની વાત તો, આ આર્ય દેશના બીજમા રહેલી છે

હજુ બાજી સાવ બગડી ગઇ નથી

આ દેશમા જન્મેલા અને ખરાબમા ખરાબ ગણાતા માણસને પણ જો સારો સમજાવનાર મળી જાય, તો અધ્યાત્મની વાત મોટે ભાગે ગમી ગયા વિના રહે નહિ એમાય અપવાદ હોય, પણ ટકા થોડા આર્ય દેશમા જન્મેલા ઉપર થતી આ સ્વાભાવિક અસર ધીરે ધીરે ભૂસાવા લાગી છે, છતા જે અસર છે તેનુ પરિણામ જોવા મળે છે આવા દેશમા જો શરૂથી માતા-પિતા આદિ તરફથી આધ્યાત્મિક કેળવણીના સસ્કારો મળ્યા હોય, તો કેટલુ સુન્દર પરિણામ આવે ? આજે જે કાઈ અસર થાય છે, તે આર્ય દેશના હજુ પણ જે થોડા-ઘણા સસ્કારો જીવન્ત છે, તેને આભારી છે, બાકી,

આજની કેળવણીથી ઘણી ખરાબ અસર નિપજવા પામી
એમા શંકા નથી આમ છતા ય, જો તમે આજની કેળ
ણીની ખરાબ અસરની વાત કરીને બેસી ર્હેશો અને તમ
આ ગમે છે છતા આને વેગ આપવાનો પ્રયત્ન નહિ કરે
તો નુકશાનથી તમે શી રીતિએ ઉગરી શકશો અને બીજ
ઓને પણ શી રીતિએ ઉગારી શકશો ? મને તો લા
છે કે-વર્ત્તમાન કેળવણીએ ગમે તેટલી ખરાબ અસર ક
હોય, તે છતા પણ હજુ આ આર્ય દેશ છે અને એથી સુધા
ઘણે અંશે શકય છે હજુ કાઇ બાજી સાવ બગડી ગઈ નથ
જેને લાગે, તે પ્રયત્ન કરવા માટે

અમારૂ ખરૂ ભાડું

તમારા બધા તરફથી, હું, આવી આશા તો રાખુ ને
આજે પદરમે રવિવારે 'અમે અનાસક્ત યોગી બનવાની ઇચ્
વાળા તો બની જ ગયા છીએ અને એ માટેનો પ્રયત્ન પ
અમે શરૂ કરીદીધો છે'-આવુ તમારી પાસેથી સાભળવાનુ, મ
મન તો થાય ને ? તમે અમને જો ભાડુ આપવાને ઇચ્છતા હે
તો હુ કહુ છુ કે-આ જ અમારૂં ખરૂં ભાડુ છે અહીં જ્યારથ
વ્યાખ્યાનો શરૂ થયા છે, ત્યારથી નિયમિત હાજરી આપનાર
એક રવિવારને પણ ખાલી નહિ જવા દેનાર, ગમે તેટલ
ભીડને અને ગરમીને વેઠીને આદિથી અન્ત સુધી સાભળનાર
એ બધા તો એમ જ કહે કે-'અમારી આસક્ત દશા છે એ
વાત સાચી છે, પણ હવે અમારૂં મન અનાસક્તિ તરફ વળે
છે, મગ્કાન ખરાબ પડી ગયા છે, વાતાવરણ સારૂં નથી, તેથ
ધાર્યા મુજબ પરિણામ લાવી શકતા નથી, પણ અમે પ્રયત્નમ

તો છીએ જ, એટલે અમને ખાત્રી છે કે-અમે આ જીવનમા પૂરા અનાસક્ત યોગી કદાચ નહિ પણ બની શકીએ, તો પણ અનાસક્ત યોગીની ઝાંખી કરાવે એવા તો જરૂર બની જાશું!' તમારી વતી આ હુ બોલ્યો, પણ તમે આમા સમ્મત છો ને? આપણે તો, મન આટલુ પરિવર્તન પામે-એ પહેલુ જરૂરી છે, માટે હવે તમારાથી કેળવણીની ખરાબ અસરના રોદણા રડીને બેસી રહેવાય નહિ

એક સિવાય મારે આધીન સર્વ દેવા તૈયાર છુ!

કૈકેયીના હૈયામા એ વાત નિશ્ચિત થઇ ગયેલી છે કે-'હવે મહારાજા દશરથને અટકવાનું કાઇ કહેવાય તેમ નથી' જો પટ્ટરાણી બોલે, તો તો એ પણ કાઇક બોલે, પણ પટ્ટરાણી ચૂપ છે પટ્ટરાણી સમજે છે કે-મહારાજાને વૈરાગ્યનો પ્રસગ તો મેં પૂરો પાડેલો છે એ પ્રસગે મહારાજાએ જ મને મરતા બચાવી અને હવે મહારાજા પોતાની જાતને સસારમા અટવાતા બચાવી લેવાને માટે ઉદ્યત થયા છે, તો આમા મારાથી પણ કેમ જ આડી જીભ કરી શકાય? એટલે, પટ્ટરાણીના હૈયામા મહારાજા જાય છે તેનુ દુ ખ ઘણું છે, તે છતા ય તે સમજીને બોલતા નથી પણ કૈકેયીને તો પતિ પણ જાય છે અને તેની સાથે પુત્ર પણ જાય છે ને? પતિને અટકાવી શકાય તેમ નથી, એટલે પુત્રને અટકાવવાનો એ ઉપાય શોધે છે એમાથી, એને મહારાજા દશરથે આપેલુ વચન યાદ આવે છે વચન આપ્યે તો વર્ષો વીતી ગયેલા, પણ મળેલા એ વચનને આજ સુધી યાદ કરવાની પણ જરૂર નથી પડી

જ્યારે મહારાજાએ વચન આપ્યુ, ત્યારે કૈકેયીએ કહેલુ

કે-'વચન જરૂર પડયે માગીશ હમણા તો આપ આપના વચનને આપની પાસે મારી અનામત તરીકે રાખો'

અત્યાર સુધી એ વચન પચ્ચ રહ્યુ, પણ હવે કૈકેયીને લાગ્યુ કે-'વચન માગી લેવુ જ પડશે' આથી, કૈકેયી મહારાજાને કહે છે કે-'સ્વામિન્! આપે મને જે વરદાન આપ્યુ હતું, તે આપને યાદ તો હશે જ એ મેં આજ સુધી આપની પાસે જ રહેવા દીધુ છે આજે એ વરદાનની મને જરૂર પડી છે, માટે હું માગવાને ઇચ્છું છુ'

મહારાજા શ્રી દશરથ, તરત જ કહે છે કે-'મેં તને જે વચન આપ્યુ હતુ, તે મને બરાબર યાદ છે મારે આધીન જે કાઇ છે, તેમાથી જે કાઈ પણ તું માગે, તે તને આપી દેવાને હુ તૈયાર છુ, પણ તેમાથી એક વસ્તુની બાદબાકી કરવાનો મને અધિકાર છે હુ જે વ્રતને લેવાને ઇચ્છુ છુ, તે વ્રતને લેવાનો નિષેધ કરવાની વાતને છોડીને, મારે આધીન જે કાઇ પણ હોય, તે તુ માગી લે અને તે તને આપવાને હુ તૈયાર છુ'

એકની બાદબાકી કેમ?

મહારાજા શ્રી દશરથે એક વસ્તુની બાદબાકીની વાત શુ કામ કરી? એ માટે કે-જે વખતે વચન આપ્યું, તે વખતે આ નિર્ણય નહોતો કર્યો? યોગની ત્રીજી ભૂમિકામાથી યોગની પહેલી ભૂમિકાએ જવાનો એક વાતની યાદ આપુ નાનામા નાના, સામાન્ય દસ્તાવેજ ઉપર પણ સહી કરતા, તમારે નીચે લખવુ પડે છે કે-આ લખાણ ઉપર મેં જે સહી કરી છે, તે સાવચેત અવસ્થામા, સમજપૂર્વક, રાજીખૂશીથી

અને વધારામા બીનકેફે સહી કરી છે એટલે જો એવું સાબીત થાય કે-સહી કરતી વખતે સહી કરનારો ગાંડો હતો અથવા તો સ્વાભાવિક પ્રકારના ભાનમા નહિ હતો અથવા તો બળ જબરીને આધીન બનેલો હતો, તો એ દસ્તાવેજ ઉપરની એની સહી નામંજુર થાય ને ?

સ૦ એ સહીને કોર્ટ માન્ય રાખે જ નહિ

આ વાત તો તમને બરાબર યાદ છે ને ? સંસારમા જેટલા ઘર માંડતા હશે, તે મોહની અસરથી માંડતા હશે કે મોહની અસરથી પર હોવા છતા પણ ઘર માંડતા હશે ?

સ૦ મોહની અસર તો ખરી જ

તો મોહની અસરમા કરેલી ચીજ, મોહની અસરથી સ્વીકારેલું બન્ધન, મોહ જાય તે પછી પણ બન્ધનકારક રહે કે નહિ ? આ વાત વિચારજો

શ્રી દશરથે આટલી ચોખવટ કેમ કરી ? પોતે જ્યારે વિરાગમા ધપી રહ્યા છે, ત્યારે સામે રાગનું તોફાન જોર કરી રહ્યું છે, એમ એ સમજે છે રાગના તોફાનમા ભાન ભૂલી જઇને, વચનના નામે, વ્રતનો નિષેધ યાચે તો શું થાય ? એટલે, મહારાજા શ્રી દશરથે કૈકેયીને કહ્યું કે-'મેં તને જે વરદાન આપ્યું હતું અને જેને તેં મારી પાસે અનામત રાખી મૂક્યું હતું, તે મને બરાબર યાદ છે મેં આપેલા એ વચનનું પાલન કરવાને માટે, આજે પણ હું એટલો જ તૈયાર છું તને આપેલા એ વચનને માગી લેવાની તને છૂટ છે અને મને આધીન એવું જે કાંઇ પણ તું માગે, તે તને આપી દેવાની મારી ના છે જ નહિ, પણ તારે વ્રતના નિષેધ સિવાયની જ માગણી કરવી '

તો તમે કોઈની પાસે નાણાં લેવા જાવ ને ? એ વખતે તમે શું કહો છો ? એમ કહો છો કે–'ત્રણ વર્ષ પૂરા થતા પહેલા તમારૂં દેવું પૂરૂં થયું તો સારૂં, નહિ તો ત્રણ વર્ષ વીત્યે નહિ આપું ?'

સ૦ તો તો એ આપે જ નહિ ને ?

એટલે, એ વખતે તો તમે એવું વચન આપો છો કે–'તમે જ્યારે માગો ત્યારે, તમારા નાણાં પાછાં આપું' ઘરબાર વેચીને પણ તમે એના નાણાં પરત કર્યા વિના રહો જ નહિ, એવો વિશ્વાસ આપો છો ને ? આ રીતિએ તમે નાણાં લાવ્યા અને તે પછી વખતે ત્રણ વર્ષ ગયા, એટલે એનાં નાણાં ગયા ને ? ત્રણ વર્ષ જાય, એટલે એનાં નાણાં તમને પચી જાય ? અને તમે આપેલું વચન, તમે આપેલો વિશ્વાસ, એ બધાનું શું થાય ? એ પણ જાય, એમ ને ? આજે તો મકાન ભાડે આપતા પહેલાં ભાડાચીઠ્ઠી કરાવી લઈને, તેને તીજોરીમાં મૂકીને સાચવી રાખનારને પણ, એવા ય ભાડુતો મળે છે, કે જેઓ કહી દે કે–'જા, જા, ભાડું નથી આપતા' ભાડું આપે નહિ, મકાન ખાલી કરી આપે નહિ અને પેલાને હેરાન કરે પછી ન છૂટકે ભાડું આપે કે મકાન પાછું સોંપે, એ વાત જુદી છે આવું તો, તમારી ઘણી બાબતોમાં બને છે ને ? એટલે, આ કાળમાં વચનની કિંમતની વાત કરવી નકામી ને ?

સ૦ નકામી તો નહિ

પણ બનવી બહુ મુશ્કેલ, એમ કહું ? બાકી, માણસને તો એમ થવું જોઈએ કે–વચન એટલે વચન

કૈકેયીની માગણી

મહારાજા શ્રી દશરથને વચનની કિંમત હતી, એટલે,

પોતે આપેલા વચનને, વર્ષો વ્યતીત થઈ જવા છતા પણ, એ વિસર્યા નથી એથી જ, કૈકેયીને એ કહે છે કે-'મને મેં આપેલુ વચન યાદ પણ છે અને જ્યારે એ વચન તુ માગે, ત્યારે તારૂ માગ્યુ આપવાની મારી તૈયારી પણ છે, પણ જે વસ્તુ તે કાળે હૈયામા નહોતી અને અત્યારે હૈયામાં છે, તેને છોડીને! એટલે કે-વ્રત-નિષેધ વિના, મારે આધીન જે કાંઈ છે, તે સર્વસ્વ પણ જો તુ માગે, તો તે તને આપી દેવાને હુ તૈયાર છુ '

આ રીતિએ, શ્રી દશરથ મહારાજાએ તો, પોતાના વચનનુ પાલન કરવાની તત્પરતા દર્શાવી, પણ આ ય જાતવાન છે! કોણ? કૈકેયી પતિએ આ રીતિએ કહ્યા પછીથી પણ, પોતે જે માગવાનો નિર્ણય કર્યો છે, તે માગવાની એની હિંમત ચાલતી નથી એને ખ્યાલ છે કે-હુ જે માગવા માગુ છુ, તે માગવું મારે માટે સારૂ નથી, પણ અદર બેઠેલો મોહ ખુબ જોર કરી રહ્યો છે એ મોહ કહે છે કે-'તેં જે માગવા ધાર્યું છે, તે હવે બીજો કશો જ વિચાર કર્યા વિના માગી લે, નહિ તો, તારે તો પતિ ય જશે અને સાથે સાથે પુત્રેય જશે '

અદર મોહ જોર કરી રહ્યો છે, જે માગવાનું ધાર્યું છે, તે માગ્યા વિના ચાલે તેમ નથી-એમ પણ સમજે છે, પણ જાતવાન છે, એટલે એવી વાત એકદમ શી રીતિએ બોલી શકે? આથી, પહેલા તો, કૈકેયી દેવી મહારાજા શ્રી દશરથને ઉદ્દેશીને કહે છે કે-'સ્વામિન્! આપે તો સ્નેહના દઢ બન્ધનને પણ વૈરાગ્ય રૂપી ખડ્ગથી છેદી નાખ્યુ છે, પણ જે સયમને આપ સ્વીકારવાને ઇચ્છો છો, તે સયમનુ પાલન કરવુ એ ઘણું મુશ્કેલ છે આપનો દેહ તો જુઓ કે-આ, કેટલો બધો સુકોમળ છે? આવા સુકોમળ દેહવાળા આપ, શી

રીતિએ પ્રથમના મહા કષ્ટોને સહી શકશો ?'

આટલું બોલીને, તે જરા થોભે છે અને મહારાજાના મુખ ઉપર પોતાની દૃષ્ટિને ફેરવે છે મર્હી એમ કે-'જો આ વાતની અસર થઈ જાય અને મહારાજા રહી જાય, તો મારે મેં જે માગવા ધા છે તે માગવું પડે નહિ' પણ મહારાજા તો તેવા ને તેવા જ નિશ્ચલ જણાયા વ્રતનિષેધ સિવાયની માગણી કરવાનું કહ્યું છે, એટલે મહારાજા આ વાતનો એને જવાબે ય શું કામ આપે ?

આમ, કૈકેયીએ જ્યારે મહારાજાને એકદમ મક્કમ જ જોયા, ત્યારે એને થયું કે-હવે મારે શરમભરી પણ માગણી રજૂ કરવી પડશે આથી, તેણીએ પોતાના મુખને નીચું ઢાળી દીધું અને પગથી જમીનને ખોતરતે ખોતરતે, તેણીએ કહ્યું કે-'જો આપ દીક્ષા જ લેવાના હો, તો મારે બીજું તો કાંઈ જોઈતું નથી, પણ આપ આપની આ રાજગાદી મારા પુત્ર ભરતને આપો, એટલું જ મારે જોઈએ છે'

બાપ-દીકરાનો સબંધ

આવી માગણી આવ્યા પછી, આવી માગણીને સ્વીકારવી કે નહિ-એવો વિચાર મહારાજા દશરથને કરવો પડે ખરો ? આવી માગણી વખતે, માલિકની કયી દશા થાય ? આજે જો આવો વખત આવી લાગે, તો વકીલ શી સલાહ આપે ? મહારાજા દશરથની ગાદી, એ સ્વોપાર્જિત ગાદી નહોતી, પણ વડિલોપાર્જિત હતી પરંપરાએ ચાલી આવેલી હતી વડિલોપાર્જિતમાં તો સમજો છો ને ? વડિલોપાર્જિત ઉપર હક્ક કોનો ? વડિલોપાર્જિત ગાદી, એ કાંઈ જેને આપવા ધારે તેને

આપી શકાય ? જેનો જેનો હક્ક હોય, તેનો વિચાર તો કરવો પડે ને ? એ વખતે, જો મહારાજા શ્રી દશરથના ધ્યાનમા એવી વાત આવે એવી સ્થિતિ હોત કે-'જો હુ આની આ માગણીને સ્વીકારીશ, તો મારો રામ વડિલોપાર્જિતનો હક્ક કરતો જરૂર આવવાનો !' તો શ્રી દશરથનુ શુ થાત ? એવા જ સયોગો હોત, તો શ્રી દશરથની અત્યારે કેવી હાલત થાત ? કેવળ પરસ્પરના હક્કની જ વાત કરે-એવા બાપ-દીકરાના સબધમા અમૃત સીંચાય તો સારૂ કે અગ્નિ મૂકાય તો સારૂ ? તમારો આ વિષયમા શો મત છે ? નહિ બોલવાના ને ?

જેવુ માગ્યુ તેવુ જ આપ્યુ

તમારો મત ગમે તે હોય, પણ એ વખતે મહારાજા શ્રી દશરથે શુ કર્યુ-એ વાતને જણાવતા, મહાપુરૂષો ફરમાવે છે કે-કૈકેયીએ જેવી ભરતને માટે ગાદીની માગણી કરી, તેની સાથે જ, પડતા બોલને ઝીલી લે તેમ, મહારાજા શ્રી દશરથે જવાબ દીધો કે-' ભરતને ગાદી દીધી આજે જ, હમણા જ, તુ એનો સ્વીકાર કર !'

ત્યા, રામની માતા બેઠી છે, લક્ષ્મણની માતા પણ બેઠી છે, મન્ત્રિઓ વગેરે પણ હાજર છે, છતા કોઈ કાઈ જ બોલતુ નથી કૈકેયી માગી લે છે અને મહારાજા આપી દે છે, તેની જાણે કોઈ ઉપર કાઈ અસર જ થયેલી જણાતી નથી બધા એમ માને છે કે-' આમા સામે આવવાનો અમને અધિકાર જ નથી '

આમા આડે આવવાનો કોઈને ય અધિકાર નહિ ? કૈકેયી આવુ માગે, એની સામે બીજી કોઈ ઉભી થાય

નહિ ? મારા છોકરાનુ શુ, એમ પૂછે નહિ ? પણ કોઈ આ વાતમા વચ્ચે એક અક્ષર પણ બોલતું નથી કૈકેયી શરમથી પોતાના મોઢાને નીચુ ઢાળી દઈને માગે છે અને મહારાજા તો એના માગતા વેંત આપી દે છે, છતા કોઈ કાઇ જ વચ્ચે આવીને બોલતું નથી

સસારમા કેમ જીવાય, એ ય શીખવા જેવુ

આ બધાનો સસાર કેવો હતો, એ વાત આ રીતિએ તમારી આગળ મૂકાય છે તમારે સસારને છોડવો તો નથી ને ? ન છોડવો હોય, તો હસીને ના પાડો ને ? તમારે ખરેખર સસારને ચલાવવો છે ? ' સસાર છોડવા જેવો જ છે '–એમ લાગવા છતા પણ, સસારને જીવવો પડે એ બને જેને સસાર ખરાબ લાગે, તે બધા જ, તરત જ સસારને છોડી શકે–એવુ કહી શકાય નહિ એટલે, સસારમા રહેવું પડે તો ય કેમ રહેવું, એ જાણવું જોઈએ ને ? મનુષ્ય લોકમા સ્વર્ગલોકની ઝાખી થાય, એ રીતિએ તમારે સસારને જીવવો છે કે નરકલોકની ઝાખી થાય, એ રીતિએ તમારે સસારને જીવવો છે ? તમે તમારા સસારમા શાન્તિમા જીવો છો કે અશાન્તિમા ? સસારને જીવવો પડે તો પણ 'કેવી રીતિએ સસારમા જીવાય, તો સસારમા પણ શક્ય શાન્તિ અનુભવાય '–એનો વિચાર કર્યો છે ? એ પણ, આ પ્રસગોમાથી શીખવા જેવું છે

કોઈનુ રૂનાકુ ય કરકતુ નથી

મહારાજા શ્રી દશરથ, અત્યારે, યોગની પહેલી ભૂમિકાએ પહોચી જવાની ઉતાવળમા છે સદ્ગુરૂ પાસેથી, એ

એટલા જ માટે પાછા આવ્યા હતા કે-'ઘરે જઈને ઝટ રામને ગાદીએ બેસાડી દઉં અને હું નિવૃત્ત થઈને પહેલી ભૂમિકાએ પહોંચી જાઉં ' આમ, શ્રી રામચન્દ્રજીને ગાદીએ બેસાડવાને માટે એ આવ્યા, એમા આ વાત ઉભી થઈ ગઈ હવે કૈકેયીએ જે વખતે શ્રી ભરતને માટે ગાદીની માગણી કરી, તે વખતે જો આખુ કુટુબ સામે ઉભુ થઈ જાય, તો મહારાજા શ્રી દશરથને કપાળે હાથ દઈને ' હે ભગવાન' જ કરવું પડે ને ? પછી એ જાય શી રીતિએ અને વચન પાળે શી રીતિએ ? કોને કોને સમજાવવા બેસે ?

પણ, આવી બધી ય ચિન્તા તો, જેને વચન પાળવું હોય, તેને કરવી પડે ને ? આવું વચન, કોઈ સ્રી, મોહવશ માગી બેસે, ત્યારે તમારા સમાન હક્કનું શું થાય ? તમે કૈકેયીને માટે શું કહો ? વળગણી સ્રી છે, મૂર્ખ જાત છે, એવું તમને થાય ને ? મોહનો જેને જબરો વળગાડ હોય, તેને એમ જ લાગે

ત્યા તો, કૈકેયીએ ગાદી માગી અને મહારાજાએ ગાદી આપી, એ આખ સામેની વાત છતા, એ માટે કોઈનુ રૂવાડું ય ફરકતું નથી અત્યારે તો, સૌના હૈયામા માત્ર એ જ એક વાતનું દુ ખ છે કે-મહારાજા જાય છે, કેમ કે-આ બધા પ્રત્યેનો રાગ એમનો ગયો છે, પણ આમનો શ્રી દશરથ પ્રત્યેનો રાગ ગયો નથી મનમા રાગના યોગે આટલુ દુ ખ થતું હોવા છતા પણ, સૌ મનમા સમજે છે કે-આમા બીજુ કાઇ બોલાય એવું નથી મહારાજાની વાત વ્યાજબી છે દીકરા યોગ્ય બની ગયા હોય ને એમને સોપીને સ્વામી જાય, તે તો આપણા ઘરની પરપરા છે

<u>ઉચ્ચ કુટુમ્બોની પરંપરા</u>

એ કુટુબની પરપરા એવી હતી તમારે તો ઘરમા કોઈ ન ઇચ્છે તો ય ઘરમાથી નીકળવું નહિ, એવું છે ને ? તમે મરો ને તમને બાધીને કાઢે, એ સિવાય તમે નહિ નીકળો, એવું જ હૈયુ છે ને ? પહેલાના કાળમા તો, ઉચ્ચ કુટુબોમા એ પરપરા હતી કે-જીવતે જીવતે બધુ તજી દે અને એક માત્ર ધર્મની આરાધનામા લાગી જાય આ પરપરા અને આ પરપરાની ભાવના જ્યારથી તૂટી, ત્યારથી આર્ય સસ્કૃતિ મરવા પડી પહેલા ઘણે ભાગે સાર કુટુબોમા એમ બનતું કે-વય આવે, ઘરડા થાય, તે પહેલા પહેલા જ, કુટુંબનો સચાલક પાકચો એટલે નીકળી જાય એથી, આ આર્યભૂમિ ઉપર હજારો મહાપુરૂષો ફરતા રહેતા હતા એમા, એવા એવા પણ મહાપુરૂષો ફરતા હતા કે-જેમનું સારા ભાવે નામ યાદ કરવા માત્રથી પણ પાપ નાસે એટલે કે-એમનું નામ યાદ આવે ને ત્યાગની પ્રેરણા મળે સારા સારા માણસો, કુળવાન માણસો, સચાલક પાકે એટલે વૃદ્ધાવસ્થા આવતા પહેલા, સસારને તજીને નીકળી જતા હોય, તો ત્યાગી સસ્થા કેટલી બધી સમૃદ્ધ હોય ?

<u>રોજ સસારને તજીને નીકળનારા હોય તો કેવી મનોવૃત્તિનુ સર્જન થવા પામે ?</u>

દિ' ઉગ્યે કોઈક ને કોઈક મહાભાગ એવો નીકળતો હોય, તો એની સમગ્ર જનતા ઉપર છાયા કેવી પડે ? આ અમદાવાદમા વસતિ કેટલી ? એમા, રોજ મરે કેટલા ? રોજ જન્મે કેટલા ? ને રોજ સસારને છોડે કેટલાક ? સસાર

છોડવા લાયક ઉમર, અહીં બેઠેલાઓમાથી કેટલાકોની છે ? નાની ઉમરમા ત્યાગ તો કોઈક મહા ભાગ્યશાલિને મળે, પણ વયે પહોચેલાઓ સસારમા કેમ ચોટયા રહે ? અને, ઘરડાઓ પણ જો સસારમા જ ચોટયા રહે, તો એમા લાભ શો ? રોજ જો સસારને છોડીને નીકળ્યા કરનારા નજરે ચઢતા હોય, તો એની બીજાઓના ઉપર જેવી-તેવી અસર થાય નહિ કોઇનું લાવેલુ, તેને પાછુ નહિ આપવાનો કોઈને વિચાર થતો હોય, ત્યા જો એવાને જુએ, તો એને થાય કે-'આ એની પાસે એનુ પોતાનું જે હતું તે બધું મૂકીને જાય છે અને હું કોઇનું લાવેલુ પાછુ નહિ આપવાનો વિચાર કરૂ છુ ? હુ કેટલો અધમ છુ ? આપી દઉ એને ' એ જ રીતિએ, કોઈને કાઈ આપ્યુ હોય અને તે પાછુ ન આપતો હોય, એટલે એની પાસેથી આપેલુ લેવાને માટે દાવો કરવાનો વિચાર કોઈ કરતો હોય, ત્યા જો એવાને જુએ, તો એને થાય કે-'આ પોતાની પાસેનુ બધું મૂકીને જાય છે અને હુ લેવાને માટે દાવો માડુ ? આખર છોડવાનું તો છે જ, તો ભલે આજે ગયુ છોડવા જેવી ચીજ ખાતર લડાઈ કરવી, એ સારૂ નહિ ' આવી મનોવૃત્તિનું સર્જન થાય ને ? અને જો આવી મનોવૃત્તિ સર્જાતી રહે અને પોષાતી રહે, તો આજની કૉર્ટો આજના જેટલી જીવે ? ત્યારે કૉર્ટો ન જીવે, તો વકીલો ફાવે ? ને વકીલો ન ફાવે, તો પેઢી દર પેઢીના જે વૈર બધાય છે, તે બધાય ખરા ?

આર્ય સસ્કૃતિના આચારો વિસરાયા છે તેનુ પરિણામ :

અહીં, આપણે, રામાયણના લગભગ બધા અંગત્યના

છોકરાવાળા છો કે છોકરા વગરના છો? હમણાં હમણાંમા તો, કેટલાક છોકરાઓ એવું બોલતા પણ થઇ ગયા છે કે-'બાપાને ના પાડીએ છીએ, તો ય પેઠીએ આવીને ચોટે છે' કદાચ, એ બીચારાઓના મનમા એમ હશે કે-છોકરો રખે ને ભૂલ કરી બેસે નહિ! આવો વિચાર કરનારાઓ, એમ સમજતા હશે કે-અમે તો મરવાના જ નથી? જો ના, તો પરલોકનો ય વિચાર કરવાનો ખરો કે નહિ?

રાજ્ય લેવાની નહિ પણ દેવાની તકરાર

અહીં તો, કૈકેયીએ જેવી શ્રી ભરતને માટે ગાદી માગી, તેવી જ શ્રી દશરથે આપી દીધી કોઇ કાંઈ બોલ્યુ નહિ મહારાણી વગેરે ત્યાથી ખસી ગયા, કેમ કે-એમને કાંઈ કહેવા -કરવાનુ હતુ નહિ, પણ શ્રી ભરત જોયા કરે છે અને વિચાર કર્યા કરે છે કે-'આ વળી નવુ તૂત જાગ્યું'

'મારી મા અને મારે માટે એ આવું માગે? -એ વિચારથી, શ્રી ભરતને ખૂબ જ દુ ખ થયું છે

શ્રી દશરથના કુટુમ્બમા રાજ્ય લેવાની તકરાર નહોતી, પણ રાજ્ય દેવાની તકરાર હતી રાજ્ય દેવામા કેટલીક મુશ્કેલી નડે છે, તે આપણે હવે પછીથી જોવાનું છે, પણ હમણા તમારે તો રાજ્ય લેવાની તકરાર ચાલી રહી છે ને? હમણા, તમે બધા કયી ઇચ્છામા રમી રહ્યા છો? તમે રાજ્ય લેવા દોડયા હતા કે કોઈ તમને રાજ્ય આપવા આવ્યુ હતુ? આજે પણ ખુરશીઓને મેળવવાની ધામધૂમ શરૂ થઇ ગઈ છે ને?

શ્રી ભરતે રાજ્ય માગ્યુ નથી, રાજ્ય મળે એમ ઇચ્છ્યુ પણ નથી, કૈકેયી માતાએ જ માગ્યું છે અને પિતાએ તરત જ

આપ્યું છે; છતા પણ, શ્રી ભરતને એ વાત ગમતી નથી શ્રી ભરત તો, મનમા ને મનમા નિર્ણય કરી લે છે કે-'જ્યારે મને રાજ્યનો સ્વીકાર કરવાનું કહેવામા આવે, ત્યારે મારે તો ના જ પાડી દેવી.'

શ્રી રામચન્દ્રજીને બોલાવીને શ્રી દશરથે શુ કહ્યુ?

કૈકેયીની માગણીનો સ્વીકાર કરી લીધા બાદ, મહારાજા શ્રી દશરથે, તરત જ શ્રી રામચન્દ્રજીને અને શ્રી લક્ષ્મણજીને સાથે જ પોતાની પાસે બોલાવ્યા એ બન્ને પણ તરત જ ત્યા આવે છે શ્રી રામચન્દ્રજી આગળ છે અને શ્રી લક્ષ્મણજી પાછળ છે ભાઈ છે, સમાન હક્કદાર છે, છતાં વિનયને ચૂકતા નથી બન્નેએ સાભળ્યુ છે કે-પિતાજી વિરાગી બન્યા છે, સંસારને તજીને સયમની સાધનામા લાગી જવાને તત્પર બન્યા છે, એ માટે જ બધાને ભેગા કર્યા છે અને અમને પણ એ માટે જ બોલાવે છે બન્ને ય, આવીને જેવા નમસ્કાર કરીને ઉભા રહે છે કે તરત જ, શ્રી દશરથ, જે હદીન્ત બની ગઈ છે તે, તેમને કહે છે શ્રી દશરથ એવી રીતિએ વાત કરે છે કે- જાણે શ્રી રામચન્દ્રજીને પૂછતા હોય!

અહીં તમે એ વિચાર કરો કે-આવા સમાચાર શ્રી રામચન્દ્રજીને અણધાર્યા મળે, તો હાર્ટ ફેઈલ થઈ જવા જેવું જ થાય ને? પિતાજીનુ રાજ્ય પોતાને જ મળવાનું છે-એમ શું એ નહિ જાણતા હોય? અને એમા, રાજ્યની આશામા જ જો એ બેઠા હોય, તો તો એવા સમાચારથી, તેમને ભારે આઘાત જ થઈ જાય ને?

સ૦ પણ એ તો મહાપુરુષ હતા

તમે પણ મહાપુરૂષોને જ સાંભળવાને માટે આવ્યા છો ને? તમારે ય, મહા બનવું છે કે અધમ બનવું છે? તમારે કેવા બનવાની ઇચ્છા છે? મહાને સાંભળવાના એ માટે કે-આપણને મહા બનવાની પ્રેરણા મળે અને મહા બનવાનો ઉપાય જડે શ્રી દશરથે, તરત જ કૈકેયીની માગણીનો સ્વીકાર કરી લીધો, તે શ્રી રામચન્દ્રજી ઉપર પ્રેમ નહિ હતો, માટે? શ્રી દશરથને શ્રી રામચન્દ્રજી ઉપર પ્રેમ હશે કે નહિ? પ્રેમ ખરો, પણ વિશ્વાસે ય ઘણો અને એથી જ ગાદી બીજાને આપી દીધી, એટલે શું થશે-એની મનમાં જરા ય ચિન્તા નહિ હતી

શ્રી રામચન્દ્રજીને ઉદ્દેશીને શ્રી દશરથ સીધું એમ જ કહે છે કે-'આ તારી માતા કૈકેયીએ સ્વયંવરોત્સવના પ્રસંગે કરેલા સારથીપણાથી તુષ્ટ થઈ જઈને, મેં આ તારી માતાને વરદાન આપ્યું હતું એ વરદાનને, તારી માતા કૈકેયીએ, ભરતને રાજગાદી આપવા રૂપે માગ્યું છે'

આટલું, કહીને મહારાજા શ્રી દશરથે, આવા વખતે શું કરવું જોઇએ-એ કહેવાની ફરજ શ્રી રામચન્દ્રજીને માથે નાખી આ પણ, એક પ્રકારનું, સમજુ વડિલોનું ઔચિત્ય છે મહારાજા શ્રી દશરથે તો, જે કહેવાનું હતું, તે કહી દીધું, પણ હવે શ્રી રામચન્દ્રજી શો જવાબ દે?

## રાજ્ય સારૂં નહિ હતા રામરાજ્ય સારૂં, કેમ કે-શ્રી રામ સારા હતા

હવે, આપણે શ્રી રામચન્દ્રજીએ કહેલી વાતોને પણ સાંભળવી અને વિચારવી પડશે ને? તમે શ્રી રામચન્દ્રજીને કેવા કલ્પ્યા છે? રામરાજ્ય કેમ વખણાય છે? શ્રી રામ

સારા હતા માટે કે રાજ્ય સારૂં હતું માટે? શ્રી રામ સારા હતા માટે, પણ રાજ્ય સારૂં હતું માટે નહિ! તેમ, આ સંસાર પણ સારો ચાલે, જો તમે સારા હો તો! પણ એથી સંસાર સારો નહિ સંસાર તો ખરાબ જ સંસારને જીવનારા સારા હોય, તો તેમનો સંસાર સારો ચાલે, પણ સંસાર કોઈને ય સારા બનાવી શકે નહિ અત્રે તમે રામરાજ્ય માગો છો, રામરાજ્ય સારૂં હતું-એમ કહો છો, તે શ્રી રામ સારા હતા માટે રામરાજ્ય સારૂં હતું-એમ માનીને કહો છો કે રાજ્ય સારૂં માટે રામરાજ્ય સારૂં હતું-એમ માનીને કહો છો?

સ૦ તે વખતના લોકો સુખી હતા

લોકો સુખી હતા, માટે રામરાજ્ય સારૂં હતું? શ્રી રામ સારા હતા, માટે નહિ? શ્રી રામ સારા ન હોત, તો રામ રાજ્ય વખણાત નહિ અને સુખી લોકો પણ દુ ખી દુ ખી થઈ ગયા હોત રાજ્યના રસ જેવી તો ખરાબમા ખરાબ કોઈ ચીજ નથી એટલા જ માટે, એ કાળમા, મોટામા મોટા રાજા-મહારાજાઓ પણ રાજ્યાદી ઉપર બેસવાનું પસંદ કરતા નહિ ઘણાઓ યોગ્ય તક મળતા, રાજ્યને મૂકી મૂકીને ચાલી નીકળ્યા છે, કેમ કે-એમને મન, રાજ્ય એ પણ તજવા જેવી જ ચીજ છે-એમ હતું હતુ તમારે મન તો, 'રાજ્ય સારૂં' -એવુ છે ને? તમે ગમે તેવા હો, પણ જ્યા તમે રાજગાદી ઉપર બેસો, એટલે તમે સારા બની ગયા વિના રહો જ નહિ, એમ? એટલે, જેણે સુધરવુ હોય, તેણે સત્તાની ખુરશીએ બેસી જવુ, એમ? રાજગાદી અને સત્તાની ખુરશી, બનાવે તો સારાને ય ખરાબ બનાવે એવી કે ખરાબને પણ સારા બનાવે એવી? એને પામીને બગડયા વધારે કે સુધર્યા વધારે?

એટલે, પહેલા તમારે સમજવુ પડશે કે–રાજ્ય તો ખરાબ જ, રાજ્ય સારૂ નહિ, છતા પણ, રામરાજ્ય હતું સારૂં, કેમ કે–રામ સારા હતા

તો રામાયણ કોઈ જુદી જ લખાત

શ્રી રામ કેમ સારા કહેવાયા, એમનામા સારાપણુ શુ હતું, એ વાતની શરૂઆત અહીંથી થાય છે કૈકેયી શ્રી રામચન્દ્રજીની અપર માતા છે ને? અને પિતાએ કૈકેયીને જે વચન આપેલુ, તે શ્રી રામચન્દ્રજીની ગેરહાજરીમા આપેલુ ને? એ વચન આવા અવસરે આવા પ્રકારે માગે છે, એથી શ્રી રામચન્દ્રજીને કાઈ લાગી આવે નહિ? પિતા ગમે તેમ વચન આપી દે અને અપર માતા ગમે તેમ વચન માગી લે, તેમા શ્રી રામને શું લાગે-વળગે? એ તો, પોતાનો વિચાર કરે ને? શ્રી દશરથે જ્યારે વાત કરી, તે વખતે સામે જો કોઇ આજનો રામ હોય, તો તે શુ બોલે? શ્રી રામચન્દ્રજીની સ્થિતિ કેવીક હતી? સૌના એ પ્રેમપાત્ર હતા પ્રજા આખી એમના પ્રત્યે બહુ સારી દૃષ્ટિવાળી હતી મન્ત્રિમડળ આદિ પણ અનુકૂળ જ હતુ ધારે તે કરવાની શક્તિવાળા એ હતા એ જો ધારત, તો કહી શકત કે–' પિતાજી અન્યાય કરે અને અપરમાતા વૈર વાળે તેમા સાથ આપે, તો એવી વસ્તુને મારાથી સાથ આપી શકાય નહિ ' શ્રી રામચન્દ્રજીએ જો આવુ કહ્યુ હોત, તો આ રામાયણ કોઇ જુદી જ લખાત આ રામાયણ, કદાચ એવી લખાત કે–જેને વાચવાનુ મારા જેવો તો પસદ કરે જ નહિ શ્રી રામ જો પોતાના હક્કના વળગાડમા પડેલા હોત, રાજ્યના લોભવાળા હોત, એમને રાજ્યમા બહુ રસ હોત, તો અત્યારના એમના

માતા-પિતાના વલણની સામે, એ એક મોટું ભાષણ કરી શકે તેવી સ્થિતિ હતી 'આવી બાબતને કદી પણ કોઈ પણ સ્વમાન શીલ માણસથી સ્વીકારી શકાય નહિ'-એવું એ સાબીત કરી શકે અને એની સામે શ્રી દશરથનો કે કૈકેયીનો કોઈ બચાવ ચાલી શકે નહિ-એવું હતું તમે એ જગ્યાએ હો, તો શું કરો-એ તમે વિચારી જોજો

તો આજનો સંસાર આટલો બધો દેવાળીયો હોત?

ખરી વાત એ છે કે-તમારા જેવું હક્કશાસ્ત્ર શ્રી રામને ભણવા મળેલું નહિ ને? માતા-પિતાદિ કોઈએ પણ એમને એવું ભણાવેલું નહિ બધાએ એમને એવું જ ભણાવેલું, કે જે ભણતરનો ઉપયોગ કરીને, શ્રી રામ જે કાંઈ પણ બોલે, તેમા અનુચિતતાનો એક અંશ પણ પ્રાય હોય નહિ શ્રી રામની વાતને સાંભળીને સજ્જન માત્રને પ્રમોદ જ થાય મહા રાજા શ્રી દશરથે જ્યારે વરદાનની માગણીની વાત કહી, એ વખતે શ્રી રામચન્દ્રજી જે કાંઈ બોલ્યા છે, એ દરેક વાત ખૂબ વિચારણા માગી લે એવી છે પણ તમારે તો શ્રી રામનું આકર્ષણ રાજ્યને લઈ ને છે ને? રાજ્યની વાતને બાદ કરીએ, તો તમારે ને શ્રી રામને સગપણ શું? તમે શ્રી રામના કયા ગુણના પૂજારી છો? કયે દિ' ઘેર વાત કરેલી કે-શ્રી રામમા અમુક અમુક ગુણો હતા? શ્રી રામને આદર્શ માનનારને, શ્રી રામમા ખરૂં તત્ત્વ કયુ હતું, તેની ગમ ન હોય? એની વિચારણા ન હોય? એને મેળવવાનો પ્રયત્ન ન હોય? જો શ્રી રામચન્દ્રજીના જીવનમા રહેલા ગુણોનો ખ્યાલ હોત અને એની વાતો ઘરમા ચાલતી હોત, તો આજનો સંસાર આટલો

બધો દેવાળીયો હોત ખરો ? આજે તો દિ'ઉગ્યે કજીયાઓની વાતો સભળાય છે ને ? એમા, કોઈ ગ્યાસતેલ છાટીને બળી મરે છે, કોઈ બીજી ઉથલપાથલ કરે છે છાપાઓમા પણ એવી વાતો તમે વાંચતા જ હશો ને ? આટલી બધી ખરાબીને જોઈને કદી પણ તમને એમ થયુ કે-'ધિક્ સસાર !' એવુ એવું બહુ જોઈને અને બહુ વાચીને, હૈયા ધીટ્ટા જ થઈ ગયા છે કે હજી પણ હૈયામા કાઈક વિવેક પ્રગટે એવી કુણાશ રહી છે ?

આર્ય સસ્કૃતિને જીવનારૂ એ કુટુબ

શ્રી રામ, ધારે તો, કૈકેયીની માગણી તદ્દન ખોટી છે-એવુ અને પિતાજીથી એવુ થઈ શકે જ નહિ-એવું પણ પ્રતિપાદન, સારામા સારી રીતિએ કરી શકે-એવી સ્થિતિ છે, અને જો શ્રી રામ એમ કરે, તો મહારાજા શ્રી દશરથ મુઝાઈ જાય અને કૈકેયીનું પણ ફીટ ફીટ થઈ જાય કૈકેયીને તો કદાચ કયાય ઉભા રહેવા જેવું સ્થાન પણ ન રહે પણ વાત એ છે કે-આ રામ છે શ્રી રામચન્દ્રજીએ જવાબમાં જેટલી વાતો કહી છે, તે દરેકમા આર્ય સસ્કૃતિ ભરી પડી છે એ કુટુબ આર્ય સસ્કૃતિને જીવનારૂ હતું આપણે જોઇ આવ્યા છીએ કે-શ્રી દશરથનુ જીવન આર્ય સસ્કૃતિથી કેવું ઓતપ્રોત હતું એથી, એમનું કુટુમ્બ ય કેવું સારી રીતિએ જીવનારૂ હતું, તે પણ આપણે જોયુ પછી, શ્રી રામચન્દ્રજીમા પણ એ જ હોય ને ?

આર્ય સસ્કૃતિની છાયા ન હોત તો ?

જો એ કુટુમ્બમા આર્ય સસ્કૃતિના આચાર-વિચાર પ્રધા

નતા ભોગવતા ન હોત, તો કૈકેયીની આ તાકાત હતી કે-એ જેવું બોલી, તેવું એ બોલી શકે? મોટા મોટા દીકરાઓની માતાઓ પણ ત્યાં બેઠી હતી ને? કૌશલ્યા કોની મા? શ્રી રામની! એ તો પાટી પટ્ટરાણી હતી એ બેઠી હોય ને આ નાનકી, પછી આવેલી, આવું માગી શકે? કૈકેયી કેવી? તમારે મન ભૂંડી ખરી કે નહિ? પણ તમારા કહેવાથી કાંઈ એ ભલી-ભૂંડી થોડી જ થઈ જાય તેમ છે? જેઓ, વગર સમજ્યે ગમે તેને ભલા-ભૂંડા કહી દે, તેમના વચનની કિંમત શી? આપણે તો એ જોવા જેવું છે કે-કૈકેયીએ માગણી કરી, ત્યારે બીજી કોઈ રાણી કાંઈ બોલી છે? નહિ જ આ બધી આર્ય સંસ્કૃતિની જ છાયા છે, એમ તમને લાગે છે? એ તો શોક્યો હતી ને? પણ કેવી લાગતી હતી? જાણે બેનો બેઠી હોય નાની, મોટીનો વિનય જાળવે, અને મોટી, નાનીનું વાત્સલ્ય કરે તમારે ત્યાં કેમ ચાલે છે? અમે સંસારના ત્યાગી હોવા છતાં પણ, તમે નારૂ જીવો-એ જોવાની અમને બહુ ઈચ્છા સંસારને તમે છોડી ન શકો, તો ય સંસારમાં તમે એવી રીતિએ જીવો કે-તમારી જીવવાની રીતિને વખાણવાનું મહાપુરૂષોને પણ મન થાય એ માટે જ, આ બધી વાતો તમારી પાસે મૂકાય છે તમે કયાં છો, તેનો તમને સાચો ખ્યાલ તો આવે છે ને?

## સુખ તો સુન્દર નરકોનામાં-હેવું છે

તમે જે રીતિએ આ સાભળો છો, તેથી તાજ્જુબી ઉપજે એવું છે આવડું મોટું અમદાવાદ ફરવા-હરવાને માટે, એને બદલે તમે અહીં કેટલી ભીડમાં બેસી રહો છો? અહીં

ભણેલાઓ પણ ઘણા છે અને આટલુ કડવુ કહેવાય છે, છતા બધા શાતિથી સાભળે છે આ પણ આર્ય સસ્કૃતિની જ એક આછી પણ અસર છે આમા, જો તમે બરાબર તૈયાર થઈ જાવ અને આર્ય સસ્કૃતિને તમારા જીવનમા ને તમારા કુટુબમા સજીવ બનાવવાને માટે મથો, તો ઘણું કામ થઈ જાય તમને થવુ જોઈએ કે-'પૈસા, માનપાન, મોજમજા-એ વગેરેમા સુખ શું બળ્યુ છે? સુખ તો સુન્દર સસ્કારોમા રહેલુ છે' સુન્દર સસ્કારો મળ્યા હોય, તો લુખ્ખો રોટલો પણ જે સુખ આપી શકે છે, તે સુખ સુન્દર સસ્કારો વિના માલપાણીથી પણ મળી શકતુ નથી ભાણામા માલપાણી પીરસાયા હોય, પણ ઘરમા કોઇ રોતુ હોય, કોઈ ઝઘડતુ હોય, કોઈ કકાસ કરતુ હોય, તો એ ગળે ઉતરે નહિ ને? એ વખતે નિરાતે કોળ ખાઇ શકે? એ તો તમને મુડદા ઉપર મીજબાની કરવા જેવુ જ લાગે ને? પણ, હમણા હમણા તો, એ મીજબાની ય શરૂ થઇ ગઈ છે ને? બીજુ ગમે તે રોતું હોય કે ઝુરતું હોય, પણ તેની તમારે શી પડી છે? નહિતર, ઘરમા એક રોતું હોય, ત્યારે ઘરના બીજાઓ આનદ કરતા હોય, એ બને? જે કુટુબમા આર્ય સસ્કૃતિ જીવન્ત હોય, એ પરિવાર તો પરસ્પરના સુખે સુખી થનારો હોય અને પરસ્પરના દુ ખે દુ ખી થનારો હોય આજે, કુટુબમા એવુ છે કે એથી ઊલટુ છે?

### ગાળો દેતા શીખ્યા છો, પણ જાત જોતા શીખ્યા નથી

આજે જે પ્રશ્નો ઉઠયા છે અને કુટુબની આન્તર વ્યવસ્થામા પણ દરમ્યાનગીરી કરનારા કાયદાઓ જે ઘડાઇ રહ્યા છે, તે આજના લોકોના સસારનુ પ્રતિબિમ્બ છે નહિ તો, કોઇની

મા, બેન, દીકરી-એને કોઈને પરણાવવાની વાત બીજાઓ કરી શકે? આજે તો, તમારી સસદ એવી સગવડ કરી આપવાની વાત કરે છે ને? વિધવા એટલે શું? વિધવા પણ કોઈની મા, તો કોઈની બેન ને કોઈની દીકરી ખરી ને? એને પરણાવવાની વાત, ગમે તે કરે? ગમે ત્યા કરે? પણ ઘણા એવા પાકયા કે-એમને ત્યાની વિધવાની હાલત ન જોઈ જાય, ન સાભળી જાય કે ન વાચી જાય-એવી થવા પામી, અને એથી જ, વિધવાઓના નામે ગમે તેની મા, બેન, દીકરીની ગમે તેવી વાતો કરનારાઓ, આટલા પણ ફાવ્યા છે મોટે ભાગે, લોકો ગાળો દેતા શીખ્યા છે, પણ જાત જોતા શીખ્યા નથી

તમારે મન, છોકરો વધારે કિંમતી કે છોકરાની વહુ વધારે કિંમતી? કિંમતી એટલે સાચવવા લાયક! મોટો વરઘોડો કાઢીને તમે જાવ છો ને? કેમ વરઘોડો કાઢો છો? લગ્નનો વરઘોડો, એ કો'કની દીકરીને વાજતે-ગાજતે ઘરે લાવવાનો વરઘોડો છે ને? તો, છોકરો કિંમતી કે વહુ કિંમતી?

મ૦ એ દૃષ્ટિએ તો વહુ કિંમતી

સમજીને બોલો છો? છોકરાના મા-બાપના મનમા તો એવુ જોઈએ કે-'છોકરો દુ ખી થાય તેની બહુ પરવા નહિ, પણ કોઈના ઘરની છોકરી તો, આપણા ઘરમા આવીને દુ ખી નહિ જ થવી જોઈએ'

તમે બધાએ જો આ મનોદશા જાળવી હોત, તો સસદ આજે લગ્ન અને લગ્નવિચ્છેદ આદિની વાતો કરી શકત? સ્ત્રીઓના શીલની શેકડી કરવા જેવી વાતો કરી શકત? છાપામા જે અહેવાલો આવે છે, તે વાચ્યા છે? એ વાત વખતે સસદ ખૂશમીજાજમા હતી, એમ લખે છે એ એમ વાતો કરે,

તે નાલેશી તમારી કે એની?

અહીં આપણે એવી બાબતોમા બહુ ઉડા નથી જાવુ, કેમ કે-આજે દેશની ધણી વગરના જેવી સ્થિતિ છે કોઈ એક ધણી હોય, તો એને કહેવાય પણુ ખરૂ અને સમજાવાય પણુ ખરૂ 'કયા દેશમા આ બધી વાતો તમે કરી રહ્યા છો?' -એમે ય પૂછાય પણુ, એ વખતે ય, એ જો અમુક અમુક દાખલાઓ લાવીને કહે કે-આમ આમ વહુને મારી નાખે છે, તો? સમજુ માણસો તો, દીકરો કદાચ મરે અને દીકરાની વહુ ઘરે હોય, તો એને કહે કે-'તુ જરા ય ગભરાતી નહિ તારો ધણી ગયો, પણુ તારા મા-બાપ અમે બેઠા છીએ મારા દીકરાનો જે ભાગ હતો, તે હવે તારો છે તારે કોઈ પણુ પ્રકારની ચિન્તા કરવી નહિ અમારા દીકરાની ગેરહાજરીમા, તુ જ અમારા દીકરા જેવી છો'' આવો વ્યવહાર તમારા ઘરમા છે? નથી, તો કેવોક વ્યવહાર છે? એ વ્યવહાર હું બોલુ? એ જ વિચારો કે-કેમ બગડી ગયો આ વ્યવહાર? અણઘડ અને અતિ સ્વાર્થી લોકોના હાથમા આ સસાર આવી ગયો માટે આજે, મોટે ભાગે, સસાર એવી રીતિએ સેવાઈ રહ્યો છે કે-પરિણામે દુર્ગતિમા જવુ પડે સસારની લીનતા વધી ગઈ છે અને સસારમા લીન બની ગયેલા માનવો, માનવ રહ્યા નથી આર્ય દેશમા આવુ તે હોય?

<u>પ્રીતિને વધારે ને વિસ્મયને પમાડે એવી વાત</u>

મહારાજા શ્રી દશરથે, જે વાત શ્રી રામચન્દ્રજીને ઉદ્દેશીને કહી, તે વાતને શ્રી રામચન્દ્રજીએ સાભળી લીધી શ્રી રામ ચન્દ્રજીએ, એ વાતને બહુ જ પ્રસન્નતાપૂર્વક સાભળી છે અને

એ વાતને સાભળ્યા પછીથી તો, શ્રી રામચન્દ્રજીના મુખ ઉપર પ્રસન્નતાનો વિશેષ ભાવ આવી ગયો છે

પિતાની વાતને સાભળીને, હર્ષને પામેલા શ્રી રામચન્દ્રજીએ કહ્યું કે-'મારી માતાએ આ તો બહુ સુન્દર માગણી કરી એક તો ભરત એ મારો ભાઈ છે અને વળી મહા પરાક્રમી છે, એટલે એને માટે મારી માતાએ રાજ્યની યાચના કરી, એ તો બહુ જ સારૂ કર્યું'

હજુ તો, શ્રી રામચન્દ્રજીએ બીજી વાતો પણ જે કેટલીક વાતો કહી છે, તે આગળ કહેવાવાની છે, પણ આ વાત કેવી છે? શ્રી રામચન્દ્રજી સૌથી પહેલી વાત આ જ બોલ્યા આ વાતને સાભળીને, શ્રી દશરથ મહારાજા ઉપર કેવીક અસર થાય? પ્રીતિને વધારે અને વિસ્મયને પમાડે, એવી જ આ વાત છે ને?

શ્રી દશરથને થાય છે કે-રામને માટે મને તો ખાત્રી જ હતી કે-એ, આ સિવાયનો કોઈ જવાબ, આપે જ નહિ કૈકેયીને પણ ગળા સુધી ખાત્રી તો હતી જ કે-માગ્યું પતિ આપ્યા વિના રહે નહિ અને પતિ આપે તો કોઈ એની આડે આવે નહિ, કેમ કે-એને આ કુટુબમા કેવો વ્યવહાર ચાલે છે-એની ખબર પણ છે અને એનો અનુભવ પણ છે

<u>કૈકેયી પણ સામાન્ય બાઈ નથી</u>

કૈકેયી પણ એ જ કુટુબની છે, પણ એને અત્યારે મોહનું જોર નડ્યુ છે. 'હું પતિ ય વિનાની થાઉ અને પુત્ર વિનાની પણ થાઉ?'-એ વિચારમાથી મોહનું જોર વધી ગયું અને મોહના જોરે જ શ્રી ભરતને માટે રાજગાદીની માગણી

કરાવી દીધી બાકી, માગ્યા પછી જે બનાવો બન્યા છે, તેથી તો તેણીને હૈયે પણ હે-મેલ થઈ ગઈ છે એ ય કોઈ સામાન્ય બાઇ નથી દશરથની પત્ની છે સારા કુળમા, જન્મેલી ને ઉછરેલી છે આર્ય સસ્કારોનુ વાતાવરણ એને ય સ્પર્શેલુ છે આ તો સયોગવશાત્ મોહે ટક્કર મારી દીધી, માટે એ આવી દશામા મૂકાઈ ગઈ શ્રી રામચન્દ્રજીના જવાબને સાભળીને તો, એ પણ ઠડી પડી ગઇ છે

<u>માનવતાની ને કુલવટની ગણતરી કરે</u>

આ દશરથનું કુટુબ છે કેવુ છે ? રામરાજ્ય આવા વાતાવરણમાથી સર્જાયુ છે શ્રી રામચન્દ્રજીએ શું કહ્યુ, તે સાભળ્યુ ને ? એ રામ એવા હતા, કે જે રામ રાજ્યને વખણાવે સારા માણસો, ખરાબ ચીજનો પણ સુન્દર ઉપયોગ કરે અને એથી, એમના યોગે ખરાબ ચીજ પણ વખણાય. રામરાજ્યની વાતો કરનારાઓએ, શ્રી રામની આ હાલતને જાણવી પડશે અને જીવવી પડશે શ્રી દશરથને લાગ્યુ કે— 'ધાર્યો ઉત્તર મને મારા રામ તરફથી મળ્યો.' શ્રી રામના આવા જવાબથી શ્રી રામની માતાને પણ શું થાય ? એને ય એમ જ થાય કે–'મારો રામ કેવો સારો છે ?' બાકી, આમા રામની માતાને રાજી થવા જેવુ શુ છે ? રામ પોતાના હક્કની ગાદી ગુમાવે, તેમા રામની માતા ખુશી થાય ? ખરી ખૂબી જ અહીં છે એ બધા એવા હતા કે–એવા હક્કની બહુ ગણતરી કરે નહિ, પણ માનવતાની ને કુલવટની ગણતરી કરે કેમ ? એ સમજે કે–જન્મેલા બધા જ મરવાના ગમે તેટલુ મળ્યું હોય કે ગમે તેટલ મેળવ્યુ હોય પણ તે બધુ

ય મૂકીને જ અહીંથી જવાનુ જેને મૂકીને જ જવુ પડે, તે જો છૂટતા જાય અને કર્ત્તવ્ય સધાય, તો તો એ બહુ સારૂં થયું કહેવાય ને? આપણે તો ખરેખર સાચવવાનું જ એ કે-આ બધાના મોહમા પડી જવાના યોગે, ભૂલેચૂકે પણ આ જીન્દગી બગડે નહિ, પરલોક બગડે નહિ અને મુક્તિ સધાય અથવા તો નિકટની બને

શમરાજ્ય શા માટે જોઈએ છે?

તમારી શી હાલત છે? જે કાંઇ આવ્યું, તે બધુ આપણા બાપનુ! જે કાઇ મેળવ્યુ, ખાધુ-પીધુ ને ભોગવ્યું, તે આપણું! બાકી તો, જે કાંઈ ન મેળવ્યુ, ન ખાધુ-પીધુ ને ન ભોગવ્યું, તેમા તો આપણે રહી ગયા, એમ જ ને? કેવળ આ લોકના જ અને તેય માત્ર પોતાના જ ભોગસુખની ચિન્તા! એટલે, પરલોક આખ સામે નહિ અને મુક્તિ ધ્યાનમા નહિ આવા સયોગોમા રામરાજ્ય આવે? તમારે રામરાજ્ય તો જોઈએ છે ને? શા માટે તમારે રામરાજ્ય જોઇએ છે? રામરાજ્ય આવે તો બહુ ઉપકાર કરી શકાય, સૌનું ભલુ કરી શકાય, સૌના સારામા ભાગીદાર બની શકાય, એ માટે રામરાજ્યની ઈચ્છા છે? ના, રામરાજ્યની ઇચ્છા પણ એટલા માટે છે કે-અમે સુખી થઈ જઈએ, મોટા મોટા મહેલોમા વસતા થઈ જઈએ, એવો ભાવ હૈયામા બેઠો છે જ્યા સુધી ક્ષુદ્ર સ્વાર્થની વૃત્તિ છે અને બીજાના સુખમા સુખ માનવાની વૃત્તિ નથી, ત્યા સુધી તો રામરાજ્યનો એક અશેય નહિ આવે આ કાંઈ શ્રાપ નથી અમે કોઈને ય શ્રાપ દેવાની ભૂલ કરીએ નહિ આ તો એક હકીકત છે જેના મનમા એમ હોય કે-

જે રાજ્યમા પરોપકાર કરવાને ઈચ્છીએ તો ય કરી શકીએ નહિ, દયા કરવાને ઈચ્છીએ તો ય કરી શકીએ નહિ, દાન કરવાને ઇચ્છીએ તો ય કરી શકીએ નહિ, એવું રાજ્ય કે જેમા કોઈનું ય સારુ ભલુ થાય નહિ અને અનેકોનુ ભૂડુ થાય-એવું રાજ્ય નહિ જોઈએ તેમ જ રાજ્ય તો એવું હોવું જોઇએ, કે જેમા સૌનુ ભલુ કરવા ધારીએ ને શક્તિ હોય તો કરી શકીએ આવી મનોવૃત્તિવાળાઓને રામરાજ્ય માગ વાનો અધિકાર છે આજની રામરાજ્યની માગણીમા આની વૃત્તિ છે? તમને એમ થાય છે કે-કેવો કાળ આવી લાગ્યો કે-આગણે આવેલાઓને પણ જમાડી શકાય નહિ? અણીના વખતે દુખી માણસોને રોટલામા સહાયક બની શકાય નહિ? જો ના, તો તમો કહો કે-તમને આ રાજ્યમા એવું તે કયુ દુખ છે, કે જેથી તમે રામરાજ્યની માગણી કરો છો?

પોતાની પચાત કરનારા વિરલ

રામનું રાજ્ય તો રામ જેવા બનો તો થાય ને? શ્રી રામ કેવા હતા, એ સમજવા જેવું છે શ્રી રામે શ્રી દશરથને આગળ પણ કહ્યુ છે અને જે કહ્યુ છે તે ઉપરથી રામ કેવા હતા-એની કલ્પના ઘણી સુન્દર રીતિએ આવી શકે તેમ છે જેવા શ્રી રામ હતા, તેવા જ શ્રી ભરત હતા શ્રી લક્ષ્મણ, શ્રીમતી સીતાદેવી અને એ બધાની માતાઓ, એ કેવા ઉત્ત મજીવી હતા, એ સમજવા જેવુ છે અન્તે જઈને, કૈકેયી પણ એમાની જ છે કોઈક વાર સારા માણસથી પણ ભૂલ થઇ જાય 'જેનાથી કોઈક વાર ભૂલ થઈ જાય, તે સારો માણસ જ નહિ'-એમ ન કહેવાય સારા માણસના હાથે

કોઈ વાર ભૂલ થઈ જાય, તો તેથી તેને વગોવાય નહિ કૈકેયીને જેઓએ વગોવી હોય, તેઓ પોતાની ભૂલને સુધારી લે તેઓએ એ વિચાર કરવો જોઇએ કે-'શ્રી રામચન્દ્રજી વગેરે કોઇએ પણ કૈકેયીને વગોવી નથી, તો પછી તેને વગોવ વાનો આપણને શો હક્ક છે?' પણ લોક મોટે ભાગે પારકા ઘરની પચાત કરનારો હોય છે પોતાની પચાત પોતે કરે, એવા તો વિરલ જેવી પારકી પચાત કરે છે, તેવી જ જો માણસ પોતાની પચાત કરે, તો એ કેટલો બધો સુધરી જાય? શ્રી રામચન્દ્રજીએ કહેલી અનેક વાતોમાથી, તમે હજુ તો એક વાત સાભળી હવે બાકીની વાતો, જ્ઞાનિએ દીઠુ હોય તો, આવતા રવિવારે

# સોળમું પ્રવચન

વિ સં ૨૦૦૭, આસો સુદી ૭, રવિવાર
તા ૭ ૧૦ ૫૧, સવારે ૮ાા થી ૧૦ાા
સ્થલ—પ્રેમાભાઈ હૉલ ભદ્ર અમદાવાદ

[તા ૭ ૧૦ '૫૧, રવિવારે સવારે અમદાવાદ-પ્રેમાભાઇ હૉલમા, પૂ પ્રવચનકાર મહાત્માનું આ પ્રવચનશ્રેણિ અંગેનુ સોળમું જાહેર પ્રવચન, ૮ાા થી ૧૦ાા વાગ્યા સુધી રાખવામા આવ્યુ હતું દૈનિક "સંદેશ" કાર્યાલય અને દૈનિક "ગુજરાત સમાચાર" કાર્યાલય તરફથી, પોતપોતાના અખબારોને માટે આ પ્રવચનની નોંધ લેવાને માટે, વૃત્તાન્તનિવેદક ભાઈઓ, નિત્યક્રમ મુજબ આ પ્રવચન વખતે પણ હાજર રહ્યા હતા એ બન્ને ય ભાઈઓએ, આ પ્રવચનનો પોતપોતાનો તૈયાર કરેલો ભાવાર્થ, પોતપોતાના અખબારોના તા ૮ ૧૦ '૫૧, સોમવારના અંકોમા પ્રગટ કર્યો હતો તેને પ્રગટ કરતા, મથાળાની પોતાની નોંધમા—

"સંદેશ" કાર્યાલયના વૃત્તાન્તનિવેદક ભાઈએ જણાવ્યુ હતું કે—

"રામાયણમા સંસ્કૃતિનો આદર્શ" એ વિષય ઉપર જૈનાચાર્ય શ્રી વિજયરામચન્દ્રસૂરીશ્વરજી મહારાજે શરૂ કરેલી વ્યાખ્યાનમાળાનું સોળમુ વ્યાખ્યાન આજે સવારે ૮ાા વાગે મહારાજશ્રીએ પ્રેમાભાઈ હૉલમા જંગી મેદની વચ્ચે આપ્યુ હતું"

જ્યારે, "ગુજરાત સમાચાર" કાર્યાલયના વૃત્તાન્તનિવેદક ભાઈએ જણાવ્યુ હતુ કે—

"×××દિવસે દિવસે શ્રોતાઓનો રસ આ વ્યાખ્યાનોમા વધતો જ જાય છે અને આ તુ વ્યાખ્યાને પુછાતા પ્રશ્નો કે ઉપરા ઉપરી આચાર્યશ્રી ઉપર આવતી ચીઠ્ઠીઓથી તેની પ્રતીતિ થાય છે ક્યારેક તો આ સવાલ

ને જવાબો ભારે રસદાયક હોય છે પૂછાતા પ્રશ્નોના જવાબો આચાર્યશ્રી એટલા તો સચોટ આપે છે અને એ જવાબો એટલા તો બુદ્ધિયુક્ત અને અસરકારક હોય છે કે–પૃચ્છકના હૈયાને તત્કાળ ખુલાસો સપૂર્ણત મળી રહે છે ”

આ સોળમા પ્રવચનનુ આ નીચે આપણામા આવતું મહદ્ અંશે પૂર્ણ જેવુ સારભૂત અવતરણ, અમોએ તૈયાર કરેલુ છે

—સ શ્રી જૈન પ્રવચન ]

જીવવાને આખ સામે રાખવા જેવા જીવનો

અનન્ત ઉપકારી મહાપુરૂષોએ, જેઓને માનવજન્મની ખરી કિંમત સમજાણી છે અને એથી આ માનવજન્મ દ્વારાએ પોતાના પરમ પદને મેળવવાના સાધ્યને સિદ્ધ કરવાને માટે જેઓ આતુર બનેલા છે, એવા જીવોએ કયી રીતિએ જીવવું જોઇએ–એનો એ જીવોને ખ્યાલ આવે, એવા જીવોને સિદ્ધિ સાધક સસ્કૃતિ મળી રહે, એ હેતુથી જેમ અનેકવિધ વર્ણનો કર્યા છે તેમ અનેકવિધ જીવનવૃત્તાન્તો પણ વર્ણવ્યા છે આર્યાવર્ત્ત, એ મહાપુરૂષોની ખાણ છે આર્યાવર્ત્તમા એવા એવા મહાપુરૂષો થઈ ગયા છે, કે જે પુરૂષોના જીવનોને આખ સામે રાખીને, પોતાના જીવનને જીવવા માડનારા યોગ્ય આત્માઓ, પોતાના જીવનને સુધારી શકે છે અને જીવનને સુધારતે સુધારતે, પોતાના પરમ પદ રૂપ સાધ્યને સિદ્ધ કરી શકે છે એવા મહાપુરૂષોના દૃષ્ટાન્તો શાસ્ત્રોમા ઠામી ઠામીને ભરેલા છે શાસ્ત્રોમા વર્ણવાએલા એવા દૃષ્ટાન્તોમાથી જ, આપણે, રામાયણના પાત્રોની વાત લીધી છે.

રામાયણના સર્જનનુ મૂળ

રામાયણના પાત્રોને વર્ણવવાની શરૂઆત કરતા, આપણે

જોઈ આવ્યા કે-યોગની ત્રીજી ભૂમિકાએ રહેલા શ્રી દશરથ મહારાજા, એક મોટા સામ્રાજ્યના માલિક હતા તે છતા પણ, એમા જ આનન્દમગ્ન થઈ જવા રૂપી એની ભારે અસર નીચે આવ્યા વિના જ, તેઓ શ્રી વીતરાગ પરમાત્માની ભક્તિથી, પોતે સુનિશ્ચિત કરેલા પરમ પદ રૂપ પરમાદર્શની નજદિક ને નજદિક જઈ રહ્યા હતા તેમાથી, અણધારી રીતિએ ઉપજી જવા પામેલા એક પ્રસગના યોગે, તેઓને એક એવુ નિમિત્ત મળી ગયુ, કે જેને લઈને 'મારે હવે વહેલામા વહેલી તકે યોગની પહેલી ભૂમિકા ઉપર આરૂઢ થઈને, પરમ પદે પહોચી જવુ'--એવા નિર્ણય ઉપર તેઓ આવી ગયા, અને એ નિર્ણયને અમલી બનાવવાને અગેની તેમણે શરૂ કરેલી કાર્યવાહીમાથી, રામાયણનુ સર્જન થવા પામ્યુ

રામાયણના પાત્રોને જોવાની દૃષ્ટિ

રામાયણના પાત્રોનું વર્ણન ભિન્ન ભિન્ન પ્રકારે કરાએલુ છે તેમાથી, શ્રી વીતરાગ પરમાત્માના શાસનમા થઈ ગયેલા મહાપુરૂષોએ જે દૃષ્ટિએ એ પાત્રોને જોયા છે, તે દૃષ્ટિએ જ શ્રી રામ આદિ રામાયણના પાત્રોને તમારી સમક્ષ મૂકવાનો આ પ્રયાસ છે રામાયણના પાત્રોના સબંધમા જે અનેક દૃષ્ટિઓ વિદ્યમાન છે, તેમાની એક શ્રી વીતરાગ પરમાત્માના શાસનની દૃષ્ટિ છે શ્રી વીતરાગ પરમાત્માના શાસનમા થયેલા મહાપુરૂષોએ, એ રામાયણના પાત્રોને કેવી દૃષ્ટિએ જોયેલા છે, એ વાત તમારા ધ્યાન ઉપર લાવવી છે કારણ કે-આ દૃષ્ટિ જો ખ્યાલમા આવી જાય, તો વિવેકના અર્થિઓને, આ દૃષ્ટિ, વિવેક પામવામા બહુ જ સહાયક નિવડે એવી છે

શ્રી ભરત ઉપર અસર

આપણે જોઈ આવ્યા કે-પરમ પદ રૂપ પરમાર્થને સિદ્ધ કરવાને માટે યોગની પહેલી ભૂમિકાએ પહોંચવાના નિર્ણય ઉપર આવેલા અને એ નિર્ણયને તત્કાલ અમલમા લાવવાની વ્યવસ્થામા પડેલા શ્રી દશરથ મહારાજાએ રાણીઓને, પુત્રોને અને મંત્રિઓને પોતાની પાસે બોલાવીને, પોતાનો નિર્ણય તેઓને સંભળાવ્યો શ્રી દશરથ મહારાજાના નિર્ણયની અસર, શ્રી ભરત ઉપર ઘણા સારા પ્રમાણમા અને ઘણા સુન્દર પ્રકારમા થવા પામી છે શ્રી દશરથ મહારાજાએ, બધાઓ સમક્ષ જેવી પોતાના નિર્ણયની વાત મૂકી, કે તરત જ બીજા બધાઓ તો, મહારાજા શ્રી દશરથ પ્રત્યેના મોહને લીધે ચિન્તામા પડી ગયા છે યોગની ત્રીજી ભૂમિકા ઉપર રહેલા આત્માઓ ઉપર પણ મોહ અવસર જોગ કેવી રીતિએ સ્વાર થઈ જાય છે અને એવા વખતે મોહ કેવી જોરદાર સ્વારી કરે છે, એ વાત આપણે પટ્ટરાણીના દૃષ્ટાન્તથી જોઇ આવ્યા છીએ તેમ અહીં પણ, શ્રી દશરથ મહારાજા તેઓને તજી જાય, એ હાજર રહેલાઓને ગમતું નથી માત્ર શ્રી ભરત, જૂદી નોખા પડે છે એમના હૈયામા પિતા પ્રત્યેનો શુદ્ધ ભક્તિભાવ પણ જોરદાર છે અને સાથે સાથે વૈરાગ્ય પણ જોરદાર છે પોતાના હૈયામા રહેલા આ બન્ને ય પ્રકારના જોરદાર ભાવોને, શ્રી ભરતે તે જ વખતે વ્યક્ત કર્યો છે મહારાજા દશરથને નમસ્કાર કરીને, વિનતિ કરતા, શ્રી ભરતે કહ્યું છે કે-

'નાથ ! હું પણ આપની સાથે જ સર્વવિરતિનો સ્વીકાર કરીશ આપના વિના હું આ સંસારમા નહિ રહી શકું સ્વામિન્ ! આ સંસારમા આપના વિના રહેવામા, મારે અત્યંત

દુ મહ એવા બે પ્રકારના કષ્ટોને મહવા પડે તેમ છે તેમાનુ એક કષ્ટ એ છે કે-આપ પૂજ્યનો વિરહ ખમાય નહિ અને બીજુ કષ્ટ એ છે કે અહીં રહીને મારે મમારનુ તર્પણ કર્યા કરવુ પડે '

જેટલો ભોગ મમાર માટે તેટલો ય સિદ્ધાન્ત માટે નહિ

શ્રી ભરતની મનોદશાની સાથે તમારી મનોદશાને સરખાવો શ્રી ભરત ન તો પિતૃચરણની સેવાથી વચિત રહેવા માગતા હતા, ન તો શ્રી ભરત સસારમા પોતાની જાતને હોમી દેવા માગતા હતા આજે પિતૃચરણની સેવાની ભાવના કેટલી છે, એ વિષે તો વાત થઇ ગઇ છે, પણ તમારી આખી જીન્દગી સસારના તર્પણમા વહી જાય છે, તેનો તમને ખ્યાલ છે ખરો ? તમે જે માડી બેઠા છો, તેને નાચવવા-સભાળવામા, તેની ચિન્તા આદિમા, તમારે તમારી જાતનો કેટલો બધો ભોગ આપવો પડે છે ? અહીં ભોગ શબ્દનો પ્રયોગ સારા અર્થમાં કરવામા આવ્યો નથી પતગીયું કાંઈ ભોગ આપે છે ? અજ્ઞાન ને મોહ ી એ હોમાઈ જાય છે દીવાના પ્રકાશમા જાતનો એ ભોગ દઇ દે છે તમે જે ભોગ આપો છો, તે પણ લગ ભગ એવા જ પ્રકારનો છે ને ? સસારના માનવીઓ મમારને માટે જેટલો ભોગ આપે છે, તેટલો પણ ભોગ તેઓ સિદ્ધાન્તોને માટે આપે છે ખરા ? પોતે જે સિદ્ધાન્તોની બહુ મોટી મોટી વાતો કરતા હોય, જે સિદ્ધાન્તોને સેવવામા કલ્યાણ માનતા હોય, એવા સિદ્ધાન્તોને માટે ય તેઓ કેટલોક ભોગ આપે છે ? જો સિદ્ધાન્તોને માટે ભોગ દેવાની તત્પરતા હોય, તો ય ઘણું કામ થઈ શકે કારણ કે-પછી તો, સિદ્ધાન્તોને

અંગે જ વિવેક કરાવવાનો રહે જેને જેને સિદ્ધાન્ત તરીકે ઓળખાય છે, તે બધા સારા જ છે, કલ્યાણકારી જ છે-એવું કહી શકાય તેમ નથી, એટલે, સિદ્ધાન્તોને અંગે વિવેક તો કરવો પડે! પણ જ્યાં સંસારને માટે જેટલો ભોગ દેવાની તૈયારી હોય, તેટલો પણ ભોગ સિદ્ધાન્તોને માટે દેવાની તૈયારી ન હોય, ત્યાં વાત શી કરવી? સિદ્ધાન્તોને માટે સંસારનો ભોગ દેવાને તૈયાર રહેતા હોય, એવા કેટલા? ઊલટા, સંસારને માટે સિદ્ધાન્તોનો ભોગ આપે-એવા ઘણા છે, કેમ કે-સંસારનું તર્પણ ખટકતું નથી

## મોહની અસરથી વચન માગ્યું

અહીં તો, શ્રી દશરથ મહારાજાના નિર્ણયની, શ્રી ભરત ઉપર ઘણી જ સુન્દર અસર થવા પામી છે સંસારનું તર્પણ કર્યા કરવું, એ એમને અત્યન્ત દુ સહ કષ્ટ રૂપ લાગે છે સંસારનું તર્પણ જેમ જેમ દુ સહ કષ્ટ રૂપ લાગે, તેમ તેમ સંસાર પ્રત્યેના વૈરાગ્યની માત્રા વધે એથી જ, તેમણે યોગની પ્રથમ ભૂમિકા, કે જે સર્વવિરતિ રૂપ છે, તેના ઉપર પિતાની સાથે સાથે જ આરોહણ કરવાનો નિર્ણય કર્યો, અને પોતાના તે નિર્ણયને તેમણે અવસર જોગ જાહેર પણ કરી દીધો

શ્રી ભરતનો એ નિર્ણય, રાણી કૈકેયી-કે જે શ્રી ભરતની માતા છે-તેના હૃદયમાં મોટો ઉલ્કાપાત પેદા થવામાં નિમિત્ત રૂપ બન્યો તેણીને વિચાર આવ્યો કે-'મારે તો પતિ પણ જાય છે અને પુત્ર પણ જાય છે' મોહે આવા વિચારને પેદા કર્યો અને એ વિચારથી રાણી કૈકેયી જ્યાં જરા મુઝાણી, એટલે મોહે તેણીના હૃદયનો આબાદ કબજો લઈ લીધો આવા

અવસરે કેમ વર્તવું, એનો ઉપાય પણ તેણીને, તેણીની મોહ-ગર્ભિત બનેલી બુદ્ધિએ સુઝાડ્યો 'પતિને તો કોઈ ઉપાયે રોકી શકાય તેમ નથી'-એમ એ સમજી ગઈ છે, એટલે 'કોઈ પણ ઉપાયે પુત્રને તો જવા દેવો નહિ જ'-એવો નિર્ણય રાણી કૈકેયીએ કરી લીધો

એમાં, આપણે જોઈ આવ્યા કે-શ્રી દશરથ મહારાજાએ તેણીને તેણીના સ્વયંવરના ઉત્સવ સમયે આપેલું જે વચન, કે જે વચનને તેણીએ મહારાજા શ્રી દશરથની પાસે અનામત રાખી મૂક્યું હતું, તે તેણીને આ ટાણે યાદ આવી ગયું અને તક જોઈને તેણીએ એ વચન શ્રી દશરથ મહારાજાની પાસે માગી પણ લીધું કારણ કે-શ્રી ભરતને પિતાની સાથે જતો રોકવાનો, એ જ એક ઉપાય છે, એમ તેણીને લાગ્યું હતું

## શ્રી દશરથ ને શ્રીમતી કૈકેયીનો સબંધ

બીજા કેટલાકોએ, મહારાજા દશરથ અને શ્રીમતી કૈકેયી વચ્ચે જેવા પ્રકારનો સમ્બન્ધ કલ્પ્યો છે, તેવા પ્રકારનો સમ્બન્ધ શ્રી દશરથ અને શ્રીમતી કૈકેયી વચ્ચે હતો, એવું 'શ્રી જૈન શાસનમાં સ્વીકારાયું નથી શ્રી દશરથને શ્રીમતી કૈકેયી ઉપર પણ મોહ નહોતો એમ નહિ, પરન્તુ શ્રીમતી કૈકેયી ઉપરના મોહમાં શ્રી દશરથ પાગલ બનેલા હતા-એવું તો નહોતું જ જેમની આંખ સામે પરમાદર્શ બેઠો છે, પરમ પદ એ જેમને મન ધ્યેય તરીકે સુસ્વીકૃત બનેલું છે, એને લઈને જેઓ એ ધ્યેયની સાધનાની ભાવનાવાળા બનેલા છે અને એથી જેઓ યોગની અમુક ભૂમિકાએ સ્થિર બનીને જીવનને જીવી રહ્યા છે-એવા પણ આત્માઓ, મોહની અસરથી, નહિ કરવા

જેવું પણ કરે—એ બનવાજોગ છે; પરન્તુ જે આત્માઓને તદ્દન ક્ષુદ્ર કોટિના વિચાર-આચારવાળા કહેવા પડે, જે આત્માઓ પરમપદ રૂપ પરમાર્થના ધ્યેયને પામેલા ન હોય અને ભોગસુખોમાં જ સર્વસ્વને માનનારા હોય, એટલે જે આત્માઓ યોગની ભૂમિકાઓથી તો શું, પણ યોગની પૂર્વ ભૂમિકાથી પણ દૂર હોય, એવા આત્માઓ ઉપર મોહ જે પ્રકારની સ્વારી કરી શકે છે, તેવા પ્રમાણની સ્વારી, મોહ, યોગની ભૂમિકાને પામીને પરમાર્થને સિદ્ધ કરવાના મનોરથોને સેવતા આત્માઓ ઉપર કરી શકતો નથી

<u>તમે આવો વિવેક કરી શકો?</u>

એટલે, કૈકેયીએ જ્યાં એમ કહ્યું કે—'આપે મને જે વરદાન આપ્યું હતું, તે જો આપને યાદ હોય, તો તે હું અત્યારે માગું' ત્યાં ઝટ દઈને શ્રી દશરથ મહારાજાએ કહ્યું કે—'મને તે વરદાન બરાબર યાદ છે અને જે કાંઈ મારે આધીન છે, તે તું ખુશીથી માગી લે, પણ તે વખતે માગી પાડે જે નહોતું, તે ઉપાયનું તારે માગવાનું!' એ વખતે શ્રી દશરથ પાસે શું નહોતું? યોગની પહેલી ભૂમિકાએ જવા જેવો ઉત્સાહ! એટલે જ, શ્રી દશરથ કહે છે કે—'વ્રતનિરોધ સિવાયનું મારે આધીન જે કાંઈ પણ છે, તે તું માગી લે!'

તમે આવો વિવેક બરાબર કરતા હશો? તમારા અન્તઃકરણમાં તમે આ વાત વિવેક કરીને બરાબર નિશ્ચિત કરી લીધી છે કે—આ મનુષ્યજન્મ શા માટે છે? વાતો તો તમે ઘણી કરો છો, પણ અહીં સાંભળીને ગયા પછી તો ય, એ વાતનો તમે નિર્ણય કરી લીધો છે કે—આ જન્મનો પરમા

દર્શ કર્યો છે? અહીં, એ બાબતમા તો ઘણુ કહેવાયુ હતું હુ પૂછુ, તો તમે બધા સદાચારોને બોલી જઈ શકો ખરા? યોગની પૂર્વભૂમિકાના ચાર ગુણો પૈકીના, 'સદાચાર' નામના બીજા ગુણના વર્ણનમા, જે સદાચારોને વર્ણવવામા આવ્યા હતા, તે સદાચારોની વાત કરૂ છુ એ સદાચારોને, જીવનમા જીવવાના હતા, માટે એ તો તમને ખાસ યાદ હોવા જોઈએ ને? તમે કહેશો કે–એ બધા સદાચારોને, માત્ર ક્રમ વાર ગણાવી જવાનુ પણ જો મારે પૂછવુ હોય, તો મારે એ તમારામાના કોને પૂછવુ? કોઈ કહે છે કે–હુ ગણાવી જાઉં છુ? અત્યારે આ સભામા કેટલી બધી શાન્તિ છે? કેમ વારૂ? આ લોકની જ સાધના ધ્યેય રૂપ બની ગયેલ છે, માટેજ આવા આવા અવસરે ચૂપ બન્યા રહેવુ પડે, એવી તમારી સ્થિતિ છે ને?

## હિંસક સ્વાર્થમયતા વધી ગઈ છે

કેવળ આ લોકની જ સાધના ધ્યેય રૂપ બની જવાથી, કેવી હિંસક સ્વાર્થમયતા વધી જવા પામી છે? આજના જે મહા ભયકર અનિષ્ટો ગણાય છે અને જે અનિષ્ટોથી પ્રજા પણ ત્રાસી ઉઠી છે અને રાજ્યના સચાલકો પણ ત્રાસી ઉઠયા છે, એ બધા અનિષ્ટોનુ મૂળ તો તપાસો! આજના મહા ભયકર અનિષ્ટોમા, જેમ પ્રજાજનોમાના અમુકનો હિસ્સો છે, તેમ રાજ્યસચાલકોમાના પણ અમુકોનો હિસ્સો છે હિંસક સ્વાર્થમયતાના એ ભોગ બની ગયા છે અને એવી હિંસક સ્વાર્થમયતા, કેવળ આ લોકની જ સાધના ધ્યેય રૂપ બની ગઈ, એમાથી સર્જાવા પામી છે એવાઓને, એમની-

સ્વાર્થસિદ્ધિની સાધનાથી અનેકો મરે, તો ય તેની ચિન્તા છે ? 'અનેકો મરે, તેમા અમારે શુ ?'-એટલી બધી કઠોર મનોવૃત્તિ આવી જવા પામી છે ને ? 'કોઈ મરે, તેમા અમારે કાઈ લાગે-વળગે નહિ'-એવું તમારા મનમા પણ ખરૂ કે નહિ ? બીજાઓની વાત હોય, ત્યારે કહે કે-'હોય ભાઈ ! જે ગુન્હા કરે તે પકડાય અને તેને સજા થાય' એવા માણસો પોતે જે ગુન્હાઓ કરે છે, તે શું માનીને કરે છે ? 'આપણે ગુન્હા કરવા છતા પણ પકડવાના નહિ ને એથી આપણને આપણા ગુન્હાની સજા થવાની નહિ'-એમ માનીને કરે છે ને ? જગતમા જે બનાવો બની રહ્યા છે, તેની તમારા ઉપર કાઈ અસર થાય છે ખરી ? કોઈને સજા થાય, તો તેની તમારા ઉપર કેવી અસર થાય છે ?

સ૦ જે કરે તે ભોગવે એમ થાય

એમા કેટલી દયાહીનતા રહેલી છે, એનો તમે કદી પણ વિચાર કર્યો છે ? તમારે તમારા ગુન્હાઓની સજા ભોગવવાનો વખત આવે છે, ત્યારે તમે તે સજાને શાન્તિથી ભોગવો છો ? એ વખતે, તમે બીજા કોઈને દોષ દેતા નથી કે બીજા કોઈની મદદની અપેક્ષા રાખતા નથી, એમ કહી શકો તેમ છો ? એવા કોઈ કોઈ વખતે તો, ઘણાઓ બોલે છે કે-'જગતમાથી માનવતા પરવારી ગઈ છે' અને પોતે બીજાના દુઃખની પરવા નહિ કરવી, તેમા માનવતા જીવન્ત રહેલી છે, એમ ને ?

દૃષ્ટિ બદલાય તો સાચી માનવતા આવે

પહેલા તમારી દૃષ્ટિને બદલવાની જરૂર છે પોતાના

દર્શ કર્યો છે? અહીં, એ બાબતમા તો ઘણુ કહેવ
હુ પૂછુ, તો તમે બધા સદાચારોને બોલી જઈ શ
યોગની પૂર્વભૂમિકાના ચાર ગુણો પૈકીના, 'સદાચા
બીજા ગુણના વર્ણનમા, જે સદાચારોને વર્ણવવ
હતા, તે સદાચારોની વાત કરૂ છુ એ સદાચાર
જીવવાના હતા, માટે એ તો તમને ખાસ યાદ
ને? તમે કહેશો કે–એ બધા સદાચારોને, મ
ગણાવી જવાનુ પણ જો મારે પૂછવુ હોય,
તમારામાના કોને પૂછવુ? કોઈ કહે છે કે–હુ
છુ? અત્યારે આ સભામા કેટલી બધી શ
વારૂ? આ લોકની જ સાધના ધ્યેય રૂપ
માટે જ આવા આવા અવસરે ચૂપ બન્યા
તમારી સ્થિતિ છે ને?

હિંસક સ્વાર્થમયતા વધી ગઈ છે

કેવળ આ લોકની જ સાધના ધ્યેય
કેની હિંસક સ્વાર્થમયતા વધી જવા પામી
મહા ભયકર અનિષ્ટો ગણાય છે અને
પણ ત્રામી ઉઠી છે અને રાજ્યના સચાલકો
છે, એ બધા અનિષ્ટોનુ મૂળ તો તપાસે
ભયકર અનિષ્ટોમા, જેમ પ્રજાજનોમાના
તેમ રાજ્યસંચાલકોમાના પણ અમ
સ્વાર્થમયતાના એ ભોગ બની ગયા
સ્વાર્થમયતા, કેવળ આ લોકની જ
ગઈ, એમાથી સર્જાવા પામી

લાગવાની ? મહારાજા શ્રી દશરથ જ્યા સુધી સસારમા રહ્યા, ત્યા સુધી તેમણે મહા સામ્રાજ્ય સારામા સારી રીતિએ ચલાવ્યુ, પણ જ્યા પરમાદર્શને સિદ્ધ કરવાને માટે સસારને તજવાનો વિચાર કરવા માડ્યો, ત્યા ‘ આવડુ મોટુ તે સામ્રાજ્ય કેમ મૂકાય ? ’–એવો વિચાર સરખો પણ, એમને આવ્યો નહિ ખરી રીતિએ તો, એવો વિચાર આવે–એવી એ બાબત જ નથી, પણ સસારસુખના લોભીયાઓને મન તો, મહા સામ્રાજ્યનો ત્યાગ, એ બહુ મોટી ચીજ છે ને ? માટે તમને આ વાત કહી શ્રી ભરતે પણ શુ કહ્યુ ? ‘ આપના વિરહને ખમવો અને સસારનુ તર્પણ કર્યા કરવુ–એ બે મારે માટે અત્યન્ત દુ સહ કષ્ટો છે ’–એમ કહ્યુ ને ? શ્રી ભરતને સામ્રાજ્યના સુખોને ભોગવવાનુ મન ન થાય ? પણ પરમા દર્શની સાધનાની અભિલાષા જોરદાર બની અને એથી શ્રી ભરત પણ, શ્રી દશરથની સાથે જ, સસારને તજીને, સર્વ વિરતિને સ્વીકારવાની વૃત્તિવાળા બની ગયા એમા કૈકેયીને પુત્રમોહે સુઝવી શ્રી દશરથે આપેલા વચનને તેણીએ યાદ કર્યું અને માગ્યુ કૈકેયીએ વચનની યાદ આપતાની સાથે જ, શ્રી દશરથ મહારાજાએ કહ્યુ કે–‘ એક વ્રતનિષેધ સિવાય મારી પાસેનું તારે જે કાઇ પણ ખપતું હોય તે બોલ ! ’

કૈકેયીએ પણ વ્રતનિષેધની માગણી કરવાનો વિચાર કરેલો જ નહિ કેમ ? એ ય સમજુ હતી વળી, એના હૈયા મા એ વાતનો પણ વિશ્વાસ હતો કે–‘ આ પતિ કાઇ એમ રોકયા રહે એવા નથી ’ કૈકેયીના હૈયામા જેમ એ વાતનો વિશ્વાસ હતો, તેમ એવો પણ વિશ્વાસ કૈકેયીના હૈયામા હતો જ કે–‘ આ સ્વામિએ મને વચન આપ્યુ છે, માટે જ્યારે અને

## કૈકેયીને સંજોગોએ લાચાર બનાવી દીધી હતી

કૈકેયીને જે કાઇ માગવું હોય તે માગી લેવાનું જેટલી ઝડપથી શ્રી દશરથ મહારાજાએ કહ્યુ હતું, તેટલી જ ઝડપથી કૈકેયીએ જે માગ્યું તે શ્રી દશરથે દઈ દીધું હતું એમાય, જરા સરખી પણ આનાકાની કરી નથી એટલે, એમ લાગે છે કે–કૈકેયીએ જ્યારે વચનની યાદ આપી, ત્યારે શ્રી દશરથને ક્ષોભ નહિ થયો હોય, ઊલટુ, એમ થયુ હશે કે–બહુ સારૂં થયુ કે–આ અવસરે માગી લે છે અને મને ઋણમુક્ત બનાવી દે છે એ ન માગે, તો વચનનુ ઋણ રહી જાય ને? અને પછી તો એ સર્વસ્વને તજી દેવાના છે, એટલે ત્યાગ સિવાય કાઇ દઇ શકવાના નથી શ્રી દશરથે, એથી જ આનન્દિત ચ્હેરે, કૈકેયીને જે જોઇએ તે માગી લેવાનુ કહ્યું છે જો એમ ન હોત, તો પણ કદાચ કૈકેયી, તેણીએ જેવી માગણી કરી તેવી માગણી કરી શકત નહિ કૈકેયીએ માગણી કરતા કહ્યુ છે કે–'આપ જ્યારે આપના નિશ્ચયમા મક્કમ જ છો, તો આપ આપનુ આખુય રાજ્ય મારા પુત્ર ભરતને આપો' આપણે એ વાત વિચારી આવ્યા છીએ કે–કૈકેયીએ આવી માગણી શા કારણે કરી? કૈકેયી મોહવશ બની ગઈ છે–એમાં ના નથી, મોહે એને મુઝવી છે–એ સાચુ, પણ કૈકેયી કાઈ સાવ અણસમજુ બાઇ નથી આવી માગણીની અયોગ્યતાને એ નથી જ સમજતી, એવું માની લેવાની જરૂર નથી મોહવશ બનેલી કૈકેયીને, તેણીના સંજોગોએ લાચાર બનાવી મૂકી હતી પતિ જતા હતા, એથી તો એ દુખી થઈ જ હતી, પણ સાથે પુત્રેય જાય, એ વાતને એ ખમી શકી નહિ તેણીના પુત્રને તે રોકવા માગતી હતી તેણી પોતાના પુત્ર શ્રી ભરતને

ઓળખતી હતી એ જાણતી હતી કે-'મારો પુત્ર ભરત, મારા કહેવા માત્રથી, મારી આજીજી માત્રથી, પોતાના પિતાની સાથે જતો અટકે, એ શક્ય નથી ' આથી જ, તેણીએ એવો ઉપાય શોધ્યો કે-ખુદ શ્રી દશરથ મહારાજાને જ શ્રી ભરતને રહી જવાનું કહેવું પડે કાં તો શ્રી દશરથ જઈ શકે નહિ અને કાં તો શ્રી ભરતને શ્રી દશરથે પોતે જ રહી જવાનું કહેવું પડે, એવા પ્રકારની કૈકેયીએ માગણી કરી છે કૈકેયીએ ઈર્ષ્યાવશ જ આવી માગણી કર્યાનું જે કહેવામાં આવે છે, તે ખોટું છે કૈકેયીએ પોતાના પુત્ર ભરતને માટે રાજ્યગાદીની માગણી કરતાની સાથે જ, શ્રી દશરથે પણ એ જ કહ્યું કે-'હમણા જ લઈ લે !' કશો જ વિચાર કરવાને, શ્રી દશરથ થોભ્યા નથી અંશ માત્રે ય આનાકાની, શ્રી દશરથે કરી નથી

શ્રી દશરથને રાજ્ય છોડવું હતું માટે આપ્યું, એવું કહેતા નહિ એમને જો છોડવું ન હોત, તો કૈકેયી માગત નહિ-એ વાત જુદી છે, પણ એમને છોડવું ન હોત અને કૈકેયીએ જો માગ્યું હોત, તો એ આપત નહિ, એમ માનો છો ? એવાઓમાના એ નહોતા પોતે આપેલા વચનને પ્રાણના ભોગે પણ પાળનારાઓમાના એ હતા પાષાણ ઘસાઈ ગયા વિના અગર તૂટ્યા વિના, પાષાણમાં કોતરેલી રેખા જેમ ભૂંસાય-એ બને નહિ, તેમ ઉત્તમ જનો જીવે અને વચનને પાળે નહિ-એ બને નહિ ઉત્તમ જનો તો વચનભંગ કરતા, મૃત્યુને જ બહેતર ગણનારા હોય છે

પિતાને પુત્રો પ્રત્યે આવો વિશ્વાસ જોઈએ

હવે આપણે, એ પણ વિચારવા જેવું છે કે-વચનને અંગે

પણ, શ્રી દશરથ આખુ ય રાજ્ય, એકદમ કેમ દઇ શક્યા ? એ રાજ્યની ગાદીનો કાયદેસર હક્કદાર કોણ ગણાય ? રાજ્ય વડિલોપાર્જિત હતું, શ્રી દશરથને વારસામા મળેલુ હતું, માટે રાજગાદીનો હક્કદાર, પાટવી કુમાર સિવાયનો કોઇ રાજપુત્ર પણ ગણાય નહિ ને ? મહારાજા શ્રી દશરથ એ વાતને સમજતા નહોતા એમ નહિ, પણ શ્રી દશરથને ખાત્રી હતી કે– 'આ રાજ્ય હુ ગમે તેને આપી દઉ ને એમા મારો રામ હક્ક કરતો આડે આવે, એ સભવિત નથી '' એમને તો, શ્રી રામને માટે એટલો બધો વિશ્વાસ હતો કે–' આ સાભળીને મારો રામ નારાજ તો નહિ જ થાય, ઊલટો રામ રાજી થશે ' શાથી એમની આવી માન્યતા ઘડાવા પામી હશે ? એમણે પોતાનો સસાર ચલાવેલો ખરો ને ? ઘર ચલાવેલુ ખરૂ ને ? એટલે એમને અનુભવ થયેલો સસારજીવનને પણ પોતે બહુ સુન્દર પ્રકારે જીવેલા, તેની આ અસર હશે ને ? પોતે પોતાના કુટુબમા જે સસ્કૃતિનો પ્રવાહ વહેવડાવેલો, એના જ બળે, તેમના હૈયામા શ્રી રામચન્દ્રજીને માટે આવો વિશ્વાસ જન્મવા પામ્યો હશે ને ?

આજે, કોઇ બાપ, પોતાના વચનનુ પાલન કરવાને માટે, આવુ પગલુ ભરી શકે ? પોતાના પુત્રો તરફ આવો વિશ્વાસ રાખી શકે ? વાત-વાતમા શ્રી રામના નામને યાદ કરનારાઓ, શ્રી રામને ઓળખે છે ? એમના ગુણોને પોતાના જીવનમા ઉતારવાને માટે પ્રયત્નશીલ છે ?

ખૂબી તો એ છે કે–જે વખતે કૈકેયીએ રાજ્ય માગ્યું અને શ્રી દશરથે આપી દીધુ, તે વખતે શ્રી રામે ય હાજર નથી અને શ્રી લક્ષ્મણે ય હાજરનથી શ્રી રામ હાજર નહિ હોવા

છના પણ, શ્રી દશરથને શ્રી રામને પૂછી લેવા જેટલી જરૂર પણ લાગતી નથી એ તો, શ્રી રામ પ્રત્યેના વિશ્વાસના બળે, કૈકેયીની માગણીને, વગર વિતર્કે અને વગર આનાકાનીએ સ્વીકારી લે છે

પુત્ર પ્રત્યેનો પિતાનો આ વિશ્વાસ જેવો-તેવો નથી પોતાના પિતા પોતાના પ્રત્યે આવા વિશ્વાસવાળા બને, એવો પ્રયત્ન સુપુત્રોએ કરવો જ જોઈએ ને? સુપુત્રોનો પિતા પ્રત્યેનો વર્તાવ કેવો હોવો જોઇએ, એ વાતનો પણ આમાથી ઘણો સુન્દર ખ્યાલ મળી શકે છે

પિતા પાસે પુત્ર કેમ આવે ને કેમ બેસે?

આ રીતિએ, કૈકેયીની માગણીથી શ્રી ભરતને માટે રાજ્યનુ દાન કરી દીધા પછીથી, શ્રી દશરથે શ્રી રામચન્દ્રજીને અને શ્રી લક્ષ્મણજીને પોતા ની પાસે બોલાવ્યા

પિતાની આજ્ઞા પ્રાપ્ત થતાની સાથે જ, શ્રી રામ અને શ્રી લક્ષ્મણ, ત્યા આવી પહોચ્યા

બાપ બોલાવે, એટલે દીકરો તો ગમે તેવા કામને પણ છોડીને તરત ચાલ્યો આવે ને? બાપનો બોલાવ્યો દીકરો તરત જ આવે, પણ તે કેવી રીતિએ આવે? આ ય કહેવું પડે? હાથ હલાવતો હલાવતો આવે? કે પિતાનું દર્શન થતાની સાથે જ હાથ જોડાઈ જાય ને માથુ નમી જાય? પિતા સમક્ષ જતા પુત્રનું આખુ ય શરીર, વિનયની ચેષ્ટાવાળુ બની જાય આજે એ મર્યાદા ચાલુ છે? બાપ ગાદી ઉપર બેઠો હોય, તો છોકરો એમ ને એમ હાથ હલાવતો આવે અને બાપની પાસે ગાદી ઉપર બેસી જાય? આવીને સીધો જ ગાદી ઉપર બેસી જાય?

દીકરાએ બેસવું પડે તો પણ, બાપની સામે જ બેસવું જોઈએ બાપની સાથે બેસી જવાનો છોકરાનો અધિકાર નહિ, એ જાણો છો? કહો ને કે–એ તો બધી જુના જમાનાની વાતો છે!

શ્રી રામચન્દ્રજી અને શ્રી લક્ષ્મણજી તો હાથ જોડીને અને માથું નમાવતે નમાવતે, શ્રી દશરથની પાસે આવે છે શ્રી દશરથની પાસે આવીને પણ એ બેસી જતા નથી, પણ શ્રી દશરથની સામે હાથ જોડીને ઉભા રહે છે 'પિતાજીએ બોલાવ્યા છે, એટલે આપણને કાંઈક આજ્ઞા ફરમાવવાની હશે' –એમ એ માને છે પિતા જે કાંઈ કહે, તેને તેઓ પિતાની આજ્ઞા રૂપે જ સ્વીકારવાના સસ્કારવાળા હતા આ પણ, આર્ય સસ્કૃતિનો એક આદર્શ છે

## શ્રી દશરથ શ્રી રામને કહે છે

શ્રી રામચન્દ્રજી અને શ્રી લક્ષ્મણજી પ્રણામ કરતા આવ્યા અને આવીને હાથ જોડીને ઉભા રહ્યા, એટલે શ્રી દશરથે શ્રી રામને ઉદ્દેશીને, બની ગયેલી હકીકતને જણાવતા કહ્યું કે–

'આ તારી માતા કૈકેયીએ, પૂર્વે મારું સારથીપણું કરેલુ એના સારથીપણાથી તુષ્ટ બની ગયેલા મેં, તેણીને વરદાન દીધુ હતું કૈકેયીએ મારા તે વરદાનને મારી પાસે અનામત મૂકી રાખેલુ મેં જ્યા સર્વવિરતિના સ્વીકારનો મારો નિશ્ચય જાહેર કર્યો, ત્યા આ ભરતે પણ મારી સાથે જ આવવાનો પોતાનો નિર્ણય જાહેર કર્યો આથી, મારા વિયોગની સાથે પુત્રના વિયોગને પણ સહવાને માટે અસમર્થ બની ગયેલી કૈકેયીએ, મને મારા આપેલા વચનની યાદ આપી અને એ વચનને માગતા કૈકેયીએ આ ભરતને માટે રાજ્યની માગણી

કરી છે ' આવા ભાવાર્થનુ કહીને, શ્રી દશરથ મહારાજા, શ્રી રામચન્દ્રજીના ઉત્તરની અપેક્ષા સાથે મૌન થયા.

આજે ભણતર વધ્યુ છે?

આ સાભળ્યા પછીથી તમને લાગે છે કે-શાન્તિ રહે?

મ૦ આ જમાનામા તો ન રહે

એ જમાનામા શાતિ રહે અને આ જમાનામા શાતિ ન રહે, તેનુ કારણ શુ? શું આ જમાનામા શિક્ષિતો નથી? આ જમાનામા ઘણા બધા અભણ છે? આ જમાનામા એવું તે શુ છે, કે જેથી શાતિ ન રહે?

સ૦ આ જમાનામા ભણતર વધ્યુ છે ને?

એ જમાનામા ભણતર નહોતું ને આજે ભણતર છે, એમ કહુ?

મ૦ અત્યારે ભણતર વધારે છે

આજના ભણેલાને ઉભા કરીએ અને કોઈ તાત્ત્વિક વિષયની વાત પૂછીએ અથવા તો કોઈ વ્યવહારૂ વાત પૂછીએ, તો તેનો વ્યાજબી જવાબ દેતા ભાગ્યે જ આવડશે, છતા આજે ભણતર વધારે છે, એમ કહુ? ભણતરનો વધારો, શાતિને વધારે કે અશાન્તિને વધારે? ભણતરનો વધારો, સૌજન્યને વધારે કે ગુન્હાખોરીને વધારે? ભણતરનો વધારો, વિનય-ઔચિત્યને વધારે કે ઉચ્છૃખલતાને વધારે? ભણતરનો વધારો, હિસક સ્વાર્થશીલતાને વધારે કે સહનશીલ બનીને પણ પરમાર્થ સાધવાની વૃત્તિને વધારે? ભણતરનો વધારો, માણસના હૈયાને બળાવે કે ઠારે? ભણતર વધે ને જીવનમા બદબો વધે, તો એ તો ભણતરને કલકિત કરવા સમાન છે એ કાળનુ ભણતર એવું હતું કે-માનવી ભલે મહર્ષિ બની શકે નહિ, પણ માન

વતામાંથી જાય નહિ અને મહર્ષિપણાનો આદર કર્યા વિના પણ રહે નહિ. આજે, માનવીઓમાંથી માનવતા સરી ગઈ છે કે માનવીઓની માનવતા સડી ગઈ છે. છતાં ભણતર વધ્યું છે—એમ કહેવું છે ? માનવીની માનવતાને મારે—એવું ભણતર વધ્યું છે, એમ જો તમે કહેતા હો, તો તે વાત જુદી છે.

બેરીસ્ટર બનાવીને મમતને મુઝાડે કે વધુ બગાડે ?

શ્રી રામચન્દ્રજીના મુખ ઉપર તો, શ્રી દશરથ મહારાજાએ કહેલી વાતને સાંભળવાથી, પ્રસન્નતાની છાયા છવાઈ ગઈ છે. શ્રી દશરથ મહારાજાએ જે હકીકત કહી, તેને સાંભળતાં, શ્રી રામના અન્તઃકરણે આનન્દ અનુભવ્યો છે અને તેનો જ ભાવ તેમની મુખાકૃતિ ઉપર પ્રગટ્યો છે. પછી, પોતાના હૈયામાં પ્રગટેલા એ આનન્દને વાચા આપતાં, શ્રી રામ શ્રી દશરથને કહે છે કે—'મારી માતાએ બહુ સારૂં માગ્યું છે. મારા પરાક્રમી બન્ધુ ભરતને માટે, મારી માતાએ રાજ્ય માગ્યું, તે ઘણું સારૂં કર્યું !'

પ્રીતિ અને વિસ્મય ઉપજાવે એવા આ શબ્દો છે ને ? ક્યાં ભણતરનો આ પડઘો છે ? આજે આગળ વધી ગયેલા કહેવાતા જમાનામાં જો આવો પ્રસંગ બને, તો કારમો કોલાહલ જ મચે ને ? શ્રી રામ ન બોલે, પણ બીજાઓ તો બોલે ને ? બીજાઓ તો ધાંધલ મચાવે ને ? શ્રી રામની માતા વગેરે, કૈકેયીની માગણીને અને તેના સ્વીકારને જાણ્યા બાદ, ત્યાંથી ચાલ્યા ગયા છે તે શું શું બોલવા માંડે, તેની કલ્પના તો કરી જુઓ ! પણ કોઈ કાંઈ બોલતું નથી. શ્રી લક્ષ્મણજી પણ કશું જ બોલતા નથી. આજે આવું કાંઈ બને, તો શું શું થાય, તેનું વર્ણન કરવું એ ભારે છે ?

સ૦ આજે તો તરત જ મનાઈ હુકમ આપે. લડવાને માટે મોંઘા બેરીસ્ટરો રોકે

મોટા બેરીસ્ટરને મામુ ફોડવાને રોકે કે ઘરની-કુટુંબની ઇજ્જતનું લીલામ કરવાને રોકે? ઘરમાં સમજવાની વાત, તેમાં બેરીસ્ટરને શું કરવો છે? બેરીસ્ટર વચ્ચે આવે, એટલે એ પિતા-પુત્ર વચ્ચેનો, માતા-પુત્ર વચ્ચેનો, ભાઈ-ભાઈ વચ્ચેનો સમ્બન્ધ બગડતો અટકાવે અને પરસ્પરના બગડેલા સમ્બન્ધોને સુધારી આપે, એમ માનો છો? કે પછી, જીન્દગીના ફરી સારો સમ્બન્ધ બંધાય નહિ-એવું એ કરી આપે, એવો તમારો અનુભવ છે? પિતાને ખાતર, માતાને ખાતર અને ભાઇને ખાતર, જે લક્ષ્મીને તજી ન શકાય, તે લક્ષ્મી ફી રૂપે બેરીસ્ટરને હોંશથી અપાય અને કોર્ટોમાં ઉડા વાય, ત્યારે પિતા આદિ પ્રત્યે તમારો ભાવ કેવોક છે? તમારે માટે, હાલના તબક્કે, સંસારનો ત્યાગ તો દુષ્કર છે, પણ સંસારમાં ય કેમ સુખે જીવવું, એ આ પ્રસંગમાંથી જાણવાનું મળે છે

<u>ખાધેલી ખીરની ઉલટી થાય તો ય ગળી લાગે</u>

સ૦ આપનું કહેવું બધું ય ખરું કે એમ હૈયામાં લાગી જાય છે, પણ ધગધગતા લોઢા ઉપર પડેલું ટીપું પાણીનું બિન્દુ જેમ ટકી શકે નહિ, તેમ આપની વાત સારી લાગવા છતાં ય હૈયામાં ટકી રહેતી નથી.

હૈયાને લાગે છે-એટલી પણ જે વાત છે, તે ય આનન્દદાયી લાગે છે ભલે હમણા એમ થતું હોય કે-વાત સારી લાગવા છતાં ય કુસંસ્કારોના જોરથી તે ટકી શકતી ન હોય,

પણ આવી વાત ગમે છે, એટલે પ્રયત્નથી કુસસ્કારોનું જોર ઘટયા વિના રહેવાનું નથી ખાધેલી ખીરની ઉલટી થઈ જાય, તો ય તે ગળી લાગે છે ઉલટી થવા છતા ય, સ્વાદ યાદ રહી જાય છે તેમ, આ વાત એક વાર સારી લાગી જાય, તેની કાંઈક અસર તો રહે ને? માટે, તમે વગર મુઝાયે પ્રયત્ન કરતા રહો તો બસ છે

## પાત્રોની સાચી ઓળખનો અભાવ

અહીં તો હવે શ્રી દશરથના કુટુબના સસારની વાત ચાલે છે સસારી જીવોએ સસારમા સારી રીતિએ જીવવુ હોય તો, શુ કરવું જોઈએ ને શુ જાણવું જોઈએ, એ વગેરે આમાથી જાણવાને મળે છે શ્રી રામ વગેરે સંસારી હોવા છતા પણ, હૈયે કેવા હતા, એ જોવાનુ છે સસ્કૃતિનો વિચાર કરવો હોય, તો પાત્રે પાત્રે ઘણી વાતો કરવી પડે હજુ તો આપણે શ્રી રાવણની પણ વાત કરવાની છે તમે ધારતા હો કે–એ તમારા કરતા ખરાબ હતા, તો એ તમારો ભ્રમ માત્ર છે સીતાદેવીનુ હરણ કરવા છતા પણ, રાવણ રાવણ હતા એમનામા ગુણ હતો, માટે જ સતી સીતા શીલને જાળવવા છતા પણ જીવી શકયા એ જ રીતિએ, શ્રી દશરથને અને શ્રીમતી કૈકેયીને કોરા વિષયના ગુલામ કલ્પવા, એ પણ ખોટુ છે રામાયણના પાત્રોની સાચી ઓળખના અભાવે, ઘણાઓ એ પાત્રો વિષે જેમ તેમ બોલે છે કોઈએ કાંઈ ભૂલ જ નથી કરી–એવું નથી, પણ ભૂલ કેવા સજોગોમા થઈ જવા પામી છે અને એવી ભૂલોને યાદ કરતા એ પાત્રો કેવું જીવ્યા છે, એને ભૂલી જવાય નહિ

**મારૂ એક પણ વર્તન એવુ નહિ જોઇએ કે જેથી મા-બાપને દુ ખ થાય-આવુ સપુતના હૈયે હોય**

શ્રી દશરથને તો, તમે ઓળખી લીધા અને હવે જે પ્રસગ ચાલુ છે, તે શ્રી રામને ઓળખી લેવાને માટેનો છે માત્ર શ્રી રામ જ આ પ્રસગમા ઓળખાશે એવું નથી, પણ આ પ્રસગમા તો શ્રી દશરથનું આખુ ય કુટુમ્બ ઓળખાઇ જાય એવું છે

એ બધાની ઓળખમા, તમે તમને પોતાને પણ ઓળખી શકો એવું છે તમારે એ રીતિએ વિચાર કરવો જોઈએ કે- ‘એ બધા એમના સયોગોમા કેમ કેમ વર્તે છે અને જો એ પ્રકારના સયોગોમા હુ મૂકાયો હોઉ, તો હું કેવુ વર્ત્તન કરૂ એવું મારૂ માનસ છે?’

શ્રી દશરથની રાજગાદી ઉપર શ્રી રામનો હક્ક છે, કારણ કે શ્રી દશરથના તે પાટવી કુમાર છે રામ પણ એ જાણે છે, છતા ય એ કહે છે કે-‘ મારી માતાએ જે માગ્યુ છે, તે સારૂ માગ્યુ છે’ કારણ? પોતાના હક્કને જાણવા છતા પણ, પોતાના એ હક્કને માટે એ ઈન્તેજાર નહોતા એથી જ, શ્રી દશરથે કહેલી હકીકતને સાભળતા, એમને આનન્દ થયો એને બદલે, ‘રાજગાદી ઉપર મારો હક્ક છે ને મારા હક્ક મુજબ હુ ક્યારે ગાદીએ આવું?’-આવા ભાવમા જો શ્રી રામ રમતા હોત, તો એમને શ્રી દશરથે કહેલી હકીકતને સાભળતા દુ ખ જ થાત

શ્રી રામનુ માનસ એવું ઘડાએલુ હતું કે-પિતાજી જીવતા હોય ત્યા સુધી તો, રાજગાદી તરફ નજર જ ન જાય

પિતા જીવે ત્યા સુધી, એમના ચરણોની સેવામા જ જીવવું અને એમા જ સુખ અનુભવવુ, એવી એમની માન્યતા હતી પિતાજીના ચરણોની સેવામા, એમને જે સુખ લાગતું હતું, તે સુખ ગજગાદી ઉપર આવવામા એમને લાગતું નહોતું

પિતાની આજ્ઞા પાળવી–તેમા સપુતને સુખ લાગે ? કે તેનો વૈભવ ભોગવવો–તેમા સપુતને સુખ લાગે ? એ સપુત હતા, માટે રાજપુત્ર તરીકે પિતાની સેવા કરવી, એમા જ રાજસુખ માનતા હતા અહીં પણ, બધા સપુતો જ બેઠા છે ને ? તમે બધા સપુત તરીકે જીવેલા છો અને સપુત તરીકે જેટલે અશે જીવાયુ ન હોય તેના દુ ખને હૈયે ધરનારા છો, એમ માની લઉ ને ? શ્રી રામના હૈયામા એ જ ભાવ હતો કે–' મારૂ એક પણ વર્તન એવું નહિ હોવું જોઇએ, કે જેમા પિતાને દુ ખ થવાનું કોઈ કારણ મળી શકે તેવું હોય !' પોતાના તરફથી પિતાને આનન્દનો જ અનુભવ થયા કરે, તેમા આનન્દ માનનારા એ હતા પિતાને કોઈ પણ સજો ગોમા એમ નહિ થવુ જોઈ એ કે–હક્કદાર પાકયો ! પિતાને એવી ખાત્રી રહેવી જોઈ એ કે–' હું જે કાઈ પણ કરીશ, તેમા મારો પુત્ર આડે નહિ આવે, એટલે કે–દુન્યવી કોઈ પણ પ્રકારના સ્વાર્થને માટે, તે મારી સામે તો નહિ આવે, પણ મારી ઇચ્છા ખાતર મારો પુત્ર પોતાના ગમે તેવા દુન્યવી સ્વાર્થને પણ તુચ્છ માનશે ' આવા પુત્રના પિતા પ્રાય સારા જ હોય, અને કદાચ ભૂલ કરે, તો ય તે ભૂલ એમને સાલ્યા વિના રહે, નહિ એવા હોય

સસ્કૃતિની વાતો પણ વણસવા માડી છે

દુનિયામા કહેતી છે કે–પ ખીને, મા–બાપ, ઉડતા ન

આવડે ત્યા સુધી! પખીને મા-બાપ ઉડતા ન આવડે ત્યા સુધી, તો જનાવરોને મા-બાપ ક્યા સુધી? સ્તનપાનાદિથી પાલન-પોષણની આવશ્યકતા હોય ત્યા સુધી! હવે, મારે તમને પૂછવાનું આવ્યું કે-તમારે મા-બાપ ક્યા સુધી? તમે તમારા મા-બાપના કહ્યામા, એમના ગમ્યામા રાજી અને એમની નાગમ્યમા નારાજ એવા ક્યા સુધી? કદી વિચાર કર્યો છે કે-'હું કરું તો મારા મા-બાપને રાજી જ કરું, પણ મારા મા-બાપને હુ કદી પણ નારાજ તો કરું જ નહિ?' તમે જે ઘરમા છો, તે તમારા મા-બાપનુ ઘર છે કે તમારું ઘર છે? મા-બાપ જીવે ત્યા સુધી, ઘરના માલિક, તમે કે તમારા મા-બાપ? આર્ય દેશની સસ્કૃતિ શું છે? સસ્કૃતિની વાતો કરવી, એ જુદી વાત છે અને એને જીવનમા ઉતારવી, એ જુદી વાત છે આજે તો સસ્કૃતિની વાતો પણ વણસવા માડી છે સસ્કૃતિની વાયડી વાતો કરવી, એ તો સસ્કૃતિની મશ્કરી કરવા જેવું છે આજે તો, લબાડ અને લેભાગુઓ પણ સસ્કૃતિની વાતો કરનારા બન્યા છે લબાડ અને લેભાગુઓના હાથમા સસ્કૃતિની વાતો ગઈ, તેથી તો સસ્કૃતિ હીન બની ગઈ એવાઓએ સસ્કૃતિનુ સત્યાનાશ વાળી નાખ્યું છે આજે સસ્કૃતિની વાતો કરનારાઓમાં એવા પણ છે, કે જે કહે છે કે-દોષ તો જેના હોય તેના કહેવાય બાપના દોષ હોય, તો બાપના દોષ કહેવાય અને માના દોષ હોય, તો માના દોષ કહેવાય એને કોઈ કહે કે-ગમે તેમ હોય, પણ મા-બાપના દોષ તો ન જ કહેવાય, તો એ પૂછે કે-તેમા વાધો શો? હોય તે દોષ કહેવા છે ને? પછી, એમા વાધા જેવું શું છે? એના મતે, બધાના દોષ કહેવાય, ન કહેવાય દોષ માત્ર એના

ને એની બાયડીના ! આજે ઘણે અંશે આવું છે ને ? આમા હસવા જેવું કાંઈ નથી હોય તો રોવા જેવું છે આ વખતે, તમારી આંખોમા પાણી આવવું જોઈએ ના વાતો કાને અથડાય ને હૈયે પહોંચે, તો હૈયું હાલી ઉઠવુ જોઈએ હસીને આવી વાતોની અસરને નહિ ઉડાવી દેવી જોઇએ

પરસ્પરના વર્તાવમા આર્ય સસ્કૃતિનો ભાન

શ્રી રામ તો એ વિચારના છે કે-' મારા કારણે મારા મા-બાપને દુ ખ થાય નહિ, તેવા પ્રકારે મારે જીવવુ જોઈએ મારા હેતુથી જો મારા મા-બાપને દુ ખ થાય, તો મારો જન્મ ધૂળમા જાય '

સાધુ નથી, સસારી છે, પણ ભોગસુખની ઇચ્છા ઉપર કેટલો કાબૂ છે ? મારૂં સુખ મારા માતા-પિતાને દુ ખનું કારણ નહિ જ બનવુ જોઈએ, મારા મા-બાપને માટે દુ ખનું કારણ બને એવુ ભોગસુખ મારે ખપે નહિ, આ વાત શ્રી રામના હૈયામા બેઠી છે એટલે જ, જેવી શ્રી દશરથે કૈકેયીની માગણીની વાત મૂકી, કે તરત જ શ્રી રામ આનન્દિત બનીને, આનન્દ વ્યક્ત કરતે કરતે, કહી શકયા કે-' મારી માતાએ મારા મહા પરાક્રમી ભાઇ [illegible] જે માગણી કરી છે, તે બહુ સારૂ કર્યું છે ! [illegible]

શ્રી રામના આ કથનને સાં[illegible] તો ખુશ [illegible] ત્યા જે કોઇ ઉપસ્થિત [illegible] શ્રી રામ[illegible] આશ્ચર્ય સાથે અ[illegible] કૈકેયીને પણ [illegible] તો ય માતા [illegible]

ઓરમાન માતા છે, પણ ઓરમાન એવી ય માતા છે ને? આપણે એવા પુરૂષોની વાત કરીએ છીએ, કે જેમને સગી માતામા અને ઓરમાન માતામા બહુ ભેદ નહોતો

'ઓરમાન એટલે વૈરિણી'–એ વાત આ કાળની છે, એ કાળની નહિ કેટલીક વાતો તો હમણા જાણી જોઈને કહેવી નથી, કેમ કે–અનર્થ બહુ થવાનો સભવ છે અને એથી કેટલાકો હિતકારી પણ વાતથી વચિત રહી જાય તેમ છે, માટે કહેવા જેવી વાતને કહેવામા ય ઘણી કાળજી રાખવી પડે છે જે લોકો કૈકેયીને ઓરમાન માતા તરીકે ચીતરીને, કેવળ ભૂડી તરીકે જ ચીતરે છે, તેઓએ પ્રસગ વિચારવા જેવો છે

શ્રી દશરથને અનેક સ્ત્રીઓ હતી, પણ એ બધી ય સ્ત્રીઓ પ્રત્યે શ્રી દશરથનો વર્તાવ કેવો હતો, એ સ્ત્રીઓનો પરસ્પરનો વર્તાવ કેવો હતો, એમના સતાનોનો પરસ્પર વર્તાવ કેવો હતો અને એ સ્ત્રીઓ પરસ્પરના સતાનો પ્રત્યે કેવા વર્તાવવાળી હતી, એ બધુ ય જાણવુ જોઇએ એ બધામા પણ આર્ય સસ્કૃતિનો ભાવ રહેલો છે

નહિ તો, શ્રી દશરથે કહેલી હકીકતને સાભળતા, શ્રી રામની આખ કૈકેયી પ્રત્યે કેવી થાય? પણ શ્રી રામને એ માતા માતા જ લાગે છે કૈકયી પણ જાણે છે કે–શ્રી દશરથે પોતાના વચનનુ પાલન કરવાને માટે ભલે રાજ્ય આપ્યુ –એમ કહ્યુ, પણ જો આ રામ ન માને, તો મે રાજ્ય માગ્યુ એ ય ખોટુ ને શ્રી દશરથે રાજ્ય આપ્યુ એ ય ખોટુ! કૈકેયીને ખબર છે કે–આ જો આડો આવે, તો કાઈ જ બની શકે નહિ, પણ એના હૈયામા ય ખાત્રી છે કે–' પતિ આપે,

એમા આ રામ આડો આવે નહિ ' એટલે જ, શ્રી રામ બોલ્યા ને એના હૈયે ટાઢક વળી એણે જોઈ લીધુ કે-' હવે તો ઉત્કાપાત મચવાની અશ માત્રે ય સભાવના નથી '

લોકોએ જાત ખોઈ નાખી, માટે ઘરમા રાજ્ય ઘુસ્યુ છે અને ઘુસતુ જાય છે

હજુ તો, શ્રી રામ વધુ વાત કરે છે શ્રી દશરથને શ્રી રામ કહે છે કે-' પિતાજી! મારા ઉપર આપની ઘણીજ કૃપા છે, માટે આપે મને આ વિષયમા પૂછ્યુ છે, પણ આપે મને આ પૂછ્યુ, એથી મને તો ઘણું જ દુ ખ થાય છે!'

શ્રી રામને શાથી દુ ખ થયુ, તે ય ખાસ જાણવા જેવું છે શ્રી રામે પોતે જ એ વાત કહી છે શ્રી રામે કહ્યુ છે કે-' આપના આવા પૂછવાથી, લોકમા, હુ અવિનયનો કરનારો છુ, એવું સૂચન થશે અને તે જ મારા દુ ખનું કારણ છે ' લોક કહેશે કે-શ્રી દશરથને પોતાના વચનને અનુસારે આવેલી માગણીનો સ્વીકાર કરતા, રામને પૃછવું પડયુ! શ્રી દશરથ ભરતને રાજ્ય તો આપી શકયા, પણ તે રામને પૂછીને પછી જ આપી શકયા! આવી નોંધ થાય, તે છોકરાને માટે અવિનય કહેવાય! શ્રી રામને દુ ખ આ વાતનુ થયુ છે

તમે આ વિનય-અવિનયની વાતમા સમજ્યા કાંઈ? તમે તો બધા આર્ય દેશના માનવીઓ છો ને? બાપની હયાતિના કાળમા, ઘરની બધી ચીજો કોની ગણાય? તમારા ઘરોમા હાલ જે કાયદો ચાલતો હોય, તે કહો

ગઠ જેવો રાજ્યનો કાયદો

તમારા ઘરોમા પણ તમારે રાજ્યને જ ઘાલવું છે ને?

ઘરોમા રાજ્ય ઘુસ્યુ છે અને ઘુસતુ જાય છે, એમા તમે રાજી છો ને ? તમે લોકોએ જાત ખોઈ નાખી, માટે રાજ્ય તમારા ઘરમા પણ ઘુસ્યું છે અને ઘુસતું જાય છે કોઈ કોઈ કુટુબ આજે પણ વિદ્યમાન છે, કે જ્યા આર્ય સસ્કૃતિની છાયા દેખાય છે એ કુટુંબોમા બે-પાચ હજાર રૂપીઆનો માસિક પગારદાર પણ દીકરો, પગાર લાવીને મા-બાપની પાસે મૂકી દે છે પગાર આખો ય આપી દે અને પોતાને બે-પાચ રૂપીઆ જોઇતા હોય, તો ય ને મા-બાપની પાસે વિનયથી માગે હાથખર્ચી પણ પગારમાથી કાપી લે નહિ ! આપણી વાત તો એ છે કે-ઘરમા માલિકી કોની ? આજે કોઈ ટીપમા ભરવા હોય, કોઇનુ કામ કાઢવું હોય, એવા એવા વખતે ઘણા મા-બાપ કહે છે કે-'જરા દીકરાને પૂછવું પડશે ' અરે, દીકરો ય ન કહે, ભાઇને પૂછવુ પડશે, એમ કહેવું પડે છે એ વાત છોકરો સાભળે, તો ય તેને પ્રાય કોઈ અસર થાય નહિ એને દુ ખ ન થાય કે-માબાપને તે વળી મને પૂછવાનું હોય ? મને કહાય કહે, તો ય એ વાત બીજા પાસે મા-બાપ બોલે, એમા મારી લાય કાત કયી ? માબાપને, મને, દીકરો કહેવાને ઠેકાણે ભાઇ કહેવો પડે ? આજે દીકરાઓ ઉપર પણ આવી અસર તો ભાગ્યે જ થાય છે ને ?

મ૦ દીકરાનો બારમોજ વધ્યો ને ?

દીકરાનો બારમોજ વધ્યો, એટલે દીકરો બાપનો ય બાપ બની જાય ? સસારને પણ સારી રીતિએ જીવવાને માટે જે ગુણો જોઇએ, તે આ બધામાથી મળી જાય તેમ છે ને ? આ ગુણો એવા છે કે-આ ગુણો જેનામા આવે, તે યોગને ન પામેલો હોય તો ય યોગને પમાડનારી સારી સામગ્રી મળના,

સશય હોત, તો શ્રી રામને બધાની વચ્ચે નહિ, પણ એકાન્તમા બોલાવત અને એકલા બોલાવત આ પૂછવામા, આવી વાત કરવામા, શ્રી રામને મન દુ ખ છે, પણ શ્રી દશરથને મન આનન્દ છે! શ્રી દશરથે એમ નથી પૂછયુ કે-' તું કહે તો આપું, નહિ તો ન આપું ' બાપ-દીકરાનો સબધ સમજવા જેવો છે બાપને ખાત્રી જ છે કે-આ વાતને સાભળીને મારા રામને આનન્દ જ થશે એમ પૂછવાથી શ્રી રામને દુ ખ થયુ, એથી પણ શ્રી દશરથને આનદ થયો પુત્રના દુ ખથી આનદ નથી થયો, પણ પુત્રના ગુણથી આનદ થયો છે શ્રી રામનું દુ ખ, એ તો શ્રી રામના ગુણનું જ પ્રતીક છે ને?

નિર્માણની ખબર કોને છે?

સ૦ આવુ થવાનું એવુ તો પહેલેથી જ નિર્માણ થયેનુ હશે ને?

એટલે તમારું કહેવું એમ છે કે-એમને માટે એ પ્રકારનુ વિનીતપણું નિર્માણ થયેલુ હતુ અને તમારે માટે એવું નિર્માણ થયેલુ છે કે-તમે તમારા બાપની પણ સામે થાઓ? એ એવા પાકવાના-એવું નિર્માણ થયેલુ અને તમે આવા પાકવાના-એવું નિર્માણ થયેલુ, એમ માનીને, જેમ ચાલે છે તેમ ચાલવા દેવું છે? તમને નિર્માણની ખબર છે? મને તો ખબર નથી, માટે પ્રયત્ન કરૂ છુ આટલો પ્રયત્ન કરવા છતા પણ, તમે જો નહિ સુધરો, તો તમારે માટે એવું નિર્માણ થયુ હશે, એમ માની લઈશ પણ મને તો લાગે છે કે-તમારે માટે કાઈક સારૂં જ નિર્માણ થયેલુ છે એટલે, આવી, સુધરવાના પુરૂષાર્થને મારી નાખનારી વાતોને વચ્ચે લાવો નહિ અહીં જે જે વાતો થઈ, તે બધી વાતોને તમે જો બરાબર

સાભળીને ને સમજીને વિચારી હોત, તો આવુ ન પૂછત જેવી ભવિતવ્યતા હોય તેવુ બને, પણ ભવિતવ્યતાનો નિર્ણય કોણ કરે? અને વગર પ્રયત્ને પોતાની ભવિતવ્યતાને ખરાબ કોણ માની લે? ગમતી ચીજમા તો વારવાર પાછા પડવા છતા ય, સારાની આશાએ પ્રયત્નો જારી રખાય છે ને? તમે તમારા જ અન્તઃકરણને તપાસી જુઓ ને! તીવ્ર પાપના ઉદયે, સારા પણ મા-બાપની ભૂલ થઈ જાય, એવુ પણ બને જેમ કૈકેયીથી પુત્રમોહને કારણે ભૂલ થઈ ગઈ છે એમા નિર્માણનો ય હિસ્સો ખરો પણ એ નિર્માણમા આ બધાની ઉત્તમતા કેવી ઝળકી રહી છે, એ તરફ જુઓ!

આપ ચાહો તો અભિજનને ય રાજ્ય દઈ શકો છો

શ્રી રામ, શ્રી દશરથને રાજ્યના કેવા સ્વતન્ત્ર માલિક માનતા હતા, તેની વાત ચાલી રહી છે શ્રી રામે પોતાના અવિનયના સૂચનને અંગેનું દુ ખ વ્યક્ત કર્યા બાદ જે કહ્યુ છે, તે સાભળીને તો આર્ય સસ્કૃતિના પ્રેમિનું હૈયુ નાચી ઉઠે એવુ છે શ્રી રામે એવો ભાવ વ્યક્ત કર્યો છે કે-' પિતાજી! આ તો મારો ભાઈ ભરત છે, પણ આપ જો ઈચ્છો તો આ રાજ્ય એક ચોપદારને પણ આપી શકો છો હુ તો આપના પાળા સમાન સેવક છુ, એટલે મારે તો આપની આજ્ઞાને જ આધીન થવાનું છે આપ તુષ્ટ થઈને કોઈ એક અભિજનને પણ આપનુ આ રાજ્ય આપી દો, તો તેમાં પણ ના પાડવાનો કે હા પાડવાનો, તેમા નિષેધ કરવાનો કે અનુમતિ આપવાનો, મને કોઇ અધિકાર જ નથી કારણ કે-આપ જ માલિક છો અને હુ તો આપના ચરણોની સેવા કરનારો છુ! આપ આપનું

કેવી હોવી જોઈએ, એની વાત કરી રહ્યા છીએ બાપ તો પ્રેમાળ છે, એટલે છોકરાને એ પોતાના ખોળામાં ય બેસાડે, પોતાની પાસે ગાદી ઉપરે ય બેસવાનું કહે અને સ્નેહવશ કદાચ પુત્રને માથે ય ચઢાવે, પણ છોકરાનો ધર્મ શો? છોકરાનો ધર્મ તો બાપના ચરણે બેસવાનો ને? બાપ ખુશ થઈને છોકરાને ભલે ને બધું જ આપી દે, પણ છોકરાનો બાપની પાસે હક્કથી માગવાનો અધિકાર તો નહિ ને? છોકરો તો માને કે-'મારી માતાએ મને નવ મહિના પેટમાં રાખીને મારો ભાર ઉપાડ્યો અને મારી માતાએ તથા મારા પિતાએ મને પાળી-પોષીને મોટો કર્યો, એ જ એમનો મારા ઉપર મોટામાં મોટો ઉપકાર એ મને જાળવત નહિ, તો હું જીવત શાનો? એટલે, મારા આવા ઉપકારી મા-બાપની પાસે હું જો કાંઈ પણ મારો હક્ક કરીને માગવા જાઉં, તો એના જેવી મારી બીજી એકેય નાલેશી હોઈ શકે નહિ' આ રીતિએ ઘર ચાલે, તો ઘરમાં કજીઆ-ટંટા હોય? એવા ઘરમાં સુલેહશાતિનું વાતાવરણ કેવું મજેનું હોય? તમારા ઘરમાં આવી સ્થિતિ નથી, એટલે કેટલી મુશ્કેલી છે? તમે તમારી મીલ્કતની વ્યવસ્થા કર્યા વિના મરો, તો તમારા છોકરાઓ સુલેહશાતિથી બધુ સમજી લે? ભાઈઓ સપીને ચાલે? છાજતી રીતિએ ચાલે? અને તમે વ્યવસ્થા કરવા માગો, તો ય તમે તમારી ધારી વ્યવસ્થા કરી શકો? તમારા ચાર છોકરાઓમાં એક ગાંડા જેવો હોય, કમાઈ શકે ને ગુજરાન ચલાવી શકે તેવો ન હોય અને એથી તમને એમ થાય કે-'એ છોકરાને મારે બધુ આપી દેવું છે, કારણ કે-બાકીના ત્રણ તો સારી રીતિએ કમાઈને સુખે જીવી શકે

એવા છે' તો તમે આ પ્રમાણેની વ્યવસ્થા કરી શકો, એવું છે? તમે કદાચ એવી વ્યવસ્થા લખી લીધી પણ હોય, તો ય તે નભી શકે એવું છે?

સ૦ તો તો ઘરમા મોટી બકાઈ થાય

તમારા જીવતા ય તમારી પાસેથી લેવાને માટે તમારા છોકરાઓ તમારી સાથે લડે? અને તમે જો મરી ગયા હો, તો તમારા લખાણને પગ નીચે છુંદી નાખવા જેવું કરે? તમે આમા 'હા'નો ભાવ બતાવો છો અને તેમ છતા પણ તમને બાપ કહેવડાવવામા આનદ આવે છે? એટલે, આજે બાપને ખબર પડે કે-'કોને આપવા જેવું છે' તો પણ બાપ પોતાની ઇચ્છાનુસાર આપી શકે નહિ ને? દીકરા ઓથી જ બાપને ડરવાનુ ને?

<u>પરીક્ષા કરીને કાર્ય સોંપવાને અગે એક શેઠનુ અને તેની ચાર પુત્રવધૂઓનુ ઉદાહરણ</u>

આગળના કાળમા તો, મોટા કુટુમ્બોમા દીકરાઓની અને દીકરાઓની વહુઓની પણ પરીક્ષા થતી અને જે જે કામને લાયક જણાય, તેને તે કામ સોંપાતું એમા, કોઈ આડે આવતું નહિ વહુઓની પરીક્ષાને લગતો શાસ્ત્રમા આવતો એક દાખલો કહું છુ

એક શેઠ હતો, કે જે ઘણો સપત્તિશાલી પણ હતો અને આબરૂદાર પણ હતો એને ચાર દીકરાઓ હતા શેઠના ચારે ય દીકરાઓ માતા, પિતા આદિ સઘળા ય ગુરૂજનોનો વિનય કરવામા તત્પર હતા એ ચારે ય દીકરાઓએ શેઠને એટલો બધો સતોષ આપ્યો હતો કે-શેઠને પોતાની પાછળ

પોતાની પેઢી કેમ ચાલશે, એની તો બીલકુલ ચિન્તા નહોતી શેઠ ને શેઠાણી વૃદ્ધ ઉમ્મરના થયા, એટલે શેઠે વિચાર કર્યો કે–'ચાર છોકરાઓની ચાર વહુઓમાથી, કુટુમ્બના ભારને વહી શકે એવી વહુને, કુટુબનો ભાર સોપવો જોઇએ કારણ કે–કુટુબનો ભાર જો ડાહી વહુને સોપ્યો હોય, તો કુટુબમા સુખશાન્તિ જળવાય અને લોકમા પણ કુટુંબની આબરૂ વધે '

આ બાબતનો નિર્ણય કરવાને માટે, શેઠે ચારે ય પુત્ર વધૂઓની પરીક્ષા કરવાનો નિર્ણય કર્યો

શેઠ એવો ડાહ્યો છે કે–પોતે જે કરે તે ડહાપણથી કરે, જેથી એ જે કરે, તેમા સૌ સમ્મત રહે અને કોઇને અજાણપણાથી પણ વિરોધ કરવાની તક મળે નહિ એથી, એણે ચારે ય પુત્રવધૂઓની પરીક્ષા કરીને, તે ચારેયને જે જે કાર્ય યોગ્ય હોય તે સોપવાનો વિધિ, સઘળા ય કુટુમ્બીજનો સમક્ષ કરવો–એવો પણ નિર્ણય કર્યો

આવો નિર્ણય કરીને, શેઠે એક વાર ભોજનસમારંભ યોજ્યો એ ભોજનસમારભમા, શેઠે જેમ પોતાના કુટુમ્બના માણસોને આમન્ત્રિત કર્યા, તેમ એ ચાર પુત્રવધૂઓના કુટુમ્બીજનોને પણ આમન્ત્રિત કર્યા

બધાને સારી રીતિએ જમાડયા બાદ, શેઠે, યોગ્ય સ્થલે એ સર્વેને બેસાડયા અને પોતાની ચારે ય પુત્રવધૂઓને બોલાવી પુત્રવધૂઓ આવી ગઈ, એટલે શેઠે દરેક વહુને ડાંગરના પાચ પાચ દાણા આપ્યા અને કહ્યુ કે–'આ દાણા જ્યારે હુ પાછા માગુ, ત્યારે તમારે તરત જ મને પાછા આપવા '

પછી, શેઠે સૌને વિદાય કર્યા શેઠે આ શું કર્યું, તેનો મર્મ કોઇને સમજાયો નહિ

બવાના ચાલી ગયા પછીથી, મોટી વહુએ વિચાર કર્યો કે-'મારા ઘરમા ડાગરના દાણાની શી ખોટ છે? જ્યારે પિતાજી માગશે, ત્યારે કોઠારમાથી કાઢીને પિતાજીને પાચ દાણા આપી દેવાશે' આવો વિચાર કરીને, તેણીએ, શેઠે આપેલા ડાગરના પાચ દાણાઓને ફેંકી દીધા એને તો એમ જ થયું હશે ને કે-પિતાજી ગાડા થઈ ગયા લાગે છે? સાઈઠે બુદ્ધિ નાઠી લાગે છે? નહિ તો, એ દાણાને એ ફેંકી દેત ખરી? એને, એટલો ય વિચાર નહિ આવ્યો કે-'પિતાજી પણ જાણે છે કે-કોઠારમા ડાગરના દાણાઓની ખોટ નથી, જ્યારે જેટલા દાણા જોઈએ તેટલા મળી શકે તેમ છે, છતા પણ પિતાજીએ પાચ દાણા આટલા બધાની વચ્ચે રાખી મૂકવાને માટે આપ્યા છે, તો જરૂર એની પાછળ પિતાજીનો કોઈ ખાસ આશય હશે' પણ, એની બુદ્ધિ જડ જેવી હતી, એટલે જ, એને આવો કોઈ વિચાર આવ્યો નહિ

બીજી વહુમા બુદ્ધિની જડતા એટલી બધી નહોતી, પણ તેણીની બુદ્ધિમા ય જડતા તો હતી જ બીજીએ પણ વિચાર તો એવો જ કર્યો કે-'કોઠારમા કાઈ દાણાઓની મણા નથી પિતાજી જ્યારે માગશે, ત્યારે ક્ષણ વારમા દાણા કોઠારમાથી કાઢીને આપી શકાશે' પણ તેણીને એમ થયુ કે-'પિતાજીએ આ દાણા આપ્યા છે, માટે ફેંકી નહિ દેવા એમા વડિલનુ અપમાન ગણાય' આવો વિચાર કરીને, બીજી વહુ, શેઠે આપેલા દાણાને ખાઈ ગઈ

ત્રીજી વહુ આ બે જેવી નહોતી ત્રીજી વહુએ વિચાર કર્યો કે-'સસરાજી ડાહ્યા છે કાઈ પણ કારણ વિના, આમ ડાગરના પાચ દાણા સાચવી રાખવાને માટે એ આપે નહિ

ઘરનો કચરો કાઢવાનુ કાર્ય સુપ્રત કર્યું, કારણ કે-તે ફેંકી દેવામા બહુ કુશળ હતી, બીજી વહુને રસોઈનુ કાર્ય ભળાવ્યુ, કારણ કે-તે દાણાને ખાઈ ગઈ હતી, ત્રીજી વહુ દરેક વસ્તુને સાચવી શકે તેવી હતી, માટે ત્રીજીને ઘરના દરદાગીના વગેરેના રક્ષણનું કાર્ય સોપ્યું, અને ચોથી વહુને શેઠે ઘરના નાયકપદે સ્થાપી એને પૂછીને, એ જેમ કહે તેમ સૌએ સર્વ કાર્યો કરવા, એમ શેઠે કહી દીધુ ચોથી વહુ સૌથી નાની હતી, છતા પણ શેઠે તેને સૌની નાયક બનાવી દીધી

એ યુગને પાછો લાવવા ઘણા સયમી બનવુ પડશે

આ તો એક વાત થઈ આપણી વાત તો એ છે કે-આજે કોઇ આવી વ્યવસ્થા કરવાનુ ધારે, તો પણ તે આવી વ્યવસ્થા કરી શકે ખરો? ઘરનો વડિલ, એટલે કેવો માનો છો તમે એને? કહો ને કે-અમારે ત્યા વડિલ-ફડિલ જેવું ખાસ કાઇ છે જ નહિ પહેલાના કેટલા ય ઘરડા એવા હતા કે-દુનિયાની બહુ આસક્તિ નહિ ને નજોગવશાત્ ઘર માડી બેઠેલા તે ઘર કેમ ચલાવવું તે શીખેલા દુનિયાની અતિ આસક્તિ તો શાણપણને મારે છે આજે સારા વડિલોની પણ ઘણી ખોટ પડી ગઈ છે, પણ તમે સુધરવા માડશો તો સારા વડિલો પણ પાકવા માડશે તમે જ મોટા થયે વડિલ બનવાના ને? તમે જો એવા તૈયાર થઇ જાવ કે-'દુન્યવી કોઈ પણ સુખને માટે હું મારા માતા-પિતાદિ વડિલોની પાસે હઠ કરતો જાઉં નહિ કે તેમની એ બાબતની કોઇ પણ વ્યવસ્થાની સામે થાઉ નહિ' તો જ વીતી ગયેલા યુગનુ, ભૂસાઇ ગયેલા યુગનુ, શાસ્ત્રોની વાતોમા રહી ગયેલા યુગનું દર્શન

થઇ શકે ! એ યુગ એવો હતો કે-શ્રી રામ જેવા માત્ર હકકદાર જ નહિ પણ સમર્થ ય ખરા, તે શ્રી દશરથને કહે છે કે-'આપ તુષ્ટ થઈને આ રાજ્ય કોઈ બહીજનને પણ આપી દો, તો ય તેમા 'હા' પાડવાનો કે ના' પાડવાનો મને અધિકાર નથી, કારણ કે-હું તો આપનો પાયદળ છુ, આપના હુકમનો તાબેદાર છુ !' માતા-પિતા રી સેવામા જે સુખ-સાહ્યબી એ માનતા હતા, તે બીજી કશામા પણ એ માનતા નહોતા એ યુગને પાછો લાવવો છે ? એ યુગને પાછો લાવ વાને માટે તો, તમારે ઘણા સંયમી બનવું પડશે તમારે સસારમા રહેવું છે કે સાધુ થવું છે ? મુઝાતા નહિ હાલ તમે જેવા છો, તેવા ને તેવા તો તમને સાધુપણામા લેવાય તેમ નથી, પણ તમારૂં મન કેવું છે ? તમને જે સસારમા રહેવાનુ મન છે, તો શું કારણ છે કે-તમને સસારમા રહેવાનું મન થાય છે ? કોઈ બોલે ? કેવળ વિષયાસક્તિથી જ, એટલે કે-ઇન્દ્રિયોના અનુકૂળ વિષયોના યોગમાં જ સુખ છે-એવું માનવાથી, તમને જો સસારમા રહેવાનુ મન હોય, તો તમે સારો યુગ નહિ લાવી શકો

## બાપ સલાહ પૂછે-એ બાપની મોટાઈ:

સ૦ બાપ દીકરાને સલાહ પૂછે, તો તે યોગ્ય લાગી શકે ?

બાપ દીકરાને સલાહ પૂછે, એ વાત જ જુદી છે બાપ દીકરાની સલાહ લીધા વિના કાંઈ કરી શકે જ નહિ, એવી વિષમ સ્થિતિમા બાપને દીકરાથી મૂકાય નહિ, એની આ વાત છે બાપને પૂછવાનું મન ન હોય અને કજીયા આદિથી ડરીને પૂછવું પડે, એ નહિ જોઈએ દીકરા તરફથી બાપને

એવી ખાત્રી જોઈએ કે–હું જે કરીશ, તે મારા દીકરાને કદાચ અનુકૂળ નહિ લાગે, તો પણ તે 'મેં આ કર્યું છે'–એટલા ખાતર પણ સ્વીકારી લેશે અને પ્રતિકૂળ નહિ બોલે આવા દીકરાને તો, ડાહ્યો બાપ વાત–વાતમા પૂછે અને દીકરો શક્ય હોય ત્યા સુધી પિતાના અભિપ્રાયને જ પ્રધાન બનાવીને જવાબ દે બાપ સલાહ પૂછે–એ બાપની મોટાઈ છે, પણ દીકરાથી એમ ન કહેવાય કે–મને પૂછવુ જ જોઈએ અથવા તો મને પૂછ્યા વિના તમે અમુક કર્યું, તે મને મન્જુર નથી બાપ જ્યારે દીકરાને સલાહ પૂછે, ત્યારે દીકરો પોતાને જે જેમ લાગતું હોય તે તેમ કહે, તો પણ પાછો કહે કે–'આ તો આપે પૂછ્યુ એટલે મને જે સુઝ્યુ તે મેં આપને કહ્યુ, છતા પણ આપને જે ઠીક લાગે તે ખરું' પોતે કહ્યું હોય, તેનાથી ઊલટું પણ બાપ કરે, તો ય દીકરો સામે થાય નહિ

આપની આજ્ઞાથી ઝેરની પડીકી ઘોળી પીઉં, પણ આપની આજ્ઞા ખાતરે ય અનીતિ કરું નહિ

બાકી, પહેલા તમને આત્માના હિતાહિતની વાતની વખતે કેમ વર્તવું પડે, તે વિષે કહી ગયો છુ માતા–પિતા જ્યારે એવું જ અનુચિત વર્તન કરાવવાના આગ્રહમા પડે, કે જે વર્તનથી આત્માના હિતને હાનિ પહોંચે તેમ હોય, તો સારામા સારો વિનયશીલ પણ પુત્ર, માતા–પિતાના એ આગ્રહને તાબે થાય નહિ માતા પિતાના ઉપકારને એ ભૂલે નહિ, એમને સમજાવવાનો પ્રયત્ને ય કરે અને તેમ છતા પણ જો તે ન જ માને, તો વિનયપૂર્વક પણ તેમની એવી આજ્ઞાનો અસ્વીકાર કરે

સુખસામગ્રીની અપેક્ષાએ વાત ચાલી રહી છે એને માટે, પુત્રથી માતા-પિતાની સામે થવાય નહિ આમ તો, માતા-પિતા માથુ માગે તો માથુ ય અપાય, પણ એક ચીજ એવી છે, કે જે ન અપાય એ ચીજને માત્ર આ ભવની સાથે જ સબધ નથી એનો ભાવિ ભવોની સાથે મોટો સબધ છે શું ન અપાય અને શું ન લેવાય? આત્માને હિત કરનારી જે ચીજ, તે ન અપાય અને આત્માને અહિત કરનારી જે ચીજ, તે ન લેવાય તમે તમારા આત્માના હિતને સમજો છો? આત્માનુ હિત શાથી અને આત્માનું અહિત શાથી?-એ સમજો છો? ખૂદ બાપ પણ જો કાલે તમને એમ કહે કે-'પેઢી ઉપર આટલી અનીતિ તો કરવી જ પડશે, તું અનીતિ નહિ કરે, તે ચાલશે નહિ' -તો એવા અવસરે તમે બાપને ય નમ્રતાપૂર્વક પણ મક્કમ તાથી કહી શકો છો કે-'આપ ઝેરની પડીકી આપો અને તેને ઘોળીને પીઈ જવાનુ કહો, તો તે મને મજુર છે, પણ આપની આજ્ઞા ખાતરે ય અનીતિ તો મારાથી થઇ શકશે નહિ' બાપ જો એમ કહે કે-'તારા ભાગના પાચ લાખ રૂપીઆ હું બીજાને આપી દઉ છુ'-તો તમે એ વખતે એમ કહો કે-'એ આપની મરજીની વાત છે આપ માલિક છો, માટે આપ ચાહો તે કરી શકો છો આપ બધી મીલ્કત ગમે તેને આપી દેશો અને મને કાઇ પણ નહિ આપો, તો ય તેની ચર્ચા સરખી પણ હું નહિ કરૂ મારે તો આપની આજ્ઞા પ્રમાણ છે આપની આજ્ઞાનું પાલન કરવું એ મારો ધર્મ છે, નહિ કે-આપની પાસે મીલ્કતનો હક્ક કરવો એ મારો ધર્મ છે' એ વખતે આવું કહેવાય અને એના એ જ બાપ જો અનીતિ કરવાની આજ્ઞા કરે, તો 'ઝેરની પડીકી આપવી હોય તો આપો અને

ખાત્રી કરી લો કે-આપની આજ્ઞા હું માથે ચઢાવું છું કે નહિ, પણ અનીતિ કરવાની આજ્ઞાને હું માથે ચઢાવી શકું તેમ નથી' -આવું કહેવાય આ બન્ને ય વાતો કબૂલ છે? હા કે ના?

અનીતિ કરવાની આજ્ઞા કેમ માથે ચઢાવે છે?

આજના કાળની મનોદશા લગભગ ઊલટી છે હજુ મા-બાપના કહેવા ખાતર અનીતિ કરવાને તૈયાર થાય, પણ મા-બાપની આજ્ઞાને માથે ચઢાવીને, દુન્યવી સુખસામગ્રી મળે તેમ હોય તો તેની જતી કરવાને તૈયાર થાય નહિ ત્યારે અનીતિ કરવાની આજ્ઞાને માન્ય કર્યાનું કહે છે, તે શાથી? પોતાને જ અનીતિ કરવી ગમે છે અને અનીતિ કર્યાનો અપયશ મા-બાપને માથે ઢોળી શકાય છે, માટે ને? પોતાના વિષયસુખનો સવાલ હોય, ત્યાં મા-બાપની આજ્ઞાને અવગણતાં નહિ અચકાનારો, જો અનીતિ કરવાની મા-બાપની આજ્ઞાને માથે ચઢાવ્યાનું કહેતો હોય, તો એને માટે બીજું મનાય પણ શું? તમે સમજી તો ગયા ને?

મા-બાપને આજ્ઞામાં ગણે કે અવગણે?

આજે વિષયસુખનો લોભ કેટલો બધો વધી જવા પામ્યો છે? વિષયસુખની તીવ્ર આસક્તિના કારણે, ઉપકારી એવા માતા-પિતાની કેવી ભારે અવગણના થાય છે? કેટલેક સ્થલે, આજે તો, ન કમાઇ શકે તેવાં અશક્ત થઈ ગયેલા મા-બાપોને, છોકરાઓની આજ્ઞામાં જીવવું પડે છે માત્ર છોકરાની જ આજ્ઞામાં નહિ, પણ છોકરાની વહુની આજ્ઞામાં પણ! એવા મા-બાપોને એમનો દીકરો અને એમના દીકરાની વહુ શું શું સંભળાવે છે, તે કહેવા જેવું છે? તમે સાવ અજાણ્યા

તો નહિ હો મા-બાપને આજ્ઞાના રાખવા છતા ય, દીકરો -વહુ એમનો કેવો અને કેટલો તિરસ્કાર કરે છે? જેનુ દૂધ પીઈને મોટા થયા, જેમનુ ખાઈ-પીઇને મોટા થયા, તેમની તમે આ દશા કરો? પહેલા એ માલિક હતા, કેમ કે-એ લાવતા હતા, હવે અમે માલિક છીએ, કેમ કે-અમે લાવીએ છીએ, આવુ માની બેઠા છો? હવે એ માલિક નહિ, બીચારા છે, એમ જ ને? કોઈને મોઢે વાત કરે ને એમને બીચારા તરીકે ઓળખાવે, ત્યારે શું થાય? આવું પણ આજે ચાલે છે ને? 'અમારા ઉપર એ જીવે છે'-એમ દીકરાથી કે દીકરાની વહુથી કહી શકાય? તમે તો આમાના નહિ હો, એમ માની લઉં? મા-બાપની આજ્ઞાને પણ નકારી શકાય, અવસરે એમની ઈચ્છાની સામે ય થઈ શકાય, પણ તે ક્યારે? દુન્યવી કોઇ ચીજને માટે તો નહિ જ પરલોકના હિતનો અગત્યનો સવાલ હોય ત્યારે! પણ, જેની નજર પર લોકના હિત તરફ હોય, તે આ લોકના વિષયસુખને માટે આવો ભૂડો બને ખરો? આજે તમારો સસાર કેટલો બધો બગડી ગયો છે, એનો ચીતાર જે તમારી આખ સામે ખડો કરવામા આવે, તો તમે એને જીરવી શકો તેમ છો ખરા!

મા-બાપનો મોટો ગુનો

મ૦ વડિલો તરફથી અમને જે આપ કહો છો તેવા સસ્કારો અપાયા હોત, તો અમારી આટલી હીન દશા ન હોત, પણ અમો એવા સસ્કારો મળ્યા નથી અને ખરાબ સસ્કારો દૃઢ થઈ ગયા છે

આ વાત પણ સાચી તો છે જ, પણ જે ક્યારથી સમજે,

તે ત્યારથી સુધરવા માંડે, તો જ અનિષ્ટ વધતું અટકે ને? 'અમારા બાપ એમના બાપ જોડે એમ વર્તેલા નહિ, એટલે અમને એ સસ્કારો મળ્યા નહિ'–એ હકીકત સાચી હોવા છતાં પણ, તમારે વિનયશીલ બનવું છે, માટે તમારે એ હકીકતને ગળી જવી જોઈએ છોકરો ગુન્હો કરે અને મા-બાપે જો તેને ગુન્હો નહિ કરવાનું સમજાવવાની કાળજી રાખી ન હોય તથા એ ગુન્હો કરે-એવા રસ્તે દોર્યો હોય, તો મા-બાપ પણ ગુન્હેગાર જ છે, પણ હવે તમારે મા-બાપ તરીકે એવા ગુન્હેગાર ન બનાય, તેની જ ચિન્તા કરવી પડશે ને? તમારા દીકરા-દીકરી જો તમને તમારા મા-બાપની અવગણના કરતા જુએ, દુન્યવી સુખ માટે તેમની સાથે તમને લડતા જુએ, તો એની તમારા દીકરા-દીકરી ઉપર શી અસર પડે? એટલે, મા-બાપનો મોટો ગુન્હો છે, એ વાતને સમજીને પણ, તમારે જ એવા ગુન્હાથી ઉગરવાની પેરવી કરવી પડે ને? તમે તમારા છોકરાઓને કદી પણ એવું કહ્યુ છે ખરૂ કે-આપણે જન્મ્યા છીએ માટે મરવાનુ નક્કી જ છે? મરવાનુ નક્કી છે, માટે એવુ જીવો કે-મરતા પશ્ચાત્તાપ કરવો પડે નહિ આ બધી સુખસામગ્રી અહીંની અહીં રહી જવાની છે અને જવાનુ આપણે છે, માટે આ બધાને માટે પાપ કરવુ એ બેવકૂફી છે આવુ કાઇ તમે તમારા છોકરાઓને કહ્યુ છે? 'તને શા માટે ભણાવુ છુ? કોઇ તને ઠગે નહિ અને તું કોઈને ઠગે નહિ, એ માટે તને ભણાવુ છુ!'–એટલુ પણ તમે તમારા છોકરાઓને કહ્યું છે? 'આ પેઢી જેમ આપણી છે, તેમ સૌની છે આમ ગુડી આપણી કહેવાય, પણ અવસરે સૌની ફરતા ય મન ખચકાવુ નહિ જોઇએ'–આવુ કાંઈ

તમે તમારા છોકરાઓને સમજાવ્યું છે ?

મ૦ જિંદગીમા પહેલી વાર આવુ સાભળવાને મળ્યું ।

આર્ય દેશમા, આ શરમાવા જેવી વાત છે, એમ તમને નથી લાગતું ?

## શ્રી ભરતમા ને મારામા ભેદ નથી

હવે, છેલ્લે છેલ્લે, શ્રી રામ શ્રી દશરથને કહે છે કે-‘ ભરત અને હુ એક જ છીએ, આપને મન પણ અમે બન્ને ય સરખા જ છીએ, એટલે, આપ પૂરેપૂરા આનન્દ સાથે ભરતનો રાજ્યાભિષેક કરો ’

શ્રી રામ ને શ્રી ભરત એક છે ? જુદા હોવા છતા પણ એ એક જેવા જ હતા શી રીતિએ એક જેવા હતા ? મારૂં તે એનું અને એનું તે મારૂં-એવો ભાવ, જેમ શ્રી રામના હૈયામાં હતા, તેમ શ્રી ભરતના હૈયામા પણ હતો શ્રી રામનું કહેવું એ જ છે કે-અમે કદી પણ ‘ મારૂં તે મારૂં અને એનું તે એનું ’ એવું કર્યું જ નથી શ્રી રામ, શ્રી દશરથને એવું વિનયી સૂચન પણ કરી દે છે કે-શ્રી ભરતનો રાજ્યાભિષેક કરવામા, આપે પણ સકોચ રાખવાને કોઈ કારણ નથી, કારણ કે-જેવો હુ આપનો પુત્ર છુ તેવો આ ભરત પણ આપનો જ પુત્ર છે, એટલે આપને મન પણ અમો બન્નેમાં કોઈ ભેદભાવ નથી શ્રી રામે પિતાનું આવું ભેદભાવરહિતપણું જીવનમા અનુભવ્યું હશે ને ? ‘ અમારા પિતાએ અમારા બે વચ્ચે કદી પણ એવો ભેદભાવ નથી પાડયો, કે જેથી અમારામાથી કોઇને પણ એમ લાગે કે-પિતાનો આ વધુ પ્રીતિપાત્ર છે અને પિતાનો આ ઓછો પ્રીતિપાત્ર છે, કે જેને લઈને અમારામા પણ ભેદભાવ જન્મે ’-આવું શ્રી રામ

કહે છે ને ? તમને આવો અનુભવ છે કે આથી ઊલટો અનુભવ છે ? આમ સરખાપણાની, પોતાના મનની અને પોતાના પિતાના મનની પણ વાતને કહીને, સાર રૂપે શ્રી રામે શું કહ્યું ? સરખો ભાગ આપવાનું ય નહિ, પરન્તુ શ્રી ભરતનો રાજ્યાભિષેક કરવાનું કહ્યું અને તે ય જરા પણ સંકોચ રાખ્યા વિના પૂરેપૂરા આનન્દથી કરવાનું કહ્યું

શ્રી દશરથને ય આશ્ચર્ય ઉપજ્યું

શ્રી રામના કથનને સાભળીને, શ્રી દશરથનું હૈયું એટલું તો ઠર્યું છે કે-જેને વાણીમાં મૂકી શકાય નહિ શ્રી રામના વિષે અત્યન્ત વિશ્વાસવાળા એવા પણ એ પિતાએ, આશ્ચર્ય સાથે આનન્દ અનુભવ્યો છે

સ૦ આશ્ચર્ય ?

હા, આશ્ચર્ય દીકરો સામો નહિ થાય, જે કરીશ તે મંજૂર જ રાખશે-એ વિશ્વાસ એ જુદી ચીજ છે અને રાજગાદીની બાબતમાં આવો આજ્ઞાંકિતભાવ ને ઉદારભાવ પ્રગટ કરે, એ જુદી ચીજ છે શ્રી રામનો જવાબ આપવાની પદ્ધતિ એવી છે કે-આશ્ચર્ય ઉપજ્યા વિના રહે નહિ શ્રી દશરથને થઈ જાય છે કે-આવા દીકરા મળવા, એ ય દુર્લભ છે !

તમારે માટે, આ નાનો-સૂનો શિક્ષાપાઠ છે ? શ્રી રામાયણનો આ શિક્ષાપાઠ, તમારે મન નાનો છે કે મોટો છે ! આ પ્રસંગને આંખ સામે રાખીને, તમે તમારા ઘરસંસારને જુઓ તમારે ત્યાં બાપ-દીકરા વચ્ચે વ્યવહાર કેવો છે અને એ બાપ-દીકરા વચ્ચે વ્યવહાર કેવો હતો-એ બેને લક્ષ્યમાં રાખીને, તમે તમારા સંસારમાં શું સુધારવા જેવું છે, તે નક્કી કરો

## ઘણી સ્ત્રીઓવાળા ખરાબ ને એકવાળા સારા?

હજુ શોક્યોની વાત તો ઉભી પડી છે ને? ભાઇઓ એક ઘરમા જન્મેલા, પણ શોક્યો તો બહારની આવેલી ને? શ્રી દશરથની સ્ત્રીઓ, એ પરસ્પર તો શોક્યો ગણાય ને? શોક્ય એટલે? આજે તો શોક્ય એટલે શોક અને શેઠ, એવુ છે ને? આવા જમાનામા એકથી બે નથી એ સારૂ જ છે, એમ કહેવાય ને? આજે ઘણી વાતો સમજ્યા વગરની ચાલી રહી છે જે એકથી અધિક કરે, તે ખરાબ જ-એમ માની લેવા જેવુ નથી એકવાળો સારો જ, જેને એક પણ નહિ તે એથી ય સારો જ અને જેને અધિક તે ખરાબ જ-આવુ તમારાથી આજે પણ કહેવાય એવું નથી અધિકવાળા કરતા એકવાળો વધારે ખરાબ હોય-એમ પણ બને અને એકવાળા કરતા પણ જેને એકેય નથી તે ય વધારે ખરાબ હોય-એમ પણ બને 'મારે એકથી બે નથી'-એમ કહેનારને, છાતી ઉપર હાથ મૂકાવીને પૂછજો અધિક નથી કે અધિકનુ મન જ નથી? એક સિવાય, કદી પણ કોઈની ઈચ્છા પણ થઇ નથી? આ વાતને મારે લાંબી છેડવી નથી આ વાત એવી છે કે-આને વિસ્તારતા ધર્મોપદેશકને ય શરમ આવે આ તો ધર્મકથા ચાલે છે, એટલી બધી વાતો બહુ સયમથી કહેવી પડે છે કોઇ પણ વાત બીભત્સ રૂપમા ચાલી ન જાય, તેની ધર્મોપદેશકે કાળજી રાખવી જ જોઇએ આ રીતિએ પણ મેં તો તમને જે સૂચવવું હતું, તે સૂચવી દીધું તમે બધા એકવાળા જ છો ને? આમા 'હા' કહેવામા શો વાધો આવે છે? તમે આમા ન બોલો, એટલે તમારે વિષે હુ કઇ

નઈ કલ્પનામાં ચઢું, તો તેમાં મારી ભૂલ તો ન થાય ને ?

પ્ર૦ જે એકસાળા જ હોય, તે પણ આટલા બધાની વચ્ચે ઉભા થઈને એ વાત શી રીતિએ કહી શકે ?

એમ તો, ઘણું હું મુખાકૃતિ ઉપરથી પણ જાણી લઉં ને ? બધા જ એવા છે, એમ કહેવાય નહિ માત્ર એકમાં જ સંતોષ માનનારા અને એકથી પણ ક્યારે અળગા બનાય –એવી ભાવનાવાળાઓ પણ છે જ, પરન્તુ આજે મોટે ભાગે જે સ્થિતિ છે, તેને લક્ષ્યમાં રાખીને, તેવાઓને યોગ્ય સૂચન મળી જાય–એ પૂરતી જ આ વાત છે

## ઘણી સ્ત્રીઓ છતાં પણ એ કાળમાં સંસાર જેવો સારો ચાલતો હતો, તેવો આજે એક છતાં નથી ચાલતો

આગળના કાળમાં ઘણી સ્ત્રીઓવાળા રાજા–મહારાજા અને કેટલાક શેઠ–શાહુકારો પણ હતા ઘણી સ્ત્રીઓ હોવા છતાં પણ, એમનો સંસાર કેવો ચાલતો, એ જો તમે જુઓ, તો ચકિત થઈ જાવ એ કાળમાં, ઘણી સ્ત્રીઓવાળાનો પણ સંસાર જેવો ચાલતો હતો, તેવો સંસાર આજે, એકવાળાનો પણ નથી ચાલતો તમે લોકો ભોગપુણ્યમાં કાંઈ સમજો છો ? ભોગપુણ્ય, એ એવી ચીજ છે કે–એના યોગે અનેકાનેક પણ હોય, એમ ય બને અનેકોનો ભોગી હોવા છતાં પણ, એ જો માણસ હોય, તો વાંધો આવે નહિ માણસ જો માણસ હોય, તો એ અનેકોનો સ્વામી હોવા છતાં પણ, એ બહાર નીકળે ત્યારે એની સામે કોઈને આંગળી ચીંધવાની તક મળે નહિ –એવો હોય તમે બધા એકના પક્ષપાતી છો ને ? જ્યાં અનેકના વિરોધી ને એકના જ પક્ષપાતી હોય, ત્યાં બજારમાં કે

કેવા ય બીજે, કોઈની આંખમાં વિકાર દેખાય ખરો? શ્રી દશરથના ઘરે, જે મહારાણી અને રાણીઓ હતી, તે બધાનો સંસાર કેવો ચાલતો હતો?

સ૦ સારો

ધણી છતાં સારો શાને લઈને? ધણી હોય માટે સંસાર ખરાબ થાય કે માણસાઈ ન હોય, માટે સંસાર ખરાબ થાય? સંસારના બીગાડનું મૂળ શું છે? શ્રી રામની માતા પણ જુદી છે, શ્રી લક્ષ્મણની માતા પણ જુદી છે, શ્રી ભરતની માતા પણ જુદી છે અને શત્રુઘ્નની માતા પણ જુદી છે, છતાં પણ એ કુટુમ્બનો વ્યવહાર કેવો ચાલે છે? શ્રી રામ વગેરે શ્રી દશરથના ચારે ય પુત્રો, ચારે ય માતાઓ પ્રત્યે કેવી રીતિએ વર્તે છે અને ચારે ય માતાઓ પણ એ ચારે ય દીકરાઓ પ્રત્યે કેવી રીતિએ વર્તે છે? પરસ્પર વર્તાવ જ એવો છે કે-ભેદ જણાય નહિ રાજ્યાભિષેક જેવી મોટું મહત્ત્વની વાતમાં ય, કોઈ આવીને ઝઘડતી નથી શ્રી ભરતની માતા જો શ્રી ભરતને માટે રાજ્યની માગણી કરે, તો શ્રી લક્ષ્મણની માતા શ્રી લક્ષ્મણને માટે રાજ્યની માગણી ન કરે? શત્રુઘ્નની માતા આવીને પણ, માગણી કરે નહિ? અને શ્રી રામની મા દાંત પીસે નહિ? આમાં, કેટલાના ત્યાગને વખાણવો? શ્રી રામની માતાનો ત્યાગ નહિ? ત્યારે, શ્રી લક્ષ્મણની માતાનો ત્યાગ નહિ? શત્રુઘ્નની માતાને ય બોલવાનો અવસર તો ખરો ને? છતાં, કેમ કોઈ કાંઈ બોલતી કે ઝઘડતી નથી? શ્રી દશરથ શું એકલી કૈકેયીના જ ધણી છે? કૌશલ્યા આદિના ધણી નથી? જો શ્રી દશરથ બધાના ધણી છે, તો બાકીની બધી કૈકેયીને બોલતી અટકાવે નહિ? શ્રી રામની માતાનો

માટેની તૈયારીઓ કરવાનો આદેશ મત્રિઓને આપવાને જતા હતા, ત્યા જ શ્રી ભરત વચ્ચે આવે છે શ્રી રામ જેમ ઉચા છે, તેમ શ્રી ભરત પણ કાઈ કમ નથી એક-એકને એક-એકથી ખસેડી શકાય, તેવા આ ભાઈઓ નથી આ ભાઈઓ તો, માનવતામા-અસારી તરીકેની પણ માનવોચિત ઉત્તમતામા, પરસ્પર હરિફાઇ કરે એવા છે તમારામા ય, ભાઈ-ભાઈ વચ્ચે હરિફાઈ ચાલે છે ને ? આવી ? હરિફાઈ ચાલે છે કે ઇર્ષ્યા ચાલે છે ! ભાઈ કરતા પણ સારા થવાનું તમને મન થાય છે કે ભાઇ કરતા પણ મોટા થવાનું તમને મન થાય છે ? મોટા એટલે સમજ્યા ? મોટા એટલે ઉત્તમ નહિ, પણ મોટા એટલે અધિક ધનાદિ સામગ્રીવાળા કહું છુ

શ્રી ભરત શું કહે છે ?

શ્રી ભરતે પોતાની માતાએ કરેલી માગણીને સાભળી છે એના જવાબમા, શ્રી દશરથે શુ કહ્યું, તે ય સાભળ્યુ છે ત્યા સુધી તો એમ હતું કે-માતા ભલેને માગે, હું લઇશ તો ને ? એટલે, ધીરજ રાખીને ઉભા રહ્યા, પણ શ્રી રામે જે જવાબ દીધો અને એથી શ્રી દશરથે જે સતોષ અનુભવ્યો, એને જોઈને શ્રી ભરત ધીરજ રાખી શક્યા નહિ એમને થયુ કે-આમા મારી મહેચ્છા તો મીટ્ટીમા જ મળી જાય છે જે રાજ્યને મારે તજવું છે, તે મારે માથે આવી પડે છે અને યોગની જે પહેલી ભૂમિકાએ પહોચવાની મારી તીવ્ર ઇચ્છા છે, તે તો વા ખાતી જ રહી જાય છે -

આથી જ, ધીરજને ગુમાવીને, શ્રી ભરત મક્કમપણે શ્રી દશરથને કહે છે કે-"સ્વામિન્ ! આપની સાથે સર્વવિરતિના

વનને ગ્રહણ કરવાની યાચના તો, હું પહેલા જ કરી ચૂક્યો છું, એટલે, કોઈના પણ વચનની ખાતર મારી યાચનાને અન્યથા કરવી એ, તાત ! આપને માટે યોગ્ય નથી '

કેવા સંયોગો વચ્ચે શ્રી ભરત આ વાત કહે છે, એ વિચારી જુઓ જે વખતે મહા સામ્રાજ્ય સામે પગલે પાસે આવી ગયું છે, તે વખતે શ્રી ભરત આ વાત કરે છે !

<u>કૈકેયીની મુઝવણ</u>

શ્રી ભરતની આ વાતે બધાને વિમાસણમા મૂકી દીધા કૈકેયી પણ મુઝાણી, શ્રી દશરથ પણ મુંઝાણા અને શ્રી રામ પણ મુઝાણા કૈકેયીનું હેયુ ઘવાય, તે તો સ્વાભાવિક છે, કેમ કે–એને થાય કે–બધી બાજી સુધરી ગયેલી છે, તેને પાછો આ બગાડવા બેઠો છે, એમ ? ખરી વાત એ નથી ખરી વાત તો એ છે કે–આમા રાજ્યમોહ અસર નથી કરી રહ્યો, પણ પુત્રમોહ અસર કરી રહ્યો છે કૈકેયી તો એ વિચારે મુઝાય કે–'આવી ખરાબ માગણી મેં કરી, એ માગણી સ્વીકારાઈ પણ ગઇ અને શ્રી રામે પણ સમતિ દર્શાવી દીધી, છતા મારો ભરત તો જવાની જ વાત કરે છે ને એ જાય, તો તો મારૂં બધુ ય કર્યું-કરાવ્યુ પાણીમા જ મળે ને ? મેં કાઈ રાજમાતા બનવાને માટે રાજ્ય નહોતું માગ્યું મેં તો પુત્રને જતો અટકાવવાના ઉપાય તરીકે રાજ્ય માગ્યુ હતું ' માતા કૈકેયી હજુ પણ પુત્રમોહમા જ છે, એટલે એ મુઝાય છે પણ એનો પુત્ર શ્રી ભરત કેવો છે, એ જોયું ને ?

<u>શ્રી દશરથની મુઝવણ અને શ્રી ભરતને આજ્ઞા</u>

કૈકેયી ગમે તેટલુ મુઝાય, તો ય એનાથી બોલાય તેમ

નથી, અથવા તો, એને ખાત્રી છે કે–પતિ વચનબદ્ધ છે અને વચનપાલક છે, માટે એ જ કાંઈક કરશે, માટે તે બોલતી નથી. શ્રી ભરતની વાતથી શ્રી દશરથને ધાર્યું કરવામાં મુશ્કેલી ઉભી થતી લાગે છે, માટે એ મુંઝાય છે એમને લાગે છે કે–'જો આ માને નહિ, તો મારા વ્રતગ્રહણમાં વિલંબ થયા વિના રહે નહિ' એ વિચારે છે કે–કૈકેયીએ વચન માગીને તો મને ઋણમુક્ત થવાનો રસ્તો કરી આપ્યો. હું તેના વચનને સ્વીકારીને ઋણમુક્ત થયો અને રામે તો મને માત્ર નિશ્ચિન્ત જ બનાવ્યો–એમ નહિ, પણ પુલકિત હૈયાવાળો બનાવ્યો, આટલી બધી સરલતા થઈ ગયા પછીથી પણ, આ ભરત રાજ્યને ન લે, તો મારૂં શું થાય? હવે શ્રી રામને રાજગાદીએ બેસવાનું કહેવામાં, વરદાનનું શું થાય? અને કૈકેયી કદાચ મને વચનમુક્ત પણ કરી દે, તો ય આ રામ કાંઈ હવે રાજ્યને ગ્રહણ કરે જ નહિ આવી વિમાસણ ઉભી થવાથી, શ્રી દશરથ, શ્રી ભરતને રાજ્યને ગ્રહણ કરવાની આજ્ઞા કરે છે રાજ્યને ગ્રહણ કરવાની આજ્ઞા પણ બહુ સમજાવટપૂર્વક કરે છે પિતા-પુત્રની વાત કરવાની પદ્ધતિ, આજ્ઞા કરવાની ને વિનતિ કરવાની પદ્ધતિ પણ, લક્ષ્યમાં રાખી લેવા જેવી છે

શ્રી ભરતને જવાબ આપતાં, શ્રી દશરથ કહે છે કે–'વત્સ! તું મારી પ્રતિજ્ઞાને વ્યર્થ કર નહિ! મેં તારી માતાને એક વરદાન આપ્યું હતું અને તારી માતાએ એ વરદાનને ચિરકાલથી મારી પાસે અનામત રાખી મૂક્યું હતું આજે, તને મારે રાજ્ય આપવું–એ પ્રકારે, તારી માતાએ એ વરદાનને માગી લીધું છે, આથી, નિષ્પાપ એવા તારે, મારી આજ્ઞાને તેમ જ તારી માતાની આજ્ઞાને પણ અન્યથા કરવી,

એ યોગ્ય નથી.'

## શ્રી રામની મુંઝવણ અને સમજાવટ

શ્રી દશરથે આમ કહ્યું, એટલે શ્રી ભરતને ચૂપકીદી પકડવી પડી, પણ શ્રી ભરતે હા પાડી નહિ. શ્રી રામની મુંઝવણ એથી વધી વધી. પિતાજીના વચનનું શું થાય ?–એ જ એમની ચિન્તા હતી. શ્રી દશરથે આજ્ઞા કરવા છતાં પણ, શ્રી ભરત આંખોને નીચી ઢાળીને, પહાડની જેમ અચલ ઉભા છે. આથી, શ્રી રામ શ્રી ભરતને સમજાવવાનો અને મનાવવાનો પ્રયત્ન કરે છે. શ્રી રામનો પિતા પ્રત્યેનો ભક્તિભાવ કેવો છે ?

શ્રી રામ શ્રી ભરતને કહે છે કે–'ભાઈ ! મને ખબર છે કે–તારામાં રાજ્યપ્રાપ્તિનો ગર્વ નથી, પણ અત્યારે આપણી સમક્ષ પિતાજીના વચનને સત્ય ઠરાવવાનો પ્રશ્ન છે અને જો તું રાજ્યને ગ્રહણ કરે તો જ આ પ્રશ્નનો નિકાલ આવે તેમ છે, માટે હું પણ તને કહું છું કે–તું રાજ્યને ગ્રહણ કર !' એ બધાને મન, પિતાજીના વચનનું કેટલું બધું મહત્ત્વ છે, એ સમજાય છે ?

## આવી સ્થિતિમાં ય રાજ્ય લેવું પસંદ નથી

સ્થિતિ કેવી છે, એ જુઓ ! રાજ્યને ગ્રહણ કરવાની માતાની પણ આજ્ઞા છે, પિતાની પણ આજ્ઞા છે અને મોટા ભાઈની પણ આજ્ઞા છે. આવી સ્થિતિ સુધી તમે તો તમારા મામલાને પહોંચવા જ દો નહિ, પણ ધારો કે–તમે આટલી હદે મામલાને પહોંચવા પણ દીધો હોય, તો પણ આવી સ્થિતિ ઉપસ્થિત થયે તમે શું કરો ? આવી તક મળે, છતાં રાજગાદી લેવાને માટે તમે નારાજ જ બન્યા રહો, એ શક્ય છે ? શ્રી ભરતને ય હવે

રાજી થઈને રાજગાદી લેવામાં શો વાંધો હતો ? પણ શાસ્ત્રે લખ્યું છે કે-શ્રી રામે જે કહ્યું, તેને સાંભળીને તો શ્રી ભરતની આંખો એકદમ આંસુથી ઉભરાઇ ગઇ શ્રી રામના પગમાં શ્રી ભરતે માથું મૂક્યું પછી, પોતાના બન્ને ય હાથોને જોડીને, શ્રી ભરતે જે કહ્યું છે, તે ભલભલાના હૈયાને હચમચાવી મૂકે એવું છે તમારે એ સાંભળવું છે ને ? શ્રી ભરતને સારી રીતિએ ઓળખી લેવાનો આ પ્રસંગ છે શ્રી ભરતના હૈયાનું માપ કાઢવા જેવું છે મા પોતાને માટે માગે છે, પિતાજી જરા ય નારાજ થયા વિના આપે છે, પિતાજી આપે છે-એમ જ નહિ, પણ લેવાની આગ્રહપૂર્વકની આજ્ઞા કરે છે, અને રાજગાદીના જે ખરેખરા હક્કદાર છે, તે પણ કહે છે કે-તું જ રાજ્ય લે ! રાજ્યને લેવામાં પ્રત્યવાય કોઈ પ્રકારનો નથી અને જો શ્રી ભરત રાજ્યને ગ્રહણ કરવાનું કબૂલ કરી લે, તો તેથી તેમની માતાને, તેમના પિતાને અને તેમના મોટા ભાઈને પણ આનંદ થાય એવું છે, છતાં પણ શ્રી ભરતને એ પસંદ નથી શું પસંદ નથી ?

સ૦ રાજ્ય લેવાનું !

આ વાત તમને બરાબર યાદ રહેશે ? તમને ચેતવણી આપ્યા કરે, એવી રીતિએ યાદ રહેશે ?

### શ્રી ભરતે આપેલો જવાબ

શ્રી રામચન્દ્રજીના પગમાં પડીને અને હાથને જોડીને, આંખમાંથી આંસુઓ વહેવડાવતે વહેવડાવતે ગદ્ ગદ્ સ્વરે શ્રી ભરત શ્રી રામચન્દ્રજીને કહે છે કે-'પૂજ્ય પિતાશ્રી અને આપ પૂજ્ય, બન્ને ય મોટા આશયવાળા છો, એટલે આપ

બન્ને ય રાજ્યને આપો, એ તો આપ બન્નેને માટે શોભીતું જ છે પરન્તુ, એ રાજ્યને મારે ગ્રહણ કરવું, એ મારે માટે ઉચિત-શોભીતું નથી શું હુ આ પિતાજીનો પુત્ર નથી? અથવા તો, શું હુ આપ પૂજ્યનો ભાઈ નથી? આપ મને રાજ્યને ગ્રહણ કરવાનુ કહો છો, તેમા જો હું ગવ કરું, તો તો ખરેખર જ હું માતૃમુખ કહેવાઉ !'

શ્રી ભરતે કેવું મજેનુ કહી દીધુ છે? પિતાજી અને આપ રાજ્યને દઈ દો છો એ ઉચિત છે, પણ મારી પાસે રાજ્યને ગ્રહણ કરાવીને આપને શું એમ ઠરાવવુ છે કે-મારામા આ પિતાનુ પુત્રપણું પણ નથી અને આપના જેવા ભાઈનુ ભાઈપણું પણ નથી? આ પિતાનો પુત્ર હુ રાજ્યને લઈ લઉ, એમ? આપના જેવા મોટા ભાઈનો ભાઈ થવાની પણ મારામા લાયકાત નથી, કે જેથી આપ દેનાર બનો ને હુ લેનાર બનું ? 'શું હું માતૃમુખ છુ ?'-આવો ભાવ વ્યક્ત કરીને, શ્રી ભરતે ભેગાભેગો માનો વિરોધ પણ કરી દીધો છે કહેવાનો આશય એ છે કે-મા મોહમા પડી છે, એથી એણે ઘેલાપણું આચર્યું, પણ એ ઘેલાપણાને હું તાબે થાઉ, એ ન બને

આ વાત તમને બેસે છે? સમજાય છે? શ્રી ભરતની આ વાત બરાબર છે? માતા, પિતા ને વડિલ બધુની આજ્ઞા, પછી શી હરકત હતી લેવામા? આ તો શ્રી ભરતને સયમી થવું હતું, પણ શ્રી ભરતને તે વખતે કદાચ સયમી થવું ન હોત, તો પણ શ્રી ભરત રાજ્યને ગ્રહણ કરવાને તૈયાર થાત નહિ, એમ તેમના જવાબ ઉપરથી જણાઇ આવે છે ને? 'સયમી થવું હોય કે ન થવુ હોય, પણ આ રાજ્ય તો

મારાથી લેવાય જ નહિ '–આવુ શ્રી ભરતના મનમા હતુ, માટે જ શ્રી ભરત એવુ જણાવી શકયા છે કે–પિતાજી આપે એ બને, આપ આપો એ બને અને મોહમા પડેલી માતા માગે એ ય બને, પણ હુ રાજ્ય લઉ–એ બને નહિ મારે શ્રી દશરથના પુત્ર અને શ્રી રામના ભાઈ બની રહેવુ છે એ પુત્રપણાને અને એ ભાઈપણાને ગુમાવીને મારે માતૃ-સુખ બનવુ નથી જેવી ઘેલછા મારી માતાએ કરી છે, તેવી ઘેલછા મારે કરવી નથી ત્યારે શ્રી ભરતના મનને રાજ્ય આકર્ષક નહિ જ હોય ને?

<u>વનવાસે જવાનો નિર્ણય</u>

શ્રી ભરતના કથન ઉપરથી શ્રી રામ સમજી ગયા કે–'ભરત મારી હાજરીમા રાજ્ય લે એ બને નહિ અને ભરત રાજ્ય લે નહિ તો પિતાજીની ભાવના સફલ થાય એ બને નહિ ' શ્રી ભરત તો હજુ શ્રી રામના ચરણે બેઠા છે શ્રી રામ હવે એમને કાઇ જ કહેતા નથી પોતે જ આવી વિકટ સ્થિતિના નિરાકરણનો ઉપાય શોધી કાઢે છે શ્રી રામ, પોતે જ ખમી જવાનો નિર્ણય કરી લે છે શ્રી દશરથને શ્રી રામ કહે છે કે–'પિતાજી! જ્યા સુધી હું અહીં છુ ત્યા સુધી આ ભરત રાજ્યને ગ્રહણ કરે એ સભવિત નથી, માટે હું વનવાસે જાઉ છુ '

<u>શ્રી રામ એ ખરેખર રામ હતા</u>

હવે ફરીથી વિચારો કે–પહેલા શ્રી રામ જે બોલેલા, તે હૈયાનુ બોલેલા કે ઉપર ઉપરનું જ–ખાલી બોલવા ખાતર બોલેલા? શ્રી રામ જેવુ પહેલા બોલ્યા હતા, તેવી સ્થિતિ

જો તેમની અંદરની ન હોત, તો શ્રી રામ આ વખતે તો આવા જઈને જ ઉભા રહેત ને ? કહેત કે–હવે તો પિતાજી જાણે ને ભરત જાણે ! કારણ કે–એ સમજતા હતા કે–ભરત રાજ્યનો અર્થી નથી, અત્યારે તો એ મહા વિરાગી છે, પણ આવો ત્યાગી બનવાને તૈયાર ન હોય તો ય ભરત રાજ્ય લે એવો નથી અને એથી સરવાળે તો મને જ રાજ્ય મળી જવાનું છે ! વિનયી કહેવાશે ને ગાદી રહી ગઈ ! આવુ થાય ને ? પણ શ્રી રામ એ ખરેખર રામ હતા એમણે જે પહેલા કહ્યુ, તેવા જ હૈયાના એ હતા જો શ્રી રામ એવા હૈયાના ન હોત, તો જરૂર એ શ્રી દશરથની સાથે લડત અને સયોગો એવા હતા કે–પાછી એમની એ લડત વ્યાજબી ગણાત શ્રી રામ પોતે પોતાની લડતને વ્યાજબી પૂરવાર કરી શકત શ્રી રામ શ્રી દશરથને કહી શકત, કે–' વચન આપે આપ્યુ છે, મેં કાઈ વચન આપ્યું નથી વચન આપ્યું છે માટે આપના હકની ચીજ આપ માતા કૈકેયીની માગણીના બદલામા આપી શકો છો, પરન્તુ મારા હકની ચીજ આપ આપના વચનના પાલનમા કેમ જ આપી દો ?' આ બાબતને લઈને તો, શ્રી રામ મોટુ લેકચર કરી શકત ને ? અને જો શ્રી રામે એવું લેકચર કર્યું હોત અને એવું લેકચર ગ્રન્થોમા અકિત થઇ ગયુ હોત, તો આજના યુગમા કોણ એને ભૂડુ કહેત ? કોનો કેટલો હક્ક, એ નક્કી કરવાને કાયદાની જ છણાવટ કરવી પડત ને ? શ્રી દશરથે જે કર્યું, તે એમના ગ્રન્થોમા વ્યાજબી તરીકે લક્ષ્યમા નહિ આવવાથી જ, શ્રી દશરથ જેવાને પણ કૈકેયીને આધીન બની ગયેલા તરીકે ચીતરવા પડયા છે ને ? એવું કરનારાઓ, શ્રી

રામે જો શ્રી દશરથનો વિરોધ કર્યો હોત, તો ય શ્રી રામની જ તરફેણમા બોલત ને ? એ વખતે, શ્રી રામને તો સામનો કરવાની ઘણી અનુકૂળતા હતી બળ વગેરે તો હતું, પણ શ્રી લક્ષ્મણ જેવા સમર્થ એમને સમર્પિત જેવા હતા અને પ્રજાનો પણ શ્રી રામ ઉપર ઘણો ચાહ હતો શ્રી રામ જો મક્કમ પણે સામે ઉભા રહેત, તો પ્રજા કોના પક્ષે જાત ?

પણ શ્રી રામ એ ખરેખર રામ હતા અને માટે જ તેમણે નિર્ણય કરી લીધો કે–' પિતાજીના વચનનું જો બરાબર પાલન થાય એમ કરવુ હોય, તો મારે જ આ નગરીમાથી ખસી જવુ જોઈએ અને વનવાસે ચાલ્યા જવું જોઇએ ' એ નિર્ણય એમણે તરત જ પ્રગટ પણ કર્યો

## શ્રી રામની વાત હૈયાની હતી માટે પોતે કેવો રસ્તો લેવો–તેનો નિર્ણય પોતે જ કરી લીધો

રામાયણની બાબતમા ભિન્ન ભિન્ન મતો ઘણા છે અમારે ત્યા રામાયણનુ વિસ્તારથી ચિત્રણ કરાએલુ છે કેટલીક વાર ચરિત્રોમા અમુક અમુક પ્રસગો અગે હકીકતમા ફેરફારી પણ જણાય છે તેવું આમા ય છે અહીં તો મુખ્યત્વે પરમ ઉપકારી, કલિકાલસર્વજ્ઞ, આચાર્યભગવાન શ્રીમદ્ હેમચન્દ્રસૂરી શ્વરજી મહારાજાએ આલેખેલ રામાયણમાના પ્રસગોને લક્ષ્યમા રાખીને વાત થાય છે જે જે પ્રસગોની વાત કરવાની ભાવના છે, તે મુખ્યત્વે એને જ લક્ષ્યમા રાખીને કરવાની ભાવના છે કૈકેયીએ જ્યારે માગણી કરી, ત્યારે શ્રી ભરત ત્યા હાજર નહોતા અને મોસાળમા હતા, તેમ જ કૈકેયીએ પોતાના પુત્ર શ્રી ભરતને માટે રાજ્યની માગણી કરવાની સાથે જ શ્રી

રામના ચૌદ વર્ષના વનવાસની માગણી પણ કરી હતી, એવી ય હકીકતો કેટલેક ઠેકાણે આવે છે, પણ આપણે એવી હકીકતોની ફેરફારી અગેની વિગતમા નહિ ઉતરતા, મુખ્યત્વે પ્રાસગિક વિચારણાઓ જ કર્યે જેવી છે, કે જેથી રામાયણમા અસ્કૃતિનો જે આદર્શ રહેલો છે, તેનો તમને ખ્યાલ આવે

શ્રી રામે જાતે જ વનવાસને સ્વીકારી લેવાનો નિર્ણય શા માટે કર્યો, એ તો તમારા ધ્યાનમા આવી ગયુ ને? પોતે જોઈ લીધુ કે–'સ્થિતિ એવી ઉભી થઈ જવા પામી છે કે– પિતાજીને સયમના માર્ગે જવામા વિલબ થઈ જશે અને પિતાજી પોતાની પ્રતિજ્ઞાનું પાલન કરી શકશે નહિ, કારણ કે–ભરત ગાદીએ બેસશે નહિ હુ અહીં હોઉ ત્યા સુધી તો વિઘ્ન ઉભુ ને ઉભુ જ રહેવાનું, માટે આનો યોગ્ય તોડ મારે જ કાઢવો જોઈએ'

તે વખતે, શ્રી રામ શ્રી દશરથને નથી પૂછતા કે–'મારે શું કરવુ?' શ્રી રામ કદાચ શ્રી દશરથને પૂછત, તો પણ શ્રી દશરથ કહેત શું? શ્રી રામે પોતે જ એક મોટા મનવાળા માણસને છાજે એવો રસ્તો લેવાનુ નક્કી કર્યું–એ વ્યાજબી છે, પણ શ્રી દશરથથી શ્રી રામને એવુ કહેવાય ખરૂ?

આજના કેટલાકો વિનીતપણું બતાવવાને માટે આવા પ્રકારની મુશ્કેલીના વખતે પૂછે છે કે–'આપ કહો ને કે અમારે કરવુ શુ? આપ કહો તો આપ જેમ કહો તેમ અમે કરીએ' પણ એવી કેટલીક બાબતો હોય છે, કે જેમા વડિલથી 'તું આમ કર' અગર 'તું આમ ન કર' એમ કહેવાય નહિ શાણા માણસે જાતે જ પોતાના શાણપણનો ઉપયોગ કરીને યોગ્ય રસ્તે જવું જોઇએ શ્રી રામે જેવો રસ્તો લીધો, તેવો રસ્તો લેવાય,

તો નિશ્ચલ મનના હતા, કારણ કે-એમણે જોયુ હતું કે-'હુ આમ કરૂ તો જ પિતાજી પ્રતિજ્ઞાપાલક ઠરે અને વિના વિલબે પોતાની ચોથા પુરૂષાર્થને સાધવાની ઇચ્છાને પૂર્ણ કરી શકે'

## શ્રી રામે કૌશલ્યાને જણાવેલો પોતાનો નિર્ણય અને કૌશલ્યા ઉપર તેની થયેલી અસર

શ્રી રામ, શ્રી દશરથની પાસેથી રવાના થઈને, સીધા કયા જાય છે? માતાની પાસે માતાની પાસે જઈને, શ્રી રામ, માતાને નમસ્કાર કરે છે અને તે પછી વાતની શરૂઆત કરતા કહે છે કે-'માતા! જેવો હુ તારો પુત્ર છુ, તેવો જ ભરત પણ તારો પુત્ર છે'

શ્રી રામ, સૌથી પહેલી જ વાત, આ કહે છે કેમ? જે વાત આગળ કહેવી છે, તેની આ ભૂમિકા છે શ્રી રામ સમજે છે કે-મારો નિર્ણય સાભળતા, માતાને કેવી અસર થશે એ વખતે મોહ જોર કરવાનો તો ખરો જ, પણ મોહના જોરમા માતા ભરતને માટે કાઇક જુદો જ વિચાર કરી બેસે નહિ, એની શ્રી રામને ચિન્તા છે વળી 'હુ જાઉ છુ, પણ શ્રી ભરત તારી પાસે જ છે'-એવા પ્રકારનુ આશ્વાસન પણ શ્રી રામને આપવુ છે

'જેવો હુ તારો પુત્ર છુ, ભરત પણ તેવો જ તારો પુત્ર છે'-આવું શ્રી રામ કહે, તેથી તો કૌશલ્યાને આનન્દ જ થાય ને? કારણ કે-શ્રી રામની માતા, શ્રી ભરતને પણ પોતાના જ પુત્ર જેવો માનતી હતી

પછી, શ્રી રામ કહે છે કે-'મારા પિતાજીએ પોતાની પ્રતિજ્ઞાને સત્ય કરવાને માટે ભરતને રાજ્ય આપ્યુ છે'

આ વાતમા ય, કૌશલ્યાને કાઈ જ લાગવાને કારણ નથી શ્રી રામની માને એથી કેમ કાઇ ન લાગ્યુ ? એ બધા યોગની ત્રીજી ભૂમિકાએ બેઠેલા છે સમજુ પણ છે ને સસ્કારી પણ છે 'કેકેયી માતાએ ભરતને માટે રાજ્ય માગ્યુ અને મારા પિતાજીએ ભરતને રાજ્ય આપ્યુ'-એવુ શ્રી રામે કહ્યું, એથી શ્રી રામની માતાને કશી જ અસર થઈ નથી એમા તો, એ માને કે-'આવા સયોગોમા મારા પતિને એમ જ કરવુ શોભે' એટલે, એ, એ વાતથી દુખી ન થાય, પણ ગૌરવ જ અનુભવે પતિના ગૌરવ પાસે, પુત્રને રાજ્ય ન મળે-તેની તો કોઈ ગણત્રી જ નહિ ।

પણ, એ પછી શ્રી રામ કહે છે કે-'હું અહીં છુ, તેથી ભરત રાજ્યને ગ્રહણ કરતો નથી, માટે મારે વનમા ચાલ્યા જવુ જોઈએ'

આ વાત કૌશલ્યાથી સહી શકાતી નથી, પણ શ્રી રામ ઝટ વાતને સમેટવાને માગે છે, એટલે કહે છે કે-'જે કારણે હુ વનમા જાઉ છુ, તે કારણને લક્ષ્યમા રાખીને તું ભરતને વધારે કૃપાવાળી દૃષ્ટિથી જેતી રહેજે અને કોઈ પણ વખતે તું મારા વિયોગથી કાયર બનીશ નહિ'

શ્રી રામે આમ કહ્યું, એટલે કૌશલ્યા સમજી ગઈ કે-'આ તો ચાલ્યો' મોહના જોરમા, એ પણ આવી ગઈ શ્રી રામની વાતને સાભળીને, કૌશલ્યા પણ ચક્કર ખાઈને જમીન ઉપર પડી

પ્રતિજ્ઞાપાલનની કિંમત

શ્રી રામ, માતા-પિતાના કેવા ભક્ત છે ? પણ એમના જ

નિર્ણયથી પિતા ત્યાં મૂર્છા ઉપર મૂર્છા ખાઈ રહ્યા છે અને માતા અહીં મૂર્છિત થઈ જાય છે આમાં, શ્રી રામને માતા-પિતાના ભક્ત કહેવાય કે નહિ ? 'મારા કોઈ પણ નિમિત્તે મારા માતા-પિતાને દુઃખ નહિ જ થવું જોઈએ'—આવું માનનારા અને જીવનભર એવા જ પ્રકારે જીવેલા શ્રી રામ, આવા પ્રસંગે અડગ જ ઉભા રહે છે કેમ ? અત્યારે અડગ રહેવામાં જ, એ પિતાની અને માતાની ભક્તિ જુએ છે એમની નજર પિતાની પ્રતિજ્ઞાના પાલન ઉપર જ કેન્દ્રિત થયેલી છે એ માટે, જે કાંઈ સહવું પડે તે સહવાને, શ્રી રામ તૈયાર છે ત્યારે પ્રતિજ્ઞાપાલન વધી જાય ને ? શાના કરતાં ? કહો કે—માતા પિતાના દુઃખ કરતાં પણ ! પ્રતિજ્ઞાપાલન, એ એમને મન કેટલી કિંમતી વસ્તુ હતી, એની કલ્પના પણ આજના કેટલાકો, કે જે વાત વાતમાં ફેરવી તોલનારાઓ છે, તેમને નહિ આવી શકે સારા માણસના સારા પણ વર્તનને સારા તરીકે સમજવાને માટે ય, સારૂં હૈયું જોઈએ છે હૈયાના ભૂંડા કે ઓછી અક્કલવાળા તો, સારાના સારા વર્તનમાં ય દોષ જોવાની ભૂલ કરે

<u>કૌશલ્યાનો વિલાપ</u>

દાસીઓએ તરત જ ચન્દનજલથી સિંચન કર્યું અને એથી મૂર્છા વળતાં કૌશલ્યા બેઠી થઈ અત્યારે તો, મોહે કબજો લઈ લીધો છે ને ? એટલે, કૌશલ્યા તરત જ વિલાપ કરવાને મંડી પડે છે વિલાપ કરતે કરતે કૌશલ્યા બોલે છે કે—'અરે રે, મને પાછી જીવાડી કોણે ? મારે તો સુખે મરવાને માટે મૂર્છા જ સારી હતી જીવતી રહીને હું, રામના વિરહના દુઃખને

કેમ કરીને સહન કરી શકીશ ? અરે કૌશલ્યા ! તારો પુત્ર વનમા જશે અને તારા પતિ પ્રવજિત થશે, એવુ સાભળીને તું કેમ ફાટી પડી નહિ ? ખરેખર, તુ વજ્ર જેવી કઠોર છે, માટે જ તુ ફાટી પડી નહિ '

શ્રી રામે, પહેલા તો કૌશલ્યાને આમ વિલાપ કરવા દીધો, પણ પછી જ્યા કૌશલ્યાએ જરા શાન્તિ પકડી, એટલે શ્રી રામે કૌશલ્યાને એવુ કહ્યું કે-એના આસુ સુકાઈ ગયા કૌશલ્યા મોહની એ કારમી અસરથી તરત જ મુક્ત બની ગઇ રામ જે કરે છે તે વ્યાજબી જ છે, એમ કૌશલ્યાને પણ લાગી ગયુ

## શ્રી રામચન્દ્રજીએ કૌશલ્યાને કેવા પ્રકારના વચનો કહીને બોધ પમાડયો ?

કૌશલ્યાએ વિલાપ પછી જરા શાન્તિ પકડી, એટલે શ્રી રામે પહેલુ તો એમ જ કહ્યું કે-' માતા ! મારા પિતાની પત્ની થઈને, એક કાયર સ્રીજનને ઉચિત એવુ આ તેં શું કરવા માડ્યુ છે ? '

શ્રી રામ શુ કહેવા માગે છે ? વીરની પત્ની પણ વીર જોઈએ એકદમ આસુને સુકવી દે, એવી આ વાત છે ને ? શ્રી રામ જેવાએ, માતાને 'તુ મારા પિતાની પત્ની છો, માટે કાયર સ્રીને ઘટે એવુ તારાથી થાય નહિ'-આવુ ક્યારે કહ્યુ હશે ? જ્યારે બીજો કોઈ ઉપાય નહિ જોયો હોય, ત્યારે ને ? વિલાપમાથી એકદમ વિવેકમા લાવવી હોય, તો વાત હૈયા સોસરી ઉતરે-એવી કહેવી જોઇએ ને ?

' તુ મા છે, તને લાગી તો આવે, તને ન લાગે તો

કોને લાગે ? મારા પિતા ય ઘરને તજે ને હુ ય વનમા જાઉ, તે તારાથી ન સહાય, એ સ્વાભાવિક છે, જેનો દીકરો રાજગાદીએ બેસવાનો હોય, તેનો તે જ દીકરો વનવાસે જવા તૈયાર થાય, તો માતાને લાગે તો ખરૂ જ, પણ શાતિ રાખ !' –આવુ આવુ કાઈ જ, શ્રી રામે, પોતાની માતા કૌશલ્યાને કહ્યુ નથી એવુ નહિ કહેવામા પણ, શ્રી રામની પિતા પ્રત્યેની અને માતા પ્રત્યેની ભક્તિ જણાઈ આવે છે

શ્રી રામે જાણે કે–એવુ કહી દીધુ કે–મારા પિતાની વીરતાને તુ આવી કાયરતા દાખવીને લજવ નહિ ! કૌશલ્યા જેવીને સ્વસ્થ બનાવવાને માટે, આ વાત પૂરતી હતી આવી વાત કાને પડે ને મોહની અસર ભાગવા ન માડે, એમાની કૌશલ્યા નહોતી

આમ, પિતાના નામે વાત કર્યા પછીથી, શ્રી રામ પોતાને લગતી વાતને આગળ ધરે છે શ્રી રામ કહે છે કે–' કેસરિણી સિંહણનો દીકરો, વનોમા અટન કરવાને માટે, એકલો જ જાય છે, તો પણ તે સિંહણ જરા પણ ગભરાતી નથી અને સ્વસ્થ જ બની રહે છે !'

તમને તો આવુ બોલતા ય નહિ આવડે કૌશલ્યાની કાયરતાને ખખેરાવી નાખીને, શ્રી રામ તેને કેસરી સિંહની માતા જેવી તુ છો–એમ કહે છે અને સમજાવે છે કે–કેસરી સિંહ જગલમા એકલો હોય, તો ય કોઈથી ગાજ્યો જાય નહિ, એની માને જેમ એની ખાત્રી હોય છે અને એથી જેમ એની માને નિરાત હોય છે, તેમ તારે પણ મારે માટે એવી જ ખાત્રી રાખીને એવી જ નિરાત રાખવી ઘટે અર્થાત્– શ્રી રામ પોતાની માતાને પહેલા વીરપત્નીપણું યાદ આપે

છે અને પછી વીરમાતૃપણું યાદ આપે છે આથી, કૌશલ્યા કેટલી બધી સ્વસ્થ બની ગઇ હશે ?

એટલુ કર્યાં બાદ, શ્રી રામ કહે છે કે-'માતા ! પિતાજીનું ઋણ મોટુ છે, કારણ કે-તેમણે વરદાન દીધેલુ છે, હવે જો હું અહીં રહુ, તો મારા પિતા ઋણમુક્ત થાય શી રીતિએ ?'

શાસ્ત્ર કહે છે કે-આવા અનેક યુક્તિયુક્ત વચનો દ્વારા, શ્રી રામે, કૌશલ્યાને-પોતાની માતાને બોધ પમાડયો શ્રી રામના વચનોથી, કૌશલ્યા સમજી ગઈ અને સમત થઈ ગઈ આમા કોને વખાણીએ ? શ્રી રામને કે કૌશલ્યાને ? કોઇને ય વખાણ્યા વિના ચાલે એવુ છે ? ત્યારે કોઈના ય વતનને, ત્યાગને, અધિક-ઓછા માપે માપી શકાય તેમ છે ?

તમારે કોના જેવા થવુ છે?

હવે, શ્રી રામ પોતાની માતાને નમસ્કાર કરીને નીકળ્યા ત્યાંથી નીકળીને, બીજી બધી માતાઓને પણ નમસ્કાર કર્યો બસ, પછી એ તો ચાલ્યા, પણ હજી વાત તો મોટી બેઠી રહે છે ને ? કોની ? સીતા છે ને ? શ્રી રામ સીતાને પૂછવા તો ગયા નથી, પણ કહેવાને ય ગયા નથી, છતા, સીતા કાંઇ અજાણી રહી નથી આવી વાત તો વાયુવેગે પ્રસરી જાય ને ? સીતાએ તો પોતાના કર્તવ્યનો નિર્ણય પણ કરી લીધો છે સીતાએ શો વિચાર કર્યો અને કેમ કર્યું-એ વાત પછી, પણ શ્રી રામ સીતાને કહેવા કે પૂછવા ન ગયા, તેનુ શુ ? શ્રી રામનુ એ વર્તન તમને નવાઈ ઉપજાવે, ખટકે કે વ્યાજબી લાગે ? તમે બોલો તો, સારી વાતને પચાવવા જોગી પણ તમારામા કેટલી શક્તિ છે, તેની ખબર પડે અત્યાર સુધીમા તમે કોને મહાન્ તરીકે તોલ્યા છે ? હમણા

તમે કૈકેયીની વાતને બાજુએ રાખો એની હાલતની વાત પણ આગળ આવવાની જ છે એ ય શ્રી દશરથની પત્ની છે, આર્ય મહારાજાની પત્ની છે અને આર્ય સસ્કારોથી ઘડાયેલી છે તમે ધારતા હો કે–એ કોઈ મામુલી સ્ત્રી છે, તો એવુ નથી એ તો એને સયોગવશાત્ મોહે અત્યારે મુઝવી દીધી છે અને એમાથી મોટો અનર્થ ઉત્પન્ન થઈ જવા પામ્યો છે, એટલે કદાચ તમારા જેવા સારા માણસોને લાગી આવ્યુ હોય કે–'આવુ તે થાય?' તો આપણે હમણા એની વાતને રાખી મૂકો, પણ બીજા બધાને માટે તમારો શો અભિપ્રાય છે? તમારે શ્રી દશરથ જેવા થવુ છે, શ્રી ભરત જેવા થવુ છે કે શ્રી રામ જેવા થવુ છે? એક પછી એક પાત્રો આવતા જાય છે અને તેમા જે જે વાતો થાય છે, તે બધાની ચર્ચા ઘરે જઈને કરો છો કે બધુ અહીંનું અહીં જ રહે છે? રામાયણના આ બધા પાત્રો કેવી ઉમદા કોટિના છે, એમ થાય છે? અને એવા કેમ બની શકાય, એવો વિચાર પણ કરાય છે?

## <u>શ્રી રામ સીતાને પૂછવા ગયા નહિ છતા સીતાએ શો વિચાર કર્યો?</u>

શ્રી રામ વનવાસે નીકળ્યા નીકળતા પહેલા શ્રી રામ માતાઓની પાસે ગયાનો ઉલ્લેખ શાસ્ત્રે કર્યો છે, પણ સીતા દેવીની પાસે ન ગયાનો ઉલ્લેખ શાસ્ત્રે કર્યો નથી શ્રી રામે સીતાદેવીની પાસે નહિ જવામા ભૂલ કરી, એવી નોધ પણ શાસ્ત્રે કરી નથી તમને એ વ્યાજબી ન લાગતું હોય, તો પણ એમને તો એ વ્યાજબી જ લાગેલુ આ બાબત જ એવી છે, કે જેમાં સીતાદેવીને પૂછાય નહિ ખુદ માતા-પિતાને ય

નહિ પૂછનાર પણ પોતે જ નિર્ણય કરીને માતા-પિતાને એની જાણ કરનાર શ્રી રામ, સીતાદેવીને પૂછવા જાય ? એ કલ્પના જ કેટલી વિચિત્ર છે ? એમ પૂછવા જાય કે-'પિતાના વચનની ખાતર હું વનવાસે જાઉં કે નહિ ?' માતા-પિતા પહેલા કે ધર્મપત્ની પહેલી ? જ્યાં માતા-પિતાનું વચન પાળવાનો વખત આવે, ત્યાં પત્નીને પૂછાય ? શ્રી રામ સીતાદેવીને પૂછવા ન ગયા, એમાં પણ આર્ય સંસ્કૃતિ જ રહેલી છે માત્ર સૂચના આપવા પણ ન ગયા, એમાં ય ડહાપણ રહેલું છે સીતાને ય એમ લાગ્યું નથી કે-'મારા પતિ મને પૂછવાને કે કહેવાને કેમ આવ્યા નહિ ?' કેમ કે-એ પણ આર્ય સંસ્કારોથી જ ભરેલી છે સીતાને તો ઊલટો આનન્દ થાય કે-'હું ધર્મવીરની પત્ની છું' 'પિતાના વચન ખાતર જંગલમાં જાય-એવા પતિની હું પત્ની છું'-એ વિચારે એનું હૈયું ફુલ્યું સમાય નહિ, એવી એ છે રામ-સીતા જે પંકાય છે, તે આમ પંકાય છે તમને રોજ આ પ્રકારે રામ-સીતા યાદ આવે છે ? ભાઈઓને રામ યાદ અને બાઈઓને સીતા યાદ, એમ કહું ? શ્રી રામ નીકળ્યાના સમાચાર જેવા સીતાને મળ્યા, કે તરત જ સીતા જાતે નીકળે છે 'મને કેમ કહેવા ન આવ્યા ?'-એવો વિચાર સીતાને આવતો નથી, પણ સીતાને તો એવો વિચાર આવે છે કે-'શ્રી રામ ચાલ્યા જાય, તે પહેલાં જ હું તેમની પાસે પહોંચી જાઉં અને સાથે થઈ જાઉં !'

સુધરવા માંડો એ ભાવના

આમાં તમારા વર્તમાનના સંસ્કારો શું કહે છે ? આર્ય સંસ્કારોની વાત આ છે અને તમારા સંસ્કારોની વાત કેવી છે ?

સ૦ અમારી તો બધી ય વાતો ઉંધા જેવી છે અમારી વાત જ બધી નકામી છે

માટે તો, વારે વારે એને યાદ કરવી પડે છે તમને ચાનક લાગે ને તમે સુધરવા માંડો, એ જ મારી ભાવના છે વિચારો સુધર્યા વિના, આચારો જેવી રીતિએ સુધરવા જોઇએ તેવી રીતિએ સુધરી શકે નહિ

આગળ આવનારા પ્રસગો

અત્યાર સુધીમા આપણે શ્રી દશરથને, શ્રી રામને અને શ્રી ભરતને જોઈ આવ્યા કૌશલ્યાને પણ કેટલેક અશે જોઈ, પણ હજુ ય તેને જોવાની છે કૈકેયીની વાતને તો ઉભી જ રાખી છે હવે આપણે સીતાજીને જોવાના છે તે પછી શ્રી લક્ષ્મણજીને અને શ્રી લક્ષ્મણજીની માતાને પણ જોવાના છે શ્રી લક્ષ્મણજીના પ્રસગમા કૌશલ્યાની વાત પણ આવવાની છે તે પછી શ્રી ભરતજીની વાત આવે છે ને આખી અયોધ્યા નગરીની જનતાની વાત આવે છે તમે બધા પ્રજાજનો છો ને? રાજાની વાતે ય આવે ને પ્રજાની વાતે ય આવે સીતાજીને અગે ઘણી મહત્ત્વની વાતો વિચારવા જેવી છે આર્ય પત્નીઓનો ધર્મ શો હોઈ શકે, એનો આદર્શ સીતાજીની વાતમાથી મળી શકે એવો છે સીતાજીની વાતમા, સાસુ તરીકેની કૌશલ્યાની વાત પણ આવે છે કૌશલ્યા શ્રી રામની માતા હતી, પણ કાંઈ સીતાદેવીની માતા થોડી જ હતી? છતા, એ સાસુ મા કરતા ય વિશેષ વાત્સલ્યવાળી છે, એવી એમની વાત છે. એમા, તમારા સમારની પણ ઘણી વાતો આવી જવા પામે ને? અત્યારે તો આપણે કેવી સ્થિતિમા વાતને છોડીએ છીએ? શ્રી દશરથ સ્નેહવશ મૂર્છા ઉપર મૂર્છા ખાઈ રહ્યા છે, શ્રી ભરત રોઈ

રહ્યા છે, શ્રી રામ જંગલમાં જવાને નીકળ્યા છે અને એથી સીતાજી પણ પાછળ પહોંચી જવાને ઉભા થયા છે સીતાજી પહેલા શ્રી રામના પિતા પાસે અને પછી શ્રી રામની માતા પાસે તો જાય ને ? પતિના માતા–પિતા, એ પત્નીના પણ માતા–પિતા જ ને ? એમાં, સીતા અને કૌશલ્યા વચ્ચે જે વાતચીત થાય છે, તે સાસુ–વહુના સમ્બન્ધનો એક સુન્દર નમૂનો પૂરો પાડે છે ઘર માંડવું નહિ–એ સારૂં છે, પણ ઘર માંડયું તો એ જ ઘર વખાણવાને યોગ્ય ઠરે, કે જે ઘરમાં શ્રી રામ અને શ્રી ભરત જેવા પુત્રો હોય, શ્રી દશરથ જેવા પિતા હોય, કૌશલ્યા જેવી સાસુ હોય અને સીતા જેવી પુત્રવધૂ હોય ગૃહસંસાર વખાણવા જેવો નથી, ઘરમાં રહેવું એ વખાણવા જેવું નથી, પણ સંસારને માંડનારા જો એવી રીતિએ વર્તતા હોય, તો એમની એ રીતિ વખાણવા જેવી કહેવાય એવી રીતિએ જીવવાનું ત્યારે જ બને, કે જ્યારે પરમ પદ રૂપ પરમાદર્શનો નિર્ણય હોય અને પરમ પદે પહોંચવાના ઉપાયનો પણ સાચો ખ્યાલ હોય એવાઓ, સંસારમાં અતિ આસક્ત બને નહિ અને એથી સંસાર એમને બાંધી મારી શકે નહિ એવાઓ પોતાના સંસારને પણ સ્વર્ગ જેવો બનાવીને જીવે અને વખત આવ્યે સંસારથી જોતજોતામાં છૂટી જાય એવાઓથી મોક્ષ બહુ દૂર રહી શકે નહિ માનવોની માનવતા જો વિકસે, તો સંસાર પણ એમને મોક્ષને સાધવાની પ્રેરણા આપનારો નિવડે માનવોની એવી માનવતાને જગાડવાનો આ પ્રયત્ન છે તમે સાચા મહેનત કરશો, તો જરૂર તમે તમારી માનવતાને જગવી શકશો, મહર્ષિપણાને પામવાની દિશાએ વધશો અને મોક્ષને નિકટનો બનાવી શકશો

# સત્તરમું પ્રવચન

વિ સ ૨૦૦૭, આસો સુદી ૧૫, રવિવાર
તા ૧૪ ૧૦ ૫૧, સવાર ૮।। થી ૧૦।।
સ્થળ-પ્રેમાભાઈ હૉલ ભદ્ર, અમદાવાદ

[તા ૧૪ ૧૦ '૫૧, રવિવારે સવારે અમદાવાદ–પ્રેમાભાઈ હૉલમા, પૂ પ્રવચનકાર મહાત્માનુ આ પ્રવચનશ્રેણિને અગેનુ સત્તરમુ જાહેર પ્રવચન, ૮।। થી ૧૦।। વાગ્યા સુધી ગખવામા આવ્યુ હતું અમદાવાદના દૈનિકો "સદેશ" કાર્યાલય તરફથી અને "ગુજરાત સમાચાર" કાર્યાલય તરફથી, પોતપોતાના અખબારોને માટે નોધ લેવાને માટે, વૃત્તાન્તનિવેદક ભાઈઓ નિત્યક્રમ મુજબ, આ પ્રવચન વખતે પણ હાજર રહ્યા હતા એ બન્ને ય ભાઈઓએ, આ પ્રવચનનો પોતપોતાનો તૈયાર કરેલો ભાવાર્થ, પોતપોતાના અખબારોના તા ૧૫ ૧૦ '૫૧, સોમવારના અકોમા પ્રગટ કર્યો હતો તેઓએ પોતાની મથાળાના નોધમા "જૈન-જૈનેતર ભાઈ-બેનોની જગી મેદની" નો ઉલ્લેખ કર્યો હતો

આ સત્તરમા જાહેર પ્રવચનનુ, આ નીચે આપવામા આવતુ મહદ્ અશે પૂર્ણ જેવુ સારભૂત અવતરણ, અમોએ તૈયાર કરેલુ છે
—સ શ્રી જૈન પ્રવચન ]

## શ્રી વીતરાગ પરમાત્માના શાસનની દૃષ્ટિને લક્ષ્યમા લાવવાનો ઉદ્દેશ

અનન્ત ઉપકારી મહાપુરૂષોના વચનને અનુસરીને, અગર તો એ વચનના સાભળવા અને વિચારવા આદિના યોગે, જેઓના હૈયામા એ વસ્તુ સુનિશ્ચિત બની જવા પામી છે કે–આ સસારમા, આર્ય દેશાદિ સામગ્રીએ સહિત મનુષ્ય

થઈ ગયેલા મહાપુરૂષોએ, તેમાં ય ખાસ કરીને કલિકાલ સર્વજ્ઞ તરીકે સુવિખ્યાત શ્રીમદ્ હેમચન્દ્રસૂરીશ્વરજી નામના પરમ ઉપકારી આચાર્યભગવાને શ્રી દશરથ, શ્રી દશરથની પટ્ટરાણી આદિ રાણીઓ અને શ્રી દશરથના શ્રી રામ આદિ પુત્રોના જીવનપ્રસંગોને બહુ જ સુન્દર રીતિએ વર્ણવેલા છે, અને એ વર્ણનને આંખ સામે રાખીને જ, અહીં રામાયણનાં પાત્રોનું તથા તેમના જીવનપ્રસંગોનું વર્ણન કરવા દ્વારા, તમારી સમક્ષ આર્ય સંસ્કૃતિના આદર્શને ખડો કરવાનો પ્રયત્ન ચાલી રહ્યો છે આથી, રામાયણના આ પાત્રોને અંગે જે બીજાં બીજાં પણ વર્ણનો આવે છે, તે વર્ણનોને લક્ષ્યમાં રાખીને કરાએલા પ્રશ્નોના સંબંધમાં, અહીં ચર્ચા કરવાનું રાખ્યું જ નથી એવી ચર્ચાઓમાં ઉતરતાં, સમય નિરર્થક પસાર થઈ જાય અને કહે વાની વાતો રહી જાય શ્રી વીતરાગ પરમાત્માના શાસનની દૃષ્ટિ તમારી આંખ સામે આવે, એ જ એક આ પ્રયાસનું મુખ્ય લક્ષ્ય છે અને એ રીતિએ જીવવાની કળા સુન્દર રીતિએ આ પાત્રોના વર્ણનમાંથી તમને મળી શકે તેમ છે-એમ લાગવાથી, શ્રી વીતરાગ પરમાત્માના શાસનમાં થઈ ગયેલા મહાપુરૂષોએ કરેલા પ્રસંગવર્ણનના આલમ્બનને ગ્રહણ કરીને, આપણે વિચારણા કરી રહ્યા છીએ જેટલા અંશે તમે તમારી દૃષ્ટિને, તમારી સમક્ષ રજૂ થતી દૃષ્ટિની સાથે એક રૂપ બના વવાનો પ્રયત્ન કરશો, તેટલે અંશે તમને આ શ્રવણ અને આનું ચિન્તન તથા મનન આદિ લાભદાયક નિવડશે

<u>આર્ય દેશના મહાપુરૂષોએ જે જીવનકથાઓ લખી છે, તે ય</u>
<u>દયાથી પ્રેરાઈને લખી છે</u>

રામાયણના પ્રસંગોનું વર્ણન કરવાની શરૂઆત, આપણે,

મહારાજા શ્રી દશરથને વર્ણવવાથી કરી છે એમા આપણે જોઈ આવ્યા કે-મહારાજા દશરથ યોગની ત્રીજી ભૂમિકા ઉપર સુસ્થિત થયેલા હતા એને લઈને, મહારાજા દશરથ એક મોટા સામ્રાજ્યના માલિક હોવા છતા પણ, એ મહા સામ્રાજ્ય એમના આત્માની પકડ કરી શક્યુ નથી સામ્રાજ્ય જેઓના આત્માની પકડ કરી શકે અને જેઓ એમા જ મસ્તાન બની જાય, તેઓને તો શાસ્ત્રે નરકના અધિકારી કહ્યા છે તમે અત્યારે જે રીતિએ સસારમા બેઠા છો, તે રીતિને જોતા લાગે છે કે-તમારે ગૃહસ્થપણે જીવનને જીવ્યા સિવાય છૂટકો નથી જેઓ સસારને તજીને એકાન્તે સયમમય જીવનને જીવનારા બની શકતા નથી, તેઓએ પણ તેમના મનને અને જીવનને કેવા પ્રકારનુ બનાવવુ જોઈએ, કે જેથી તેઓ ઘણા નુકશાનથી બચી જાય અને ઘણા શ્રેયને સાધી શકે, એને દર્શાવવાને માટે, ઉપકારી મહાપુરૂષોએ ભિન્ન ભિન્ન પ્રકારે સસ્કૃતિને દર્શાવી છે એ સસ્કૃતિના સ્વરૂપને સમજી લઈને, આ જીવનમા જો એ સસ્કૃતિને જીવવાનો પ્રયત્ન નહિ કરવામા આવે અને જો કેવળ અનાર્ય જેવા જીવનને જ જીવતે જીવને આ જન્મના આયુષ્યને વેડફી નાખવામા આવશે, તો બીજા જન્મોમા તમને જે નુકશાન થયું હતું, તેનાથી કદાચ અધિક નુકશાન, આ જન્મમા થશે માનવો જેવા માનવો, એવા પ્રકારના જીવનને જીવે, કે જેથી તેઓ બીજા ક્ષુદ્ર જીવોના કરતા વધુ નુકશાનને પામી જાય, તો તેની દયા આર્ય દેશના મહાપુરૂષોને નહિ આવે, તો કોને આવે? એ દયાથી પ્રેરાઈને જ, આ આર્ય દેશના મહાપુરૂષોએ, સાચી સસ્કૃતિને વિવિધ પ્રકારે આલેખીને, તેનુ

જગતના જીવોને જેટલુ દર્શન કરાવી શકાય તેટલુ દર્શન કરાવ્યુ છે મહાપુરૂષોએ જે જીવનકથાઓ લખી છે, તેમા પણ માનવોએ જીવવા યોગ્ય જે જીવન, તે જીવનને જીવવાની કળા રૂપ જે સસ્કૃતિ, તેનુ દર્શન કરાવ્યુ છે શ્રોતાઓને અગર તો વાચકોને, કથારસમા બહેલાવવાને માટે મહાપુરૂષોએ કથાઓ લખી નથી, પરન્તુ દયાથી પ્રેરાઇને અને ગુણીજનોના ગુણોત્કીર્તનનો લાભ મળે—એ હેતુથી જ, મહાપુરૂષોએ કથાઓ લખી છે રામાયણનુ આલેખન પણ એ જ પ્રકારનુ છે

## સારા આચારવાળા માણસોને ય કોઈ કોઈ વાર વિષયકષાયની લાગણીઓ વિષમ સ્થિતિમા મૂકી દે છે

શ્રી દશરથની વાતમા આપણે પટ્ટરાણીનો પ્રસગ જોયો એમા, વૃદ્ધ કચુકીના દેહને જોતા, મહારાજા શ્રી દશરથને એવો વિચાર આવ્યો કે–' મારો આ દેહ આવી અવસ્થાને પામે તે પહેલા જ, મારે પરમ પદની સાધનાને માટે, પુરૂષાર્થ કરી લેવો જોઈએ ' એથી, એમનો સસાર પ્રત્યેનો વૈરાગ્ય વિકસિત બન્યો અને સદ્‌ગુરૂના સુયોગને પામતાની સાથે જ, મહારાજા દશરથ, યોગની પહેલી ભૂમિકાએ પહોચી જવાને માટે તત્પર બની ગયા એ જ હેતુથી, રાજ્ય આદિથી નિવૃત્તિ લેવાને માટે, મહારાજા શ્રી દશરથે, શ્રી રામનો રાજ્યાભિષેક કરવાની વ્યવસ્થા આદરી એમાથી કેવો વિચિત્ર પ્રસગ ઉપસ્થિત થવા પામ્યો, એ તો તમે જોયુ ને ? એ ઉપરથી, એ પણ સમજવા જેવુ છે કે–આત્મા ગમે તે ભૂમિકાએ રહેલો હોય, યોગની ત્રીજી, બીજી કે પહેલી ભૂમિકાએ પણ રહેલો હોય, પરંતુ તે જો અયોગવશ જરા ગાફેલ બની જાય છે, તો મોહ આવીને એને સતાવી

જાય છે જીવનમા અનેકવિધ સારા આચારોને જીવનારને અને સારા આચારોથી જીવવાનો પ્રયત્ન કર્યો કરનારને પણ, કોઈ કોઈ વેળા વિષયની લાગણીઓ અને કષાયની લાગણીઓ કેવી કેવી વિષમ સ્થિતિમા મૂકી દે છે, તેનો તમને અનુભવ નથી? બધાને આ વાતનો અનુભવ ન હોય તે સ્વાભાવિક છે, કારણ કે—આવા પ્રકારનો અનુભવ તો તેને હોય, કે જેને સારા વિચારોમા સ્થિર રહેવાની અને સદાચારોને સેવવાની કાળજી હોય સારા વિચારોમા સ્થિર રહેવાની અને સદાચારોને સેવવાની કાળજી કોનામા હોય? જેને એ વાતનો સતત ખ્યાલ રહેતો હોય કે–' અહીંથી મારે અન્યત્ર જવાનુ છે, અન્યત્ર જવાનું છે–એટલુ જ નહિ, પણ અહીં મેં ગમે તેટલુ મનફાવતું સર્જન કર્યું હોય, તો ય તે બધાને મૂકીને મારે જવાનુ છે, ઉપરાન્ત, મારી કાર્યવાહીથી જ મારા ભાવીનું સર્જન થઇ રહ્યુ છે અને થવાનુ છે મારા સારા ભાવીનો સર્જક જેમ હુ છુ, તેમ મારા નરસા ભાવીનો સર્જક પણ હું જ છુ!' આ વાત જેના ખ્યાલમા હોય, તેને સારા વિચારોમા સ્થિર રહેવાની અને સદાચારોને સેવવાની ઇચ્છા પણ થાય અને એ માટેની કાળજી પણ રહે જેના હૈયામા આવા પ્રકારની કાળજી પ્રગટી હોય છે, તેને એ વાતનો અવસરે અવસરે અનુભવ થાય છે કે–સંયોગવશાત્ જરાક ગાફલગીરી આવી જવાની સાથે જ, વિષયની અને કષાયની લાગણીઓ કેવું જોર કરી જાય છે અને એવા વખતમા મોહ કેવી રીતિએ સારી વૃત્તિવાળા અને સારા વિચારવાળા આદમીના પણ હૈયાનો કબજો લઇ લે છે તમને જો આ વાતનો અનુભવ હશે અને તમે જો આ વાતને બરાબર સમજી શકતા હશો, તો

થીપણાથી તુષ્ટ થઈને, તારી માતાને મેં વરદાન આપેલુ અને તારી માતાએ તે મારી પાસે અનામત થાપણની જેમ રાખી મૂકેલુ અત્યારે તારી માતા એ વરદાન તરીકે ભરતને રાજ ગાદી આપવાની માગણી કરે છે ' આથી વિશેષ કાઈ જ શ્રી દશરથે કહ્યુ નથી ને ? પણ, એના જવાબ રૂપે, શ્રી રામચ ન્દ્રજીએ જે ચાર વાતો કહી, તે તો કોઈ પણ સારા માણસથી ભૂલી પણ ભૂલાય તેવી નથી એ ચાર વાતો વિષે પણ આપણે વાત કરી આવ્યા છીએ તમને એ ચાર વાતો તો બરાબર યાદ રહી ગઈ છે ને ? એમા પણ, કાઇ જેવો-તેવો શિક્ષાપાઠ ભરેલો નથી

શ્રી રામચન્દ્રજીએ ખૂબ જ પ્રસન્નભાવને બતાવીને જે ચાર વાતો કહી, તેમા સૌથી પહેલી વાત એ કહી કે-' મારી માતાએ જે માગ્યુ છે, તે બહુ જ સારૂં માગ્યુ છે આપની પાસેથી વરદાનને માગી લેતા, મારી માતાએ મહા પરાક્રમી એવા મારા ભાઈ ભરતને માટે રાજ્ય માગી લીધુ, એ બહુ સારૂં કર્યું ! '

શ્રી રામચન્દ્રજીએ જે વાત કહી છે, તે હૈયાની કહી છે એમના હૈયામા જે ભાવ હતો, તે જ ભાવને તેમણે વ્યક્ત કર્યો છે એ હૈયું કેટલુ બધુ ઉમદા કોટિનું હશે ? ખરેખર, શ્રી રામચન્દ્રજીના હૈયાની જો એવી સ્થિતિ ન હોત, તો આજે પણ જે રીતિએ શ્રી રામને યાદ કરાય છે, તે રીતિએ શ્રી રામને યાદ કરત જ કોણ ?

શ્રી રામચન્દ્રજીએ બીજી વાત એ કહી કે-' આપ જે મને આ બાબતમા પૂછો છો, તે આપની મારા ઉપરની કૃપાને લીધે જ આપ મને પૂછો છો, પણ આપ મને આ પ્રમાણે

પૂછો છો, તેનુ મારા હૈયામા તો દુ ખ જ છે, કારણ કે–આપના આ પ્રમાણેના પૂછવાથી, લોકહૃદય ઉપર એવી અસર થશે કે–મારી માતા કૈકેયીની માગણીથી મારા ભાઈ ભરતને રાજ્ય આપતા, આપે મને પૂછવુ પડયુ અને એથી લોકમા તે મારા અવિનયનુ જ સૂચન કરનારૂં ગણાશે ’

અહી, એટલે સસારમા બેઠેલા પણ કેવા વિરાગી હોય અને અવસરે કેવો મોટો પણ ત્યાગ કરવાની તૈયારીવાળા હોય, એવો કોઇ વિચાર, તમને આ પ્રસગને સાભળતા–આ પ્રસગને યાદ કરતા આવેલો ખરો ? એવો વિચાર આવ્યો કે–શ્રી રામ, ગૃહસ્થ હોવા છતા પણ, કેવા અને કેટલા વિનીત હતા ? શ્રી રામ ત્યાગી હતા કે ઘરબારી હતા ? શ્રી રામ ત્યાગી નહોતા ને ? વળી, ગાદીના હક્કદાર હતા કે નહિ? ગાદીના હક્કદાર હોવા ઉપરાન્ત, ધારે તો પિતાની અને સૌની ઉપરવટ થઇને રાજગાદીને મેળવી શકે અને કોઈ તેમા આડે આવી શકે નહિ અથવા તો જે કોઈ આડે આવે તેનૂં કશું પણ ઉપજે નહિ, એવા સમર્થ અને લોકપ્રિય પણ હતા કે નહિ ? ત્યાગી નહિ, હક્કદાર અને આવી સામગ્રીવાળા, છતા પણ આવા વિરાગી ? એમ લાગે છે ને કે–રાજ્યનો લોભ, એમને એટલો અડતો નહિ હોય ? તમને ય, કોઈ ચીજનો લોભ, એવો તો અડતો નથી ને, કે જે તમારી પાસે અનુચિત કરાવે ? આમા પણ, આર્ય સસ્કૃતિના આદર્શનુ દર્શન રહેલુ છે જીવનને આર્ય સસ્કૃતિથી સમૃદ્ધ બનાવવાને માટે, હૈયાને આવું બનાવવું પડે

શ્રી રામચન્દ્રજીએ ત્રીજી વાત એ કહી છે કે–‘ આપ સતુષ્ટ થઇને આ રાજ્ય મારા ભાઈ ભરતને તો શું, પણ

અન્ય કોઈ ગમે તેને ય આપી દો, તો પણ તેનો નિષેધ કરવાનો જેમ મને હક્ક નથી, તેમ તેમા સમ્મતિ આપવાનો પણ મને હક્ક નથી, કારણ કે–હુ તો આપના એક અદના સેવક જેવો છુ'

પિતાની પાસે પોતાની જાતને એ કેવી માનતા હશે, કેટલી બધી લઘુ માનતા હશે અને પિતા પ્રત્યે એમના હૈયામા કેવો તેમ જ કેટલો બધો બહુમાનભાવ હશે, તેનો ખ્યાલ કરવાને માટે, આનાથી વિશેષ પૂરાવો કયો જોઇએ ?

અને ચોથી વાતને કહેતા પણ, શ્રી રામચન્દ્રજીએ એ જ જણાવ્યું છે કે–' ભરત ને હું, એ તો એક જ છીએ ભરત છે તે હુ જ છુ ભરતને ગાદી મળે, એ મને જ ગાદી મળી કહેવાય મારે મન જેમ અમે બન્ને એક જ છીએ, તેમ આપને મન પણ અમે બન્ને એક છીએ આથી, આપ જરા પણ સકોચ રાખ્યા વિના, પૂરેપૂરા આનન્દથી મારા ભાઈ ભરતનો રાજ્યાભિષેક કરો '

હૈયાના ભાવમા છે કાઈ કમીના ? હૃદયની કેવી વિશાળતા છે ? આટલી વિશાલતા, વિરાગ વિના સભવે ખરી ?

## માતા–પિતાની રાજ્યને લેવાની આજ્ઞા હોવા છતા ય શ્રી ભરતનુ મક્કમ વલણ

માત્ર શ્રી રામચન્દ્રજી જ આવા છે, એવું માની લેવા જેવુ નથી શ્રી ભરત પણ બધાને ટપી જાય એવા છે એમણે તો પહેલેથી જ, રાજ્યાદિકના ભોગોને તજીને શ્રી દશરથની સાથે જ યોગની પહેલી ભૂમિકા ઉપર આરોહણ કરવાની ભાવના, વ્યક્ત કરી હતી શ્રી ભરત સસારમા રહેવાને જ

ઈચ્છતા નહોતા, એવી શ્રી ભરતે શ્રી દશરથને કહ્યું હતું કે-'આપનો વિરહ મારાથી ખમી શકાય તેમ નથી અને સંસારને તર્પણ કરવામાં મને ચેન નથી '

તમે સંસારના તર્પણને સમજો છો ? સંસારને તર્પણ કરવામાં માણસને શું શું કરવું પડે છે અને શું શું ખોવું પડે છે, તે વિષે તમે કદી પણ શાન્ત ચિત્તે વિવેકથી વિચાર કર્યો છે ખરો ? સંસારમાં જે જે પ્રસંગ આવી લાગે, તેને તેને આધીન થઈને, જે જે કાંઈ કરવું પડે, તે સારું જ કરવું પડે ને ? ખરાબ કાંઈ જ કરવું પડે નહિ ને ?

ન૦ મોટે ભાગે ખરાબ જ કરવું પડે

તો, એ ખરાબનું ખરાબ ફલ ભોગવવાનું કોને ?-એ સંબંધી કદી વિચાર આવે છે ખરો ? અરે, જન્મેલાને મરવાનો વિચાર જ ક્યાં આવે છે ? 'મારે મરવાનું છે અને અહીં હું જે કાંઈ પણ સારું કે નરસું કરું, તેનું ફલ મારે ભોગવવાનું છે'-એવો ખ્યાલ જ ક્યાં છે ? એ વિના, સંસારનું તર્પણ એ કેવી દુ:ખદાયક વસ્તુ છે, એની પ્રતીતિ થવી મુશ્કેલ છે

શ્રી ભરતને સંસારના તર્પણની ભયંકરતાનું ભાન પ્રગટ્યું હતું, તેથી જ્યાં શ્રી દશરથ શ્રી ભરતના રાજ્યાભિષેકને માટેની તૈયારી કરવાની મંત્રિઓને આજ્ઞા આપવા લાગ્યા, ત્યાં જ શ્રી ભરત બોલી ઉઠયા કે-'સ્વામિન્ ! મારે તો આપની સાથે જ આવવું છે મારે આપની સાથે જ વ્રતનો સ્વીકાર કરવો છે, એ વાત તો મેં આપને પહેલેથી જ વિનંતિ પૂર્વક જણાવી છે અને કોઈના વચનથી આપ મારી પ્રાર્થનાને અન્યથા કરો, એ યોગ્ય નથી વચન મારી મા માગે, એટલા માત્રથી આપ કૃપા કરીને મારી પ્રાર્થનાને અન્યથા કરો નહિ '

સામેથી આવી પડતા પણ રાજ્યને માટે, શ્રી ભરત કેટલા બધા નાગજ છે ? શ્રી ભરત એ રીતિએ આવી મળતા રાજ્યને લેવાને માટે પણ એટલા બધા નારાજ છે કે-શ્રી દશરથને અને પાછળથી શ્રી રામને પણ, એમને સમજાવવાની મહેનત કરવી પડે છે

શ્રી દશરથ શ્રી ભરતને કહે છે કે-' આ પ્રમાણે કહીને તું મારી પ્રતિજ્ઞાને વ્યર્થ કર નહિ તું તારી ઈચ્છા તરફ જો નહિ, પણ મારી પ્રતિજ્ઞા તરફ જો મેં તારી માતાને ચિરકાળ પૂર્વે વરદાન દીધુ હતું અને અને આજે તારી માતાએ તે વરદાન તને રાજ્યદાન કરવા રૂપે માગી લીધુ છે, માટે, તારે રાજ્યને ગ્રહણ કરવું-એવી તને મારી પણ આજ્ઞા છે અને તારી માતાની પણ તને એ જ આજ્ઞા છે, તો, અમો બન્નેની આજ્ઞાને વ્યર્થ કરવી, એ તારે માટે ઉચિત નથી'

શ્રી દશરથે આ પ્રમાણે સમજાવવા અને કહેવા છતાં પણ, શ્રી ભરત તો જરા ય ચલાયમાન થયા નહિ શ્રી ભરત પહેલાં જેવા નિર્વિકાર હતા, તેવા જ નિર્વિકાર રહ્યા શ્રી ભરત જે રીતિએ નિર્વિકારી બનીને ઉભા રહ્યા છે, તેને જોઈને શ્રી રામ કળી જાય છે કે-' હજુ પણ ભરત રાજ્ય લેવાને તૈયાર નથી ' આથી, શ્રી રામ પોતે વચ્ચે આવી જાય છે

હવે, શ્રી રામ પણ, શ્રી ભરતને કહે છે કે-' ભાઈ! રાજ્યની પ્રાપ્તિનો તને જરા પણ ગર્વ નથી એ વાત હું જાણું છું, પણ પિતાજીના વચનને સત્ય કરવાને માટે ય તારે રાજ્યને ગ્રહણ કરવાનું છે' એટલે કે-' મારી પણ આજ્ઞા છે કે-તારે રાજ્યને ગ્રહણ કરવું '

શ્રી ભરતને મન, જાણે આ એક મોટુ ધર્મસંકટ આવી,

પડ્યુ હોય, એવુ લાગે છે વિચાર તો કરો કે–આમા ધર્મસકટ જેવુ શું છે? માતાએ માગી લીધુ છે એટલે માતાની ઈચ્છા તો છે જ, પિતાજી પણ પ્રેમથી આપી રહ્યા છે અને મોટા ભાઈ, કે જે ખરેખરા રાજ્યગાદીના હકદાર છે, તે પણ 'તારે રાજ્યને ગ્રહણ કરવું જ'–એવી આજ્ઞા કરે છે, પછી, એમા શ્રી ભરતને ધર્મસકટ લાગે, એવું શું છે? પોતે ઈચ્છયુ નથી, પોતે માગ્યું નથી, પોતે માગવાનું કહ્યું નથી અને પિતા વગેરે આપે છે, પછી એને લેવામા વાધો શો? પણ એ બધા માનતા કે–આપનાર આપે તે આપનારની ઉદારતા છે, પણ લેનાર ઝટ લઈ લે, એમા લેનારની સજ્જનતા નહિ વિષય-કષાયના ભૂખ્યાઓને આ વાતની ખબર પડે નહિ વિષયને અને કષાયને આધીન બનીને, ભીખારીવેડા કરવાની કુટેવમા પડી ગયેલા એમા, આવો વિવેક આવે નહિ શ્રી ભરત તો માનતા કે–'આ આપે, એ આમને શોભે, પણ હુ લઉં, એ મને શોભે નહિ'

એટલે જ, શ્રી ભરત શ્રી રામના વચનોને સાભળતાની સાથે જ, અશ્રુભીના નેત્રોવાળા બની જાય છે, અશ્રુઓથી ભરેલી આખોની સાથે, શ્રી રામના પગમા પડી જાય છે અને તે પછી પોતાના બન્ને ય હાથોને જોડીને, શ્રી ભરત, શ્રી રામને કહે છે કે–'પિતાશ્રી અને તમારા જેવા મહાત્મા મને રાજ્ય આપવાને માટે તૈયાર થાય, એમા આપની વડાઈ જરૂર છે, પણ હુ જો આપે આપેલા રાજ્યને લઉં, તો તેમા મારી લઘુતા જ છે'

આટલુ કહ્યા બાદ તો, શ્રી ભરત બહુ કડક બનીને વાત કરે છે 'તમે મને રાજ્યને ગ્રહણ કરવાનું કહીને, તમે મારી હીણપત કરી રહ્યા છો'–એવો ભાવ શ્રી ભરત વ્યક્ત

કરે છે શ્રી રામચન્દ્રજીને શ્રી ભરત પૂછે છે કે-'શું આપ આ પિતાના પુત્ર છો અને હુ આ પિતાનો પુત્ર નથી? અગર તો, શુ હું તમારા જેવા વડિલ બન્ધુનો નાનો ભાઈ નથી?, કે જેથી હું રાજ્યપ્રાપ્તિના ગર્વને અનુભવુ અને ખરેખરો માતૃમુખો ગણાઉં ?'

## પિતાજીના વચનનુ પાલન થાય-એ માટે પોતાના સુખનુ બલિદાન દેવાનો નિર્ણય

શ્રી ભરતના કથનને સાભળીને, શ્રી રામને પાકો નિશ્ચય થઈ ગયો કે-ભરત સમજાવ્યો સમજે અને રાજ્યને ગ્રહણ કરે, એ બને એવુ જ નથી એથી, શ્રી રામને તરત જ વિચાર આવ્યો કે-'ભરત ગાદીએ બેસે એમ નથી, તો પછી પિતાજીના વચનનું શુ થાય? પિતાજીનુ વચન તો પળાવુ જ જોઈએ ' પિતાજીના વચનના પાલનની આટલી બધી દરકાર, પુત્રને હોય? એમ ન થાય કે-'પિતાએ કોને પૂછીને વચન આપ્યુ હતું? અને વચન આપ્યું હતું, તો પણ એ વચનના બદલામા રાજ્યને દઈ દેવાનો એમને શો અધિકાર હતો?' આવો વિચાર જો શ્રી રામને આવે, તો પરિણામ કેવુ ભયકર આવે? અને રામાયણ કેવા રૌદ્ર સ્વરૂપવાળી બની જવા પામે? પણ, શ્રી રામને એવો કોઈ વિચાર આવ્યો જ નથી શ્રી રામ જેવાને એવો કોઈ વિચાર આવે, એ બને જ નહિ શ્રી રામને તો, તદ્દન જુદો જ વિચાર આવ્યો છે

શ્રી રામને તો ઊલટો એવો જ વિચાર આવ્યો કે-'જ્યા સુધી હું અહીં છુ, ત્યા સુધી તો ભરત રાજ્યને ગ્રહણ

કરશે જ નહિ, એથી, પિતાજીની પ્રતિજ્ઞાનું પાલન થઈ શકશે નહિ, અને એ વિના, પિતાજી જે વ્રતને ગ્રહણ કરવાને ઈચ્છે છે, તે વ્રતને તેઓ ગ્રહણ કરી શકશે નહિ માટે હવે મારે જ આમાંથી માર્ગ કાઢવો જોઈએ '

આ વિચારમાંથી, શ્રી રામના હૈયામાં, પોતાના બલિદાનની ભારે ભાવના જન્મે છે પિતાજીના વચનનું પાલન થાય, એ ખાતર શ્રી રામ પોતાના સુખનું તર્પણ કરી દેવાનો નિર્ણય કરી લે છે શ્રી રામ નિર્ણય કરે છે કે-' સૌથી સારૂં એ જ છે કે-હું જ વનવાસે ચાલ્યો જાઉં !'

શ્રી રામે, આ નિર્ણય બહુ જ ઝડપથી કરી લીધો છે કોઈની પણ સલાહ લેવાને માટે કે કોઈની પણ સાથે અપાય -ઉપાયની વિચારણા કરવાને માટે, તેઓ થોભ્યા નથી શ્રી રામે જેટલી ઝડપથી નિર્ણય કર્યો છે, તેટલી જ ઝડપથી એ નિર્ણયને અમલમાં પણ મૂક્યો છે શ્રી રામે, પોતાના નિર્ણયની વાત, પોતાના પિતા શ્રી દશરથ મહારાજાને જણાવી અને એ પ્રમાણે પિતાની આજ્ઞાને લઈને અને પિતાને ભક્તિથી નમન કરીને, તરત જ શ્રી રામ ત્યાંથી ચાલી નીકળ્યા પાછળ શું થાય છે અને શું બોલાય છે, તે જોવાને કે સાભળવાને પણ શ્રી રામ થોભ્યા નહિ

## હકની ચીજ બીજાને દેવાની તૈયારી ખરી, પણ બીનહકની ચીજ કોઇ આપે તો ય લેવાની આતુરતા નહિ

શ્રી રામ તો ચાલ્યા, પણ શ્રી રામે લીધેલા નિર્ણયની વાત અને તેના અમલની વાત, શ્રીદશરથથી ને ભરતથી સહાતી નથી એ વખતે, મોહે, એ બન્નેયના હૈયાઓ ઉપર ભારે અસર

નીપજાવી દીધી છે શ્રી દશરથ તો, અત્યન્ત સ્નેહકાતર બનીને, મૂર્છા ઉપર મૂર્છા પામવા લાગ્યા છે શ્રી દશરથ, મોહની એટલી બધી અસરમાં આવી જવા છતાં પણ વિવેકી છે, અને વિવેકી હોવાને લઈને, શ્રી દશરથે પોતાના મોહને કહી દીધું કે-'તું મને મૂર્છા ખવડાવે તે બને, પણ દશરથ હવે બીજું બોલે તે બને નહિ ' શ્રી દશરથ પણ, પોતાના નિર્ણયમાં મક્કમ જ હતા અને એથી તેમણે શ્રી રામને શ્રી રામની ઈચ્છા મુજબ વનવાસે પણ જવા દીધા

શ્રી રામને જતા જોઈને, શ્રી ભરતે મુક્તકંઠે રૂદન કરવા માંડ્યું છે પોતે મહા પરાક્રમી હોવા છતાં પણ, આ પ્રસંગે શ્રી ભરત, પોતાની ધીરજને ગુમાવી બેઠા છે અને મોટા સ્વરે રડવા મંડી પડ્યા છે પ્રસંગ પણ એવો જ વિચિત્ર છે ને ? આટલું આટલું છતાં પણ, જોવાની ખૂબી તો એ છે કે-શ્રી ભરત રાજ્યને ગ્રહણ કરવાને માટે તો, કોઈ પણ રીતિએ તૈયાર થતા નથી રાજ્ય જેવું રાજ્ય પણ આપનાર આપવાને તૈયાર છે અને તે છતાં પણ, લેનાર લેવાને તૈયાર નથી આવું જો તમારા સંસારમાં ચાલતું હોય, તો તમારો સંસાર કેવો ચાલે ? તમારી પાસે આ વાત મૂકી છે, તો તમે આવા બની જાઓ તો સારૂં, એમ તો હું ઈચ્છું ને ? આ પ્રસંગનો આ પણ એક બોધપાઠ છે ને ? આ પ્રસંગમાં, આર્ય સંસ્કૃતિની જે છાયા રહેલી છે, તે તમારા ખ્યાલમાં તો આવે છે ને ? આવી ઉમદા સંસ્કૃતિ, જનસમાજમાં જ્યારે ઘણા પ્રમાણમાં વિકસિત હોય, ત્યારે જનસમાજ કેટલો સુખી અને કેવો શાન્તિ ભોગવનારો હોય ? સૌ દેવાને તૈયાર હોય, પણ હક્ક વિનાનું લેવાને તો કોઈ કદી

તૈયાર હોય નહિ, તો વાતાવરણ કેટલુ સુખ-શાન્તિમય હોય?, એની કલ્પના તો કરી જુઓ આવી જો કલ્પના કરો ને, તો ય તમને થાય કે-ભલે અત્યારે આપણામા આ પ્રકારની વૃત્તિ નથી અને આથી ઊલટા પ્રકારની વૃત્તિ છે, પરન્તુ કેળવવા જેવી વૃત્તિ તો આ જ છે પછી તો, પોતાના હક્કની ચીજને તજતા પણ વાર નહિ લાગે શ્રી રામચન્દ્રજીએ પોતાનો હક્ક તો જતો કર્યો, પણ ઉપરથી આપમેળે વનવાસને સ્વીકારી લીધો એ વસ્તુ તમારી સમક્ષ આર્ય સંસ્કૃતિના કેવા આદર્શને ખડો કરે છે? એ જ રીતિએ, સૌ દેવાને તૈયાર છે અને સૌ લેવાનો આગ્રહ કરે છે, તે છતાં પણ શ્રી ભરતના એક રૂંવાડાને ય રાજ્યલોભ સ્પર્શતો નથી, રાજ્યલોભની વાત તો દૂર રહી, પણ શ્રી ભરત માતા, પિતા અને વડિલ ભાઈની આજ્ઞાને ખાતરે ય રાજ્યને ગ્રહણ કરવાને તત્પર બનતા નથી, એમા પણ, આર્ય સંસ્કૃતિના આદર્શનું જેવુ તેવું પ્રતિબિમ્બ છે? તમે તમારા હક્કની ચીજ, જો એની બીજાને જરૂર પડે, તો તે તેને આપવાને તૈયાર ખરા? આ ભૌતિક ચીજની વાત છે, કે જે ચીજને કા તો તમારે છોડવી પડવાની છે, કા તો એ તમારી પાસેથી છૂટી જવાની છે તેવી તમારી પાસેની ચીજ, જો એ ચીજથી બીજાનુ ભલુ થતુ હોય, તો તમે એ ચીજ બીજાને દેવાને તૈયાર ખરા ને? અને કોઇ તમારા બીનહક્કની ચીજ, એમ ને એમ તમને આપવાને તૈયાર થઇ જાય, તમને લેવાનો આગ્રહ કરે, તો ય તમારી એ ચીજને લેવાની આતુરતા તો નહિ જ ને? આવી વાત આવે, ત્યારે તમે કેવા મૌન થઈ જાવ છો? મને ખબર છે કે-આમા મને તમારા તરફથી જવાબ મળવાનો નથી.

## શ્રી રામચન્દ્રજીએ પોતાની માતાને કેવી કેવી વાતો કહીને શાન્ત કરી અને સમજાવી?

શ્રી રામ, શ્રી દશરથની પાસેથી રવાના થઈને, પોતાની માતા અપરાજિતા દેવીની પાસે આવ્યા છે. પોતાની માતાની પાસે આવીને પણ, શ્રી રામે પોતાની માતાને શુ શું કહ્યુ-તેની તો તમને ખબર છે ને? શ્રી રામે પોતાની માતાની પાસે આવીને, પોતાની માતાને નમસ્કાર કરીને શું કહ્યું-એ વાત તો થઈ ગઈ છે એમા, શ્રી રામે, સૌથી પહેલી વાત કયી કહી?

શ્રી રામે, સૌથી પહેલી વાત એ જ કહી છે કે-'મા! તારે મન હુ ને ભરત સરખા છીએ તારી દષ્ટિએ અમારા બેમા કોઇ અધિક કે ઓછો છે નહિ જેવો હું તારો પુત્ર છુ, તેવો જ ભરત પણ તારો પુત્ર છે'

આ વાત, તમારે તો ખાસ કરીને વિચારવા જેવી છે કેમ? તમે બધુ માડીને બેઠા છો માટે અમારે આવો કોઈ પ્રસગ આવે તેમ નથી, કારણ કે-અમે તો છોડીને બેઠા છીએ જે છોડે છે, તેનાથી દુ ખ કેટલુ દૂર રહે છે અને સુખ તેનાથી નજદીકમા કેટલુ રહે છે, તે સમજાય છે ને?

'તારી દષ્ટિએ હુ ને ભરત સરખા છીએ'-એ પ્રમાણે કહ્યા બાદ, શ્રી રામ, પોતાની માતાને પોતાનો નિર્ણય જણાવતા કહે છે કે-'પિતાજીએ મારી માતા કૈકેયીને વચન આપ્યું હતું અને એ વચનનુ પાલન કરવાને માટે પિતાજીએ ભાઈ ભરતને રાજ્ય આપ્યું, પરન્તુ, ભરત રાજ્યને ગ્રહણ કરતો નથી અને હું જ્યા સુધી અહીં છુ ત્યા સુધી ભરત રાજ્યને ગ્રહણ કરે, એ બની શકવાનું પણ નથી આથી,

મારે વનમાં ચાલ્યા જવું, એ જ મારે માટે યોગ્ય છે'

આટલું કહીને, શ્રી રામચન્દ્રજી, પોતાની માતાને સલાહ આપતા કહે છે કે-'તું મારા વિયોગને ભૂલી જજે અને હવેથી તું વિશેષ પ્રેમવાળી દષ્ટિથી ભરતને જોજે'

બરાબર છે આ વાત? આવા અવસરે જે આવું કહી શકે, તેનું હૈયું કેવું હોઈ શકે, એનો કાંઈક પણ ખ્યાલ તમને આવે છે ખરો?

પણ, શ્રી રામની માતા, એ વાતને સહન કરી શકતી નથી એને ય મોહ મુઝવે છે કયી વાતને એ સહન કરી શકતી નથી? શ્રી રામની માને મન રામ જેવો દીકરો વનવાસે ચાલ્યો જાય, એ જ અસહ્ય હતું પોતાનો દીકરો રાજ્ય વગરનો થઈ જાય-તેમાં, શ્રી રામની માતાને વાંધો નહોતો, પોતાનો દીકરો, ખરેખરો હકદાર અને પૂરેપૂરો લાયક હોવા છતાં પણ, રાજ્ય એને નહિ મળતા, રાજ્ય શ્રી ભરતને મળે -એમાં ય, શ્રી રામની માતાને વાંધો નહોતો, પણ શ્રી રામ જેવો દીકરો જંગલમાં ચાલ્યો જાય એનો જ શ્રી રામની માતાને વાંધો હતો શ્રી રામના વિયોગની કલ્પનાને જીરવી શકવાને માટે પણ, તે અશક્ત હતી આથી જ, શ્રી રામે જ્યાં વનવાસે જવાના પોતાના નિર્ણયને જણાવ્યો, તેની સાથે જ, શ્રીમતી અપરાજિતા દેવી મૂર્છિત બની જઈને પૃથ્વી ઉપર પછડાઈ પડ્યાં

શ્રી રામ જોઈ રહ્યા છે એમને ખબર છે કે-મોહ આમ મુઝવે તે સ્વાભાવિક છે, કારણ કે-આ માતા છે શ્રી રામ માને છે કે-હમણાં ઠેકાણું પડી જશે માતાની સાથે, પોતે પણ મોહની અસર નીચે આવી જાય, એવા શ્રી રામ નહોતા

દાસીઓએ શીતલ જલનુ સીંચન કરતા, અપરાજિતા દેવી ભાનમા આવ્યા ભાનમા આવીને, મોહની મુઝવણને પોતાની વાણી દ્વારા વ્યક્ત કરવા લાગ્યા કહે છે કે–' મને વળી સ્વસ્થ કરીને જીવાડી કોણે ? મારે તો મૂર્છા જ સારી હતી, કેમ કે–રામના વિયોગને હુ સહન કરી શકુ તેમ નથી ! અરે, કૌશલ્યા ! તારા પતિ પ્રવ્રજિત થશે અને તારો પુત્ર વનમા ચાલ્યો જશે, એ વાત તારે કાને પડવા છતા પણ, તુ કેવી કઠોર હૈયાની છો કે–તારી છાતી ફાટી પડતી નથી ?'

શ્રી રામે આવુ બધુ સાભળી તો લીધુ, પણ તે પછી એવું કહ્યું કે-કૌશલ્યાના આસુ સુકાઈ ગયા અને મોહની જે ઘેરી અસર વ્યાપી જવા પામી હતી, તે એકદમ મન્દ પડી ગઈ

શ્રી રામે પોતાની માતાને કહ્યુ કે–' તું આ કરે છે શુ ? તું કોની પત્ની છો અને કોની માતા છો ? મારા પિતા જેવા વીરની પત્ની થઈને, તુ ઈતર પામર સ્ત્રીઓના જેવુ કરે તે, તને શોભે ખરૂં ? અને જેવી તુ વીરની પત્ની છો, તેવી જ તું તો સિંહની માતા છો સિંહપુત્ર જ્યારે જગલમા જાય છે, ત્યારે ય સિંહણ તો નિરાતે ઉંઘતી હોય છે સિંહણને પોતાના પુત્રનુ શું થશે, તેની ચિન્તા કરવાની હોય જ નહિ માતા ! જો હુ વનમા ન જાઉ, તો મારા પિતાનું દેવાદારપણું ટળે શી રીતિએ ? મારા પિતાએ વરદાનની જે પ્રતિજ્ઞા કરેલી છે, તે એક દેવા સમાન છે અને પિતાનું એ દેવું મારા જગલમા ચાલ્યા જવાથી જ ટળે તેમ છે, કારણ કે–મારા ગયા વિના ભરત રાજ્યને ગ્રહણ કરે તેમ નથી, માટે તું સ્વસ્થ થા અને મને વનમાં જવાની અનુમતિ આપ !, કે જેથી હુ

મારા પિતાને ઋણરહિત અને ચિન્તામુક્ત કરી શકુ '

મહાપુરૂષોના વર્તનની વાતોની અસર ક્યારે થાય ?

શ્રી રામના આવા વચનોને સાભળીને, શ્રીમતી અપરાજિતા દેવી પોતાના સ્વભાવમા પાછા આવી જાય છે અને સુસ્થિર બની જાય છે શ્રી રામ, ત્યાથી રવાના થઈને, પોતાની બીજી માતાઓને પણ નમસ્કાર કરવાને જાય છે આ સયોગ એવો છે કે–કોઇ કાઈ બોલી શકતું નથી શ્રી રામ આ પ્રમાણે વનવાસે ચાલ્યા જાય, એમા કોઈનુ ય હૈયુ રાજી નથી કોઈના ય હૈયામા અત્યારે સ્થિરતા નથી સૌના હૈયા વલોવાઇ રહ્યા છે, પણ કોઇનાથી ય કાઈ પણ બોલી શકાય એવું ય નથી. ગયા રવિવારે અહીં સુધી આપણે આવી ગયા હતા આ બધી વાતો તમારા હૈયામા બરાબર સ્થિરતાને પામી જાય, એ જરૂરી છે અને એ માટે જ આજે એ વાતોને પુન-યાદ કરાવવામા આવી છે તમે પણ વચલા દિવસોમાં આ બધી બાબતોને અગે ખૂબ ખૂબ વિચાર કર્યો હશે ને ? લગભગ રામ જેવા બનવાની તૈયારીમા તમે આવી ગયા હો, એવું કાઈ વિચાર્યું તો હશે ને ? આ વિષે, તમે, તમારા કુટુબમા અને મિત્રમડળમા વારવાર ચર્ચાઓ કરી હશે ને ? અને એથી, તમને, 'ક્યા રામ ને ક્યા આપણે ?'–એમ પણ થયુ હશે ને ? શ્રી રામ અને તમારી વચ્ચે કેવુ અતર છે, એનો તમે કાઈ ક્યાસ કાઢયો છે કે નહિ ? શ્રી રામના જીવનની આગળ, તમને, તમારૂં જીવન ખૂબ તુચ્છ, અતિશય ક્ષુદ્ર લાગેલુ કે નહિ ? તમે જો આ પ્રમાણે કાઈ જ વિચારતા નહિ હો, તો તો પછી મહાપુરૂષોના વર્તનની ગમે તેટલી

અને ગમે તેવી વાતો તમારી સમક્ષ મૂકવામા આવશે, તો પણ તેની જેવી થવી જોઈએ, તેવી અસર તમારા હૈયા ઉપર અને તમારા જીવન ઉપર નહિ થાય

પત્નીને નહિ પૂછવામા ય આર્ય દેશની કુલવટ

શ્રી રામચન્દ્રજી, પોતાની બીજી પણ માતાઓને નમસ્કાર કરીને, બહાર નીકળ્યા, પણ શ્રીમતી સીતાજીને મળવા ગયા નથી, ત્યા સુધી આવીને આપણે ગયા રવિવારે અટક્યા હતા ને? એ અવસરે, શ્રી રામચન્દ્રજી શ્રીમતી સીતાદેવીની પાસે ગયા નથી, કારણ કે–એમા ય આર્ય દેશની સસ્કૃતિ રહેલી છે જ્યા પિતાના વચનને પાળવાનો પ્રસગ આવી લાગે, જ્યા માતાના વચનનું પાલન કરવાનુ આવે, ત્યા પત્નીને પૂછવાને ન જવાય, એ આર્ય દેશની કુલવટ મનાતી હતી એમા, પત્નીની પણ હીણપત મનાતી નહોતી, પણ પત્નીનુ ય ગૌરવ મનાતું હતું એવા વખતે, પત્નીને પૂછવા જાય અને પત્ની ના પાડે, તો ઉભા રહેવાય? ત્યારે, જ્યા માતા-પિતાની આજ્ઞાના પાલનનો પ્રશ્ન હોય, ત્યા પત્ની ના પાડીને ઉભી રહે, તો એ પત્નીને આર્ય પત્ની પણ કહી શકાય ખરી? શ્રી રામચન્દ્રજી વનવાસે જાય છે, એવા સમાચાર સીતાજીને પણ મળી જ ગયા છે એવા સમાચારથી પણ, સીતાજીએ ક્ષોભ અનુભવ્યો નથી. આવા કોઈ સમાચાર, આજની પત્નીઓને મળે તો શું થાય?

સ૦ દુ:ખ

કેમ?

સ૦ પતિનો વિરહ થાય ને?

માતા, પિતા આદિને વિરહ થાય તેની ગણના નહિ અને પત્નીને વિરહ થાય તેની ગણના ખરી, એમ ? પત્નીઓને જો એવા વખતમા વચ્ચે બોલવાની છૂટ હોય, તો મૂળ વાત મરી જાય કે બીજુ કાંઈ થાય ? એથી, કજીયો શમે કે શમતો કજીયો એકદમ સળગી ઉઠે ? પત્નીને જો ખરેખર દુ ખ થતું હોય અને પત્ની જો સાચે જ આર્ય પત્ની હોય, તો તો એ એવો જ માર્ગ લે, કે જેવો માર્ગ સીતાજીએ લીધો શ્રી રામ પૂછવા ગયા નહિ, કહેવા ગયા નહિ, છતા સીતાજીએ કેવો માર્ગ લીધો, એ તો તમે જાણો છો ને ?

શ્રી રામની પૂઠે જવાની સીતાજીની તત્પરતા

શ્રી રામચન્દ્રજીએ કરેલા નિર્ણયની અને એ નિર્ણયને તત્કાલ અમલમાં મૂકવાની શ્રી રામચન્દ્રજીએ દાખવેલી તત્પરતાની વાતને સાભળીને, સીતાજીએ મહા આનન્દનો અનુભવ કર્યો છે, એમ લાગે છે સીતાજીના હૈયામા તો એવી ખુમારી પેદા થવા પામી છે કે-હુ કોની ધર્મપત્ની ? હુ આવા વીરની ધર્મપત્ની છુ, એ વિચારે તેણીને આનન્દમા અને ઉત્સાહમા ગરકાવ કરી દીધી હશે અને એથી જ, શ્રી રામચન્દ્રજી વનવાસે જવાને માટે બહાર નીકળ્યાના જેવા સમાચાર તેણીને મળ્યા, તેવી જ તે, શ્રી રામની પૂઠે પૂઠે જવાને માટે, ઉભી થઈ ગઈ છે તેણીએ પણ નિર્ણય કરી લીધો છે કે-'હવે મારાથી અહીં રહેવાય નહિ અને અહીં રહીને આ બધા ભોગસુખોને મારાથી ભોગવાય નહિ ' જેટલી ખુમારીથી શ્રી રામચન્દ્રજી રાજ્યાદિકનો ત્યાગ કરીને વનવાસે જવાને માટે બહાર નીકળ્યા હતા, તેટલી જ ખુમારીથી

સીતા પણ શ્રી રામચન્દ્રજીની સાથે જવાને માટે બહાર નીક
છે. આર્ય ધર્મપત્નીઓ કેવી હોય, એનો જરા ખ્યાલ
લઈને, જો ઘરે ઘરે આવી પત્નીઓ હોય તો સંસાર કે
ચાલે, એની કલ્પના કરી લેજો

મૂર્ખની સોબત કરવી નહિ

આમ તો, સંસારને નહિ માંડવો, એ જ સારૂ છે,
સંસારને જો માંડવો જ પડે તેમ હોય, સંસારને માંડ્યા વિ
જો ચાલે તેમ ન હોય, તો પણ મૂર્ખનો સંસર્ગ તો કરવો
નહિ, એટલું ય કરવું છે ? એક ઠેકાણે કહ્યું છે કે–
मूर्खजनसंसर्गः कर्त्तव्यो देवभवनेष्वपि ।' મૂર્ખની સોબ
સ્વર્ગને પણ નરક બનાવે તમારે કેવો સંસર્ગ જોઈએ છે
તમારે સંસારને છોડવો છે કે સંસારનો સંસર્ગ કરવો છે ? સં
રમા રહીને સંસર્ગ કરવો હોય, તો ય તે કેવો કરવો છે ? જેટ
અતિ સ્વાર્થી, તે બધા મૂર્ખો અને એવાની સોબત તો દેવલે
મળતો હોય તો ય નહિ જોઈએ, આ વાત તો તમને ગ
ને ? તમારો સંસાર કેવો છે, એ તો તમે જાણો જો તમા
સંસાર સારો હોય, તો તમે ખૂશીથી કહો કે–અમારો સંસ
સારો છે તમને સોબત સારાની મળી હોય, તો તમે
કહી શકો છો તમે તમારા મોઢા ઉપર જરાક ભાવ લાવ
ત્યા હું સમજી જઈશ પણ આજે મોટે ભાગે સોબત સારી
નહિ અને અવસરે અવસરે તમને લોકોને તેનો કડવો અનુ
થયા વિના પણ રહેતો નથી પણ તમે આજે એવી ઘ
ચઢી ગયા છો કે–તમને સારા વિચારો આવે, એવી સ્થિ
પણ ઘણે અંશે રહી નથી આવી બધી, તમારા સંસાર

વાતો, તમને કેમ કહેવી પડે છે? જો તમે લાયક હો અથવા તો તમે આને સાંભળતા સાંભળતાં પણ લાયક બનો તેવા હો, તો રામાયણમાં રહેલા સંસ્કૃતિના આદર્શની વાત, તમારા હૈયામાં ઘાલી દેવાની ઈચ્છા છે.

સભા વક્તાને ખીલવે ય ખરી અને કરમાવે ય ખરી

આવી વાતને જ્યારે તમારા હૈયામાં ઘાલવી હોય, ત્યારે તત્કાલ તમને નહિ ગમતી એવી પણ હિતકર વાતો કહેવી પડે. હું તમને જેમ જેમ નજદીકના બનતા જોઉં, તેમ તેમ મને પણ તમને આગળ શું કહેવું, તેની સૂઝ પડે. સભા, એ એક એવી ચીજ છે કે-એ વક્તાને ખીલવે ય ખરી અને કરમાવે ય ખરી. જે શ્રોતાજનો વક્તાની વાતને પ્રેમથી ઝીલી શકે, તે શ્રોતાજનો વક્તાને ખીલવે અને જે શ્રોતાજનો ગમે તેવી સારી વાતને પણ પોતાના હૈયાને અડવા દે નહિ, તે શ્રોતાજનો વક્તાને કરમાવી દે. ધર્મોપદેશક વક્તાએ, સભાને જોઈને બોલવાનું હોય કે એમ ને એમ બોલ્યે જવાનું હોય? ધર્મદાનનો ઉપકાર કરવો હોય, તો સભાને જોયા વિના ચાલે નહિ. તમને જોઈ જોઈને મારે બોલવાનું, પણ તમારૂં શું જોઈને બોલવાનું? મારે તમારા માથા જ જોયા કરવાના? ના, મોઢા જ જોયા કરવાના. મોઢા જોવાથી, તમને જે વાત કહેવાય છે, તેની તમારા ઉપર કેવી અસર થાય છે, તે તમારા મોઢા ઉપર આવતા પરિવર્તનથી સમજાય. તમને દેવો છે હિતોપદેશ જ, પણ તે તમને અસર કરે એવી રીતિએ દેવો છે, માટે આ વાત છે. એટલે જ, તમને તમારા સંસારની વાતો કહીને પણ, તમારા મોઢા

ઉપર હું મારી નજરને ફેરવી લઉં છું

તમારે બધાને દીકરા તો રામ જેવા જ જોઈએ છે, પણ રામ જેવા દીકરા ગર્જાય એવું વાતાવરણ ક્યાં છે?

આપણી વાત તો એ છે કે-સીતાજીને એવો વિચાર સરખો ય આવ્યો નથી કે-'આવું મોટું સાહસ કરતાં પહેલાં, આવો મોટો ત્યાગ કરતાં પહેલાં, શ્રી રામ મને પૂછવાને માટે કેમ ન આવે?' એવો વિચાર તો ક્ષુદ્ર સ્ત્રીઓને આવે, પણ સતી અને સમજુ સ્ત્રીઓને એવો વિચાર આવે નહિ એવા સમયે જો પત્નીને પૂછવાનું હોય, તો કલ્પના તો કરો કે-શ્રી રામ શ્રી દશરથને શું કહે? પિતાજીને એમ કહે કે-'ઉભા રહો, હું એકલો નથી' એમ? અને જો શ્રી રામ એવું કાંઈ કહે, તો પિતાને પોતાના કપાળે જ હાથ દેવો પડે ને? શ્રી રામે જો એમ કહ્યું હોત કે-મારે પૂછવું તો પડે, તો શ્રી દશરથ કદાચ એમે ય પૂછત ને કે-'કોને પૂછવા જાવું છે?' એ વખતે, શ્રી રામ એમ કહેત કે-સીતાને પૂછવા જવું છે? ત્યાં આવું કાંઈ બન્યું ય નથી અને આવું કાંઈ બને એવું ય નહોતું, પરન્તુ જો એવું બન્યું હોત, તો પિતાને શું થાત? દીકરો ભલે કહેવાતો હોય મારો પણ હવે દીકરો મારો નહિ, એમ થાત ને? શ્રી દશરથની જગ્યાએ તમે હો, તો તમને પણ એવું જ થાય ને? એટલે, બધાને ગમે છે તો એવું જ, કે જેવું શ્રી રામ-દશરથના પ્રસંગમાં બન્યું અર્થાત્-તમારે બધાને દીકરા તો શ્રી રામ જેવા જ જોઈએ છે, પણ શ્રી રામ જેવા દીકરાઓ સર્જાય-એવું વાતાવરણ તમારા ઘરમાં છે? એવા વાતાવરણને સર્જવાની તમારી કોશિષ છે?

તમને તો, જ્યા જરા સ્વાર્થની વાત આવે, એટલે ભાનભૂલા બની જતા વાર લાગતી નથી નતતિમા સુન્દર સસ્કારો ુ સર્જન થવા પામે, એ માટે પહેલા તો તમારે જાતે જ તમારા જીવનમા ઘણો સુધારો આણવો પડશે આવી ઘરમા બેઠેલા હોય, તો પણ કેમ જીવે, એ આમાથી શીખવા જેવુ છે ને? પતિ-પત્ની, ભાઈ-ભાઈ, પિતા-પુત્ર, સાસુ-વહુ, એ વગેરે બધાએ કેવી સસ્કૃતિને જીવનમા જીવવી જોઈએ, તેનો આ પાત્રોના જીવનમાથી ઘણો મોટો બોધપાઠ મળે તેમ છે સીતાનુ વર્તન વહુઓને માટે આદર્શ રૂપ છે પતિ જેવો પતિ, રાજ્ય જેવા રાજ્યને છોડી જાય અને તેમા પોતાને પૂછવાને કે કહેવાને પણ આવે નહિ, તેમ છતા પણ, સીતાજીને એમા પોતાનુ પણ ગૌરવ લાગે, એ કાઈ નાનીસુની વાત છે?

સંસારને જીવનો હોય તો ય એવુ જીવો કે દુર્ગતિ થાય નહિ

શ્રી રામે કાઈ પૂછ્યુ ય નથી અને કાઈ કહ્યુ ય નથી, તે છતા પણ, સીતાજી શ્રી રામને અનુસરવાને માટે તરત જ નીકળ્યા પહેલા તો, સીતા, શ્રી દશરથ મહારાજાની પાસે જાય છે અને દૂરથી તેમને નમસ્કાર કરે છે શ્રી દશરથને નમસ્કાર કરીને, સીતા, કૌશલ્યાની પાસે આવે છે કેમ? પતિની માતા છે ને? પતિની માતા તો સાસુ કહેવાય ને? ભલે સાસુ કહેવાય, પણ સાસુ મા જેવી હોય, માથી અધિક હોય કે પછી માને-જનેતાને યાદ કરી કરીને વહુ રડ્યા કરે, એવી હોય? સાસુને મન દીકરો કિંમતી હોય કે વહુ કિંમતી હોય? આવી તાજી પરણેલી વહુ પગે પડતી આવે અને તે ય આવા પ્રસગે આવી લાગે, પછી તો આજની સાસુઓને

પોતાના રોષને ઠાલવવાને માટે, જાણે મોટુ સામ્રાજ્ય જ મળી જાય ને ? તમારા ઘરમા કોઇ કોઈની સાસુઓ પણ હશે ને ? લગભગ ઘરે ઘરે સાસુઓ છે, તો એથી તમારો સસાર કેવોક ચાલે છે ? અને અહીં જોજો કે–સાસુ ને વહુ વચ્ચે કેવો સબધ છે ? સસારને અમારે ચલાવવો નથી, તમે સસારને માડો, એ અમને ગમતી વાત છે–એમ પણ નથી, પણ તમે જો સસારને માડી જ બેઠા છો અથવા તો તમે જો સસારને માડયા વિના રહેવાના જ નથી, તો અમારી તમને સલાહ છે કે–સસારને જીવવો જ હોય, તો પણ તમે એવું જીવો, કે જેથી કમથી કમ તમારી પણ દુર્ગતિ થવા પામે નહિ અને તમારા કુટુમ્બિઓમાના પણ કોઈની દુર્ગતિ થવા પામે નહિ શાસ્ત્રોએ, માત્ર અમને–સાધુઓને જ કેમ જીવવુ તે શીખવ્યુ છે–એમ નથી, પણ, સાધુપણાને નહિ સ્વીકારી શકનારા ગૃહસ્થેય કેમ જીવવું જોઇએ, કે જેથી ગૃહસ્થપણે જીવવા છતા પણ તેની દુર્ગતિ થાય નહિ અને તેની સદ્‌ગતિ નિયમા થાય, એવુ શાસ્ત્રોએ શીખવ્યુ જ છે

### વહુ પગે પડતી આવે કે પગ પછાડતી આવે ?

સીતા, કૌશલ્યાની પાસે આવે છે કૌશલ્યાની પાસે આવતાની સાથે જ, સીતા, કૌશલ્યાના પગમા જ પડે ને ? વહુ જ્યારે જ્યારે કોઈ ખાસ વાતને માટે સાસુની પાસે જાય, ત્યારે ત્યારે તે સાસુના પગમા જ પડે ને ? તમને પૂછુ છું કે–વહુ સાસુની પાસે જાય ત્યારે કેવી રીતિએ જાય ? અને આવા પ્રસગે સીતાને આવતી જોઇને કૌશલ્યાને શું શું થાય ? પણ કૌશલ્યાના હૈયામા તો સીતાને માટે ખાત્રી છે કે–' મારા

પતિને તમે કેમ વનવાસે જવા દીધા ?'-એવું આ નહિ જ પૂછે સીતા કૌશલ્યાની પાસે આવી હતી, તે કૌશલ્યાની સાથે લડવાને માટે નહોતી આવી તમારે ઘરે આવો કોઇ પ્રસગ બની ગયો હોય, તો એવા વખતે પણ વહુ, સાસુને પગે પડવી જ આવે ને ? કે પછી પગ પછાડતી પછાડતી આવે ? સાસુને ઊલટી બીક લાગે કે-હમણા આ શું નું શું ય બોલી નાખશે, એમ થાય ને ? અને સાસુ પણ વહુને શું શું કહે વાને માટે સજ્જ બની ગઇ હોય ને ? આ બધાનું વિવેચન થાય એવું છે ? મને તો એમ થાય છે કે-તમને લોકોને આવા ઘરમા રહેવાનુ કેમ ફાવે છે ?

સ૦ ઘણાં વર્ષો થયા ખોટા સસ્કારો પડી ગયા છે

એ સસ્કારો ભૂડા છે એમ જો લાગતું હોય, તો એવા ભૂડા સસ્કારોને ભૂસી નાખવાનો પ્રયત્ન પણ તમારે જ કરવો પડશે ને ?

આજે સસાર એવો બની ગયો છે કે-કોઈ પણ શાણાને આવા સમાજને જીવવાનુ મન થાય નહિ

મારે તો તમને એ સમજાવવું છે કે-આજના જમાના મા જે બધી વાતો હક્કાદિની ચાલે છે, તેમા માલ જેવું કાઈ છે જ નહિ આજે તો, મોટે ભાગે ખાલી વાતો જ ચાલે છે અને જ્યા સ્વાર્થને આચ આવે છે, ત્યા સામાના હક્કને ભૂલી જતા પ્રાય કશી જ વાર લાગતી નથી, જ્યારે આ આર્ય દેશમા તો, પૂર્વકાળમા, સૌના ય હક્ક પ્રાય સુવાગ રહેતા કોઈની પણ ઉપર, પોતાના હક્કને ઠોકી બેસાડવામા, કોઈ ગૌરવનો અનુભવ કરતું નહિ. પૂર્વકાળમા, આ આર્ય દેશમા

સ્રી આદિનુ જે કુટુમ્બાદિકમા ગૌરવ હતુ, તે તો આજે પ્રાય મરી જ પરવાર્યું છે આજે તો ઘણાઓ સ્રી આદિનુ ગૌરવ શામા ગણાય અને શામા ગણાય નહિ, એ વાતને પણ સમજતા નથી ખરેખર, આજના તમારા સસારમા તો પ્રાય એવુ કાઈ છે જ નહિ, કે જે સમજુ માણસને સસારમા રહેવાને માટે આકર્ષી શકે તેવુ હોય તમે એમ નહિ માનતા કે–સસારને અમે માડયો નથી, તેથી સસાર કેમ ચાલે છે, એની અમને ગમ નથી સસાર કેમ ચાલે છે, તેની અમને જેટલી ગમ છે, તેટલી ગમ તો કદાચ તમને પણ નહિ હોય એક તો, શાસ્રોમા સસારિઓ કેવા હોય –એ વિષે ઘણી વાતો લખેલી છે, તેથી અમે જાણીએ, અને આજે તો ઘણાઓ અમારી પાસે આવીને ય પોતાની ઉપાધિઓની વાતો કરવા મડી પડે છે, એથી પણ અમે જાણીએ અમારી પાસે આવનારાઓ જે રીતિએ પોતાના દુખને રૂએ છે અને પોતાની જે પ્રકારની રીબામણની વાત કરે છે, એને સાભળતા પણ અમને કમકમાટી આવવા જેવુ થાય છે અને એવી દયા આવે છે કે–'આ બધા લોકો, શુ જોઈને, આવા સસારમા ફસી પડેલા છતા પણ, ખુમારીનો અનુભવ કરતા હશે ?' ખરેખર, અમને તમારા લોકોના અજ્ઞાનની તો બહુ ભારે દયા આવે છે તમારાથી ત્યાગી ન થવાય તો નહિ સહી, પણ તમને એટલું ય ભાન કેમ નથી આવતુ કે–' આમારા સમાગમા સારપ જેવું તો પ્રાય કાઈ પણ છે જ નહિ !'? જેને ખરેખર આખો ય સસાર ભૂડો લાગે, સસારમા જીવવું એ જ ભૂડું છે–એમ જેને લાગે અને એથી જે સસારને તજીને સાધુજીવનને જીવનારા બને, તેમની તો બલિહારી છે,

પણ આજે તમે જેવા સસારને જીવી રહ્યા છો, તેવા નસારમા જીવવાનું તો કોઇ પણ શાણાને મન થાય એવુ નથી મને તો એ જ વિચાર આવે છે કે–' તમને એવો વિચાર કેમ આવતો નથી કે–આ સસારમા એવુ છે જ શુ ?, કે જેથી આપણે આ સસાની આળપપાળમા નાહકના મરીએ છીએ અને ત્યાગના લાભને છોડીએ છીએ ?' આજે ભોગ તમને પૂછતા ય નથી અને તમે જ ભોગની પૂઠે લાગ્યા રહો છો આજે માણસને પોતાના પુણ્યનું રળેલુ પણ ખાવા–પીવાની ઓછી મુશ્કેલી છે? ત્યારે રળવાની મુશ્કેલી પણ જેવી–તેવી છે? એમા પાછા ઘરના અઘટા તો જુદા તમે બહારથી કોઈ સારી ચીજ ઘરમા લાવો, તો તેથી ઘરના બધાને આનન્દ જ થાય કે કોઈનું મોઢુ પણ ચઢે? તમે બજારમાથી ઘરે જાવ, તે વખતે તો તમારા ધર્મપત્ની સામે જ આવીને ઉભા રહેતા હશે ને હાથ જોડીને ઘરમા લઈ જતા હશે ને? તમે ઘરમા પેસો, એટલે તમારી સેવા–શુશ્રુષા કરીને તમારી ધર્મપત્ની તમારા થાકને ઉતારી દેતી હશે અને તમારી ચિન્તાને ટાળી દેતી હશે એમ માની લઉ ? હમણા હમણામા તો, શેઠાણીઓ શેઠીયાઓને જમાડતી પણ નથી શેઠીયાઓને રસોઇયા જ પ્રાય જમાડે છે આમા હસો છો શું? આ વાત હસવા જેવી છે કે આમાથી ચેતવણી લેવા જેવી છે? પણ, આજે તો લોકો ય બોલતા થઇ ગયા છે કે–ભાઈ! સુખી માણસ છે સુખી માણસને માણસોને તોટો હોય નહિ, એટલે એનું બધુ ય કામ માણસો જ કરે. આજે આવું તો ઘણું ચાલી રહ્યુ છે, પણ આ બધી આર્ય દેશની પ્રણાલિકા નથી આર્ય દેશની પ્રણાલિકાઓ ગઇ, એથી ભૂતકાળના માણસોની ઘણી સારી વાતો પણ, આજે ઘણાઓને

શ્રી દશરથની પાસેથી નીકળીને, કૌશલ્યાની આગળ આવે છે સીતાજીએ શ્રી દશરથને દૂરથી પ્રણામ કરીને જેમ ચાલવા માડયુ, તેમ અહીં નથી કર્યું અહીં તો તે નજદીક આવ્યા છે અને તેમણે માતા કૌશલ્યાની અનુમતિ માગી છે સીતાજીથી શ્રી દશરથની આગળ ન બોલાય, પણ કૌશલ્યાની આગળ તો બોલાય ને ? કેમ કે–આ તો પોતાના પતિની માતા છે પોતાના પતિની માતા છે, એટલે આ પોતાની સગી માતાથી પણ અધિક છે કૌશલ્યા, સીતાને દીકરીથી અધિક માને છે અને સીતાજી, કૌશલ્યાને માતાથી અધિક માને છે એટલે, મા આગળ તો દીકરી પોતાને જે કાંઈ કહેવું હોય, તે બધુ જ કહી શકે ને ?

સીતા આવીને જ્યા શ્રી રામની સાથે વનમા જવાની અનુમતિ માગે છે, ત્યા તો કૌશલ્યા તેણીને ઉચકી લે છે અને તેણીને ઉચકી લઈને પોતાના ખોળામા બેસાડી દે છે

આ વાત તમને ફાવતી આવે એવી છે ? તમને આવી વાત ફાવતી ન આવે, કેમ કે–તમે તો જે હલકા વજનનુ હોય ને ગમતું હોય, તેને જ ખોળામા લેનારા છો ને ? એ સાસુ–વહુ વચ્ચે જેવો પ્રેમ હતો, તેવો પ્રેમ આજે જોવાને ય મળે તેમ છે ?

કૌશલ્યા તો નાના બાળકને જેમ ઉઠાવીને ખોળામા લઈ લે, તેમ સીતાને ઉઠાવીને ખોળામા લઈ લે છે એટલુ જ નહિ, પણ સીતાની વાતને સાભળીને, કૌશલ્યાના હૈયામા હેતનો એટલો મોટો ઉભરો આવી જાય છે કે–એની આખ માથી દડ દડ ઉના આસુ નીકળી પડે છે અને એ આસુથી સીતાદેવીને એ નવડાવી નાખે છે

લાગે, એમ કહું છુ થોડાક વર્ષો પૂર્વે, એવા માતા-પિતા, એવા સાસુ-સસરા જોવાને મળતા દીકરો મરી જતાની સાથે જ, મા-બાપ સમજી જાય કે-હવે વહુને 'હુ નિરાધાર છુ' એમ નહિ લાગવુ જોઈએ માતા-પિતા તો કહે કે-દીકરો ગયો તેનુ અમને ઘણુ દુ ખ છે, પણ હવે અમે તને જોઇને સતોષ માનીશું કેટલાક મા-બાપોએ તો ત્યા સુધી કહ્યુ છે કે-' આજથી ઘરની માલિકણ તુ છો તારે મનમા કોઈ વાતનુ દુ ખ ધરવાની જરૂર નથી તુ જે આપશે, તે અમે ખાશુ તારો ધણી ગયા પછી, તને દુ ખ થાય-એવુ જો અમે કરીએ, તો અમારા જીવતરમા ધૂળ જ પડે ને ?' સસારમા જીવવુ હશે, તો પણ સમજીને જીવવુ પડશે સસારને માડવો જ પડે તો સમજીને માડવો, એટલુ તો કરો ! સસારને કા તો માડવો નહિ અને સસારને માડવો જ પડે, તો સસારમા પણ કેમ જીવવું જોઈએ-એને જાણ્યા વિના માડવો નહિ જીવતા ન આવડે તો સસારને તજી દેવો, એટલુ ય કરવુ છે ?

સસારમા ય, બીજાઓને હાથ જોડવા પડે-એવુ જીવાય

આપણે તો એ જોવું છે કે-શ્રી રામ કરતા પણ સીતાને, કૌશલ્યા, કેવી પ્રેમભરી દૃષ્ટિથી જુએ છે ! એ વાત તમારી સમક્ષ લાવું, તે પહેલા તમે તમારા અત્યારના સસારને બરાબર જોઈ લો અને સમજી લો, એવી મારી ઇચ્છા છે એથી તમને, કૌશલ્યામા જે સુન્દર મનોવૃત્તિ રહેલી છે, તેનો ઝટ ખ્યાલ આવશે તમારે ય કદાચ એવા પ્રસગો આવ્યા હશે કે-વહુ આવ્યા પછીથી થોડા વખતમા તમને અનિષ્ટ એવું કાઈ બની ગયું હોય એવા વખતે તમે કેમ વર્ત્યા છો, તેની તમને

તો ખબર હશે, એટલે એને જરા તપાસી જોજો દેવાધિદેવ તરીકે શ્રી વીતરાગ પરમાત્માને જે માનનારો હોય અને પરમ પદ તરફ જેનુ લક્ષ્ય હોય, તેને સસારમા રહેવુ પડે તો ય તે સસારમા એવી ઉત્તમ રીતિએ રહે કે-બીજાઓને એના વર્તનને જોઈને, હાથ જોડવા પડે એ ઘર, પેઢી કે રાજ્ય આદિ જે કાઈ ચલાવવુ પડતુ હોય, તે એવી રીતિએ ચલાવે કે-લોક મોમા આગળા ઘાલી જાય અને કહે કે-ઘર, પેઢી કે રાજ્યાદિને આ કેવી ઉમદા રીતિએ ચલાવે છે ? આવા માણસોના હાથમા ઘર, પેઢી, રાજ્ય વગેરે હોય તો સારૂ, એમ બીજાઓને થાય ખરાબ માણસોના હાથમા ઘર, પેઢી કે રાજ્યાદિ આવે, તેના કરતા ઘર, પેઢી કે રાજ્યાદિ સારા માણસોના હાથમા આવે તો સારૂ-એમ તો થાય ને ? એવા માણસોના હાથ નીચે પ્રાય રડતુ કોઈ ન હોય અને કટ્રોલ સૌ કરતા હોય, એટલે સારી જ છાપ પડે ને ?

સ૦ અત્યાર તો આનુ કાંઇ જોવાને ને સાભળવાને મળે તેમ લાગતુ નથી

અત્યારે લગભગ ઘણે ભાગે આવું નથી, તેની તો મને ખબર છે અને એ માટે તો મારે તમારી સમક્ષ આવી વાતો પણ કરવી પડે છે આ હું કહું છુ, પણ તમે વિચારણા નહિ કરો, તો તે તમને કામ નહિ લાગે

<u>આર્ય દેશના સસ્કારો તો, દીકરી કરતા પણ વહુને અધિક બનાવે :</u>

સીતાજી પરણીને ઘેર આવ્યા છે અને તે પછીથી નજદીકના સમયમાજ આવો બનાવ બની જવા પામ્યો છે

રાજગાદીએ આવનારો દીકરો રાજ્ય વગરનો બની જાય છે અને એને વનમા ચાલ્યા જવા જેગી પરિસ્થિતિ સર્જાઈ જાય છે વિચાર તે કરો કે—એવા વખતે, સાસુના મનમા અને સગાઓના મનમા, વહુને માટે શા શા ભાવો આવે? તમે બધા શુ એમ માનો છો કે-પોતાના પાપના ઉદય વિના જ, કોઈના પાપે, કોઈને દુ ખ ભોગવવુ પડે? કોઈને પણ દુ ખ આવે, તો તે તેના પોતાના પાપના ઉદયથી આવે? કે તેના પોતાના પાપના ઉદય વિના જ આવે?

સ૦ પોતાના પાપ વિના દુ ખ આવે, એ તો ન બને

તો પછી, જ્યારે દુ ખ આવે ત્યારે, કોઈના ય ઉપર આક્ષેપ શુ કામ કરવો જોઈએ? કૌશલ્યા આ વાતને સમજે છે અને એથી, આટલુ બધુ અનિષ્ટ બની જવા છતા પણ, તેણીના હૈયામા સીતાજી પ્રત્યે કે અન્ય કોઈના ય પ્રત્યે, દુર્ભાવ પેદા થવા પામ્યો નથી એટલે જ, એ, સીતાને પકડીને એકદમ પોતાના ખોળામા બેસાડી દઈ શકે છે પુત્રીની જેમ સીતાને ખોળામા બેસાડી દઈને પણ, કૌશલ્યા, સીતાને 'વત્સે!' —એમ કહીને સબોધે છે વહુને દીકરી કહીને સબોધે છે, એ સમજાય છે? પોતાની દીકરી કરતા પણ આ વધુ છે, એમ એ માને છે, કારણ કે—એ સમજે છે કે—ગમે તેમ તો ય પોતાની દીકરીને તો પારકે ઘરે મોકલવાની છે, જ્યારે આને તો અહીં જ, આ ઘરમા જ રાખવાની છે

દીકરી સસ્કારમા દીકરાથી ય ઉચી જોઇએ

સસારમા માતાનુ મન દીકરી વધારે હોવી જોઇએ કે વહુ વધારે હોવી જોઈએ? સમજુ તો સમજે કે—દીકરીને તૈયાર કરીને પણ, પારકે ઘરે મોકલવાની છે મા-બાપને, દીકરીને

તૈયાર તો કરવી પડે છે, પણ તે એ દૃષ્ટિએ કે-આને પારકે ઘરે મોકલવાની છે સમજુ મા-બાપ તો, અવસરે અવસરે, પોતાની દીકરીને સારા સસ્કારોવાળી બનાવવાને માટે કહે છે કે-' સમજ, અમે તો તારા થોડા કાળના મા-બાપ છીએ તારે મોટી થઇને નવા મા-બાપ બનાવવાના છે અને એ નવા મા-બાપની સેવામા તારે તારા જીવનને ગુજારવાનું છે તારામાં એવી જીવનકળા હોવી જોઈએ, કે જેથી તારા એ નવા મા-બાપ, તારા ખરેખરા મા-બાપ બની જાય ' દીકરી એટલે તો, આપણે ત્યા, સસ્કારમા દીકરાથી પણ કેઈ ગુણી ઉંચી હોવી જોઈએ, એવી માન્યતા એક કાળે પ્રવર્તતી હતી કેમ એમ? ગમે તેમ તો ય દીકરાને પોતાના મા-બાપની પાસે જીવવાનુ છે, જ્યારે દીકરીને તો પારકા મા-બાપની પાસે જીવવાનું હોય છે આવુ શિક્ષણ મા-બાપ પાસેથી મળે કે શાળાઓમાથી મળે? આજે તમે દીકરીઓને કૅાલેજમા મોકલતા થઈ ગયા છો, તે ત્યા તમારી દીકરીઓને કોણુ આવું શિક્ષણ આપશે? તમે પશ્ચિમનુ અનુકરણ મોટે ભાગે ગાડીયાઓની માફક કરવા માડ્યુ છે દીકરીને કેવું શિક્ષણ આપ્યું હોય, તો તે પોતાના સસારને સારી રીતિએ ચલાવી શકે, કુળની આબરૂને વધારી શકે, સુખે જીવી શકે અને બીજાઓને સુખે જીવાડી શકે-એ વાતને તો જાણે તમે લગભગ ભૂલી જ ગયા છો દીકરાને શિક્ષણ જુદા પ્રકારનું આપવાનુ હોય અને દીકરીને શિક્ષણ જુદા પ્રકારનું આપવાનું હોય

બાયડીને ગુ ના આવડે તો ના ચાલે?

આજની ભણેલીઓને, ઉચ્ચ કોટિના કહેવાતા શિક્ષણને

પામેલીઓને કહે છે કે–વાતો કરતા આવડે છે, પણ રસો
કરતા નથી આવડતું એવા ય કીસ્સાઓ બને છે કે–બાય
ધણીને કહે છે કે–'ચહા ઉકાળી લો!' પેલો કહે છે
'કમાઈ પણ હું લાવું ને ચહા પણ હું ઉકાળું? નોકરી ય
કરૂ, શેઠના ટપ્પા ય હું ખાઉં, રળવાને માટે ગાળ ખા
પડે તો ગાળે ય હું ખાઉં અને પાછો ચહા પણ હું બનાવું
એ વખતે બાયડી કહે છે કે–'પણ હું કરૂં શું? મને ચ
બનાવતા આવડતી નથી તમારે ચહા ન બનાવવી હોય,
રસોઇયો લાવો' આ કહે છે કે–'તું રસોઇયો લાવવાનું તો
છે, પણ હું રસોઇયો લાવું શા ઉપર?' આવી આવી વિમાસ
આજે સર્જાઈ રહી છે ને? બાયડીની જાતને રસોઈ કરતા
આવડે, વાસણ માંજતા ન આવડે, ઘર સુઘડ રાખતા ન આવ
સગાઓને સાચવતા ન આવડે, વડિલોની સેવા કરતા ન આ
અને સંતાનોને ઉછેરતા પણ ન આવડે, એ ચાલે ખરૂં? એ
સંસારમાં દિ' ઉગ્યે નવી નવી ધમાલો ઉભી થતી રહે
બીજું કાંઈ થાય? તમે જ કહો કે–છોકરાને ધન રળતા
આવડે, તો તે તમારા સંસારમાં ચાલી શકે ખરૂં? છોકરા
નોકરી, વેપાર વગેરે કરતા ન આવડે, તો તે ચાલે?

સ૦ નહિ

તો પછી, બાયડીને શું કરતા ન આવડે, તો ન ચા
શકે? એકલી ચોપડીની કેળવણી, તે કેળવણી નથી સંસાર
સારી રીતિએ જીવતા જેમને આવડે છે, તેઓ ધર્મને પ્રા
સહેલાઈથી પામી શકે છે તમે સંસારને જો બરાબર ન
જીવો, તો ધર્મ પ્રાય તમારા સુધી પહોંચશે નહિ અ
કદાચ ધર્મને સમજાવનાર મળી જશે તો પણ તે પ્રાય તમા

હૈયામા આવશે નહિ આગળના કાળમા તો, રાજાની મહારાણીઓને પણ રસોઈ કરતા આવડતી રાણીઓ જેવી રાણીઓ પણ, પોતાના પતિને જાતે નહવડાવતી ને પતિના કેશોને પણ જાતે ઓળતી પતિ જમવા બેસે ત્યારે જાતે હાથમા પખો લઈને પાસે બેસે અને પતિના ભાણામા જાતે જ પીરસે આ આર્ય દેશની સ્ત્રીઓ તો, ખાવાના સુક્કા ટેટલામા ય અમી ચઢાવી દેતી એની જગ્યાએ રસોઈયો પીરસનારો હોય, તો રસોઈયામા શુ આવે ? સ્ત્રીના હૈયામા જે ભાવ હોય, તે રસોઇયાના હૈયામા હોય ખરો ?

ચાકરી ય કરે, દવા ય પાય ને સમાધિ ય આપે

આજે તો, સ્થિતિ એટલી બધી કથળી જવા માડી છે કે-માદગીના સમયમા પણ જાતે ચાકરી કરવાની ગઈ અને એના સ્થાને નર્સો આવવા લાગી આગળના કાળમા પતિ જો માદો પડ્યો હોય, તો પત્ની પતિના માથાને ખોળાના લઈને બેસે એની ચાકરી ય જાતે કરે, દવા ય જાતે પાય અને વાત વાતમા સમાધિ પણ એ આપે. પતિ પણ જો પત્ની માદી પડી હોય, તો જરૂર પડયે એના માથાને ખોળામા લઈને પણ એને સમાધિ આપે એનુ ચાલે ત્યા લગી કોઈ વાતની ઉણપ એને જણાવા દે નહિ આમ, પૂર્વકાળમા પતિ પત્ની મર્યાદા બહુ જાળવતા, પણ અવસર આવી લાગે ત્યારે મર્યાદાને નામે તેઓ એક-બીજાને સુખ અને સમાધિ આપવાનો પ્રયત્ન કરે નહિ, એવુ પ્રાય બનતુ નહિ તમને કદાચ થતુ હશે કે-બીજી વાતો બહુ થાય છે અને રામાયણની વાતો રહી જાય છે, પણ રામાયણની વાતમા દોડી જવાને

માટે હું અહીં આવતો નથી હું તો ધર્મોપદેશ દેવાને માટે જ અહીં આવું છુ

મદનરેખાએ પોતાના પતિને કરાવેલી અતિ સુન્દર પ્રકારની અન્તકાલીન આરાધના

અમારે ત્યા મદનરેખા નામની એક મહા સતીનો પ્રસગ આવે છે સુદર્શનપુર નામના નગરમા, તે સમયે, મણિરથ નામે રાજા રાજ્ય કરતો હતો એ રાજાને યુગબાહુ નામનો નાનો ભાઈ હતો અને રાજાએ પોતાના તે નાના ભાઇને યુવરાજપદે સ્થાપિત કર્યો હતો

યુવરાજ યુગબાહુને મદનરેખા નામની ધર્મપત્ની હતી મદનરેખા ખૂબ જ સુરૂપવતી હતી જેવી તે સુરૂપવતી હતી, તેવી જ તે શીલવતી પણ હતી અને જેવી તે શીલવતી હતી, તેવી જ તે સાચા અર્થમા ધર્મપત્ની પણ હતી

કોઇ એક સમયે, આ મદનરેખા, રાજા મણિરથના જોવામા આવી ગઈ મદનરેખાના સૌન્દર્યને જોતાની સાથે જ, રાજા મણિરથ એકદમ કામવિવશ બની ગયો એને થઈ ગયું કે–'કોઇ પણ ભોગે આ સૌન્દર્યવતીને તો મારે ભોગવવી જ જોઈએ'

પણ, મદનરેખાનું મન પીગળ્યા વિના તો, એ બને જ શી રીતિએ ? એટલે મદનરેખાના મનને પીગળાવવાને માટે અને તેણીને પોતાના ઉપર રાગવતી બનાવવાને માટે, રાજા મણિરથે વારંવાર વિવિધ પ્રકારની ભેટો, મદનરેખાને મોકલવા માડી મદનરેખાના હૈયામા પાપનો ભાવ નથી મણિરથના હૈયામા પાપવાસના હતી, પણ મદનરેખાને તો એવી કોઇ

કલ્પના પણ નહિ હતી એથી, મદનરેખા તો રાજા મણિરથ તરફથી જે કોઈ ભેટણાં આવે, તેને સહર્ષ સ્વીકારી લેતી હતી અને આ રીતિએ વડિલ તરફથી ભેટણાં આવે, તેને એ વડિલની પોતા ઉપરની મોટી કૃપા તરીકે લેખતી હતી

મદનરેખા, આ રીતિએ, રાજા મણિરથે મોકલાવેલા ભેટણાંને સ્વીકારતી રહી, એથી પાપવાસનાથી પીડાઈ રહેલા રાજાને એમ જ લાગવા માંડ્યું કે-મદનરેખા પણ મને ઈચ્છે છે કામ દેખતાને પણ અન્ધ બનાવે છે અને બુદ્ધિમાનને પણ બેવકૂફ બનાવે છે, તે આવી રીતિએ

હવે એક વાર એકાન્તને પ્રાપ્ત કરીને, ખુદ રાજા મણિરથે, મદનરેખાને પ્રાર્થના કરી લાજ-મર્યાદાને મૂકીને તેણે નફ્ફટાઇથી મદનરેખાને કહ્યું કે-' તારા રૂપને જોઈને હું તારામાં આસક્ત બની ગયો છું, તો મારા સ્નેહને તું સ્વીકાર અને મારા સ્નેહને સ્વીકારીને તું આ સઘળી ય રાજસમ્પત્તિની માલિકણ બન '

મદનરેખા તો, વડિલના મુખેથી આવી વાતને સાંભળીને આભી જ બની ગઈ તે આભી બની ગઈ, પણ સાથે સાથે સુસ્વસ્થ ય બની ગઈ તેણીએ ખૂબ જ સ્વસ્થતાથી અને ખૂબ જ દૃઢતાથી રાજાને કહ્યું કે-' આ તમે બોલ્યા શું ? આ તો, આ લોકથી પણ વિરૂદ્ધનું કાર્ય છે અને પરલોકથી પણ વિરૂદ્ધનું કાર્ય છે મારા માણસો પારકા એંઠા ભોજનની જેમ કોઈ પણ પરસ્ત્રીની ઈચ્છા કરે નહિ, જ્યારે હું તો આપના લઘુ ભ્રાતાની પત્ની હોઈને આપને માટે પુત્રી તુલ્ય છું '

મદનરેખાએ આવી કેટલીક વાતો કહી, એટલે રાજા મણિરથ ચુપચૂપ તેણીની પાસેથી ચાલ્યો ગયો.

મદનરેખાને લાગ્યુ કે-'વડિલ સમજી ગયા, પાપથી ઉગરી ગયા અને હુ પણ સકટમાથી બચી ગઈ' આવા વિચારથી તેણીને આનન્દ થયો અને કુટુબક્લેશ પેદા થવા પામે નહિ-એ માટે, તેણીએ એ બનાવ સબધી કશી પણ હકીકત, પોતાના પતિ યુગબાહુને કહી નહિ

ગુણોના ભાવમા રમતા માણસોને જેમ સારા વિચારો જ સ્વાભાવિક રીતિએ આવે છે, તેમ દોષોમા રમતા બની ગયેલા માણસોને દુષ્ટ વિચારો પણ સ્વાભાવિક રીતિએ આવે છે રાજા મણિરથ મદનરેખાની પાસેથી ચાલ્યો ગયો હતો, તે પોતાની ભૂલ ભૂલ રૂપે સમજાવાથી ચાલ્યો ગયો નહોતો, પણ વધારે અનુકૂળ-ધાર્યુ ધૂળમા ન મળે પણ બરાબર સફલ બને એવી તકને મેળવવાની ઇચ્છાએ ચાલ્યો ગયો હતો આથી, તેના હૈયામા એ જ વિચારે ઘર કરી લીધુ કે-'જ્યા સુધી મારો નાનો ભાઈ યુગબાહુ જીવે છે, ત્યા સુધી આ મદનરેખા મારી બને, એ શક્ય નથી.'

આવા વિચારના યોગે, તેને પોતાનો નાનો ભાઇ પણ શત્રુ જેવો ભાસવા લાગ્યો અને એથી તેણે ગમે તેમ કરીને પણ અવસર મેળવીને કપટથી પોતાના નાના ભાઈ ને મારી નાખવાનો નિર્ણય કર્યો

રૂપનુ આકર્ષણ, કામની આધીનતા, એ કેટલી બધી ભયકર વસ્તુ છે, એનો તમને કાઈ ખ્યાલ આવે છે? સસારનો અતિ રાગી બનેલો, સગા ભાઈનો પણ સહાર કરી નાખવાને માટે તત્પર બની જાય, એ વસ્તુ શું નવાઈ ઉપજાવે એવી છે? જેમા રાગ જેમ જેમ વધે, તેમ તેમ હૈયું પાપના ભાવોથી લેપાવા માડે, તેવા સસારને સારો કોણ કહે? સાચા

શાણા જ તે ગણાય ને, કે જે આવા અસારથી છૂટવાને મથે?

એક વાર યુગબાહુ પોતાની પત્ની મદનરેખાની સાથે ઉદ્યાનમા ક્રીડા કરવાને માટે ગયો અને રાતના સમયે નિશ્ચિન્તપણે ત્યા જ રહ્યો રાજા મણિરથને એ વાતની ખબર પડી અને એ વાતની ખબર પડતાની સાથે જ તેને લાગ્યુ કે–'આજે મારા મનોરથને પૂર્ણ કરવાની સુન્દર તક આવી મળી છે' વિચાર કરો કે–રોજ એ કેટલા બધા પાપમય વિચારોમા સમયને પસાર કરતો હશે?

રાજા મણિરથ પોતાના હાથમા ઉઘાડી તલવારને લઈને એ ઉદ્યાનમા આવી પહોચ્યો 'આવી અધારી રાત્રિના સમયે મારા ભાઈને કોઈ ઉપદ્રવ નહિ થાઓ'–એમ ઢોગથી બોલતો બોલતો તે રાજા ત્યા પહોચી ગયો, કે જ્યા યુગબાહુ રહ્યો હતો

પોતાના વડિલ ભ્રાતાને પોતાની પાસે આવી પહોચેલા જાણીને, વિનયી યુગબાહુ સમ્ભ્રમ સહિત ઉભો થઈ ગયો અને પોતાના વડિલ ભ્રાતાની પાસે આવીને તેના પગમા પડ્યો એ વખતે 'આવી ભયકર કાળી રાત્રિએ તે આવા સ્થાનમાં રહેવાતુ હશે? માટે ચાલ નગરમા!'–એવા દાંભિક વચનોને બોલતા રાજા મણિરથની આજ્ઞાને માથે ચઢાવીને, યુગબાહુ જેવો નગરમા જવાને માટે ચાલ્યો, કે તરત જ રાજા મણિરથે તેના ગળા ઉપર પોતાની તલવારને ફેરવી દીધી

મણિરથે કરેલા તલવારના પ્રહારથી યુગબાહુ એકદમ જમીન ઉપર પટકાઈ પડ્યો અને એથી મદનરેખાએ દર્દમય ચીસ પાડી મદનરેખાની ચીસને સાભળીને, ઉદ્યાનના દ્વારે રહેલા સુભટો આવી પહોચ્યા

સુભટોને આવેલા જોઈને, રાજાએ કહ્યુ કે–'ડરો નહિ

મારા પ્રમાદથી મારા હાથમાથી તલવાર પડી ગઈ '

રાજાએ આમ કહ્યુ, પણ સુભટો તો રાજાના દુશ્ચરિત્રને પામી ગયા તેથી તેમણે રાજાને ત્યાથી બલાત્કારે રવાના કરી દીધો અને યુગબાહુને બચાવી લેવાના ઉપાયો યોજવા માંડયા

મદનરેખાને, પહેલા તો આવો બનાવ બની જવાથી ઘણો આઘાત લાગી ગયો, પણ જ્યા તેણીએ જોયુ કે-પતિ ક્ષણે ક્ષણે નિશ્ચેષ્ટ થઇ જાય છે, ઘડીએ ઘડીએ પતિની જીભ ખેંચાઈ જાય છે અને આખો બધ પડી જાય છે, એટલે એ સમજી ગઈ કે-' હવે પતિનુ મૃત્યુ નજદિકમા લાગે છે ' આવો ખ્યાલ આવતાની સાથે જ, મદનરેખા પુન સુસ્વસ્થ બની ગઈ અને તેણીએ ધૈર્યને ધારણ કરી લીધુ મદનરેખા અવસરને પારખી ગઈ અને તેથી તેણીએ પોતાની આખમા આસુના એક બિન્દુને પણ આવવા દીધુ નહિ એટલુ જ નહિ, પણ તેણીએ પોતાના પતિને અન્તકાલીન આરાધના કરાવવા માંડી

મદનરેખાની જગ્યાએ કોઈ બીજી અણસમજુ સ્ત્રી હોત તો ? આજે તો પતિને મરવા પડેલો જોઈને બાઈ રોવા જ માડે ને ? ' હવે મારૂં શું થશે ? '-એના જ રોદણા શરૂ કરે ને ? એથી, મરનારની ગતિ સુધરે કે પછી મરનારની ગતિ સુધરતી હોય, તેય બગડવા પામે ? પત્ની જો સમજુ હોય અને સાચી હિતસ્વિની હોય, તો એવા વખતે તો તેણીએ પતિની બાહ્ય તેમ જ આત્મિક એવી તો ભક્તિ કરવી જોઈએ, કે, જેથી તેણીનો પતિ અસમાધિથી મુક્ત બને, સમાધિને પામે અને મૃત્યુ પામે તો સમાધિમય અવસ્થામા મૃત્યુને પામીને તે સદ્દગતિને પામનારો બને

મહાસતી મદનરેખા વિવેકિની હતી અને એથી પોતાના પતિ યુગબાહુની તે પરમ હિતસ્વિની પણ હતી એટલે તેણી સ્વસ્થ અને ધીર બનીને, પોતાના પતિની પાસે બેસી ગઇ અત્યારે મદનરેખાને લક્ષ્ય એ જ એક હતું કે-પતિના મરણને બગડવા દેવુ નહિ! આથી, પોતાના સ્વરને રોજ કરતા પણ અધિક મૃદુ બનાવીને, તેણીએ પોતાના પતિના કાનમા એવી એવી વાતો સભળાવવા માડી, કે જેથી યુગબાહુનો સઘળો ય રોષ ઉતરી ગયો. તેણે ઉપશાન્ત બનીને અન્તકાલીન આરાધના સુન્દર પ્રકારે કરી

મદનરેખા સમજી ગઇ હતી કે-અત્યારે આમના હૈયામા પોતાના મોટા ભાઇ પ્રત્યેના રોષનો અગ્નિ ધીખી રહ્યો છે આથી, તેણીએ, સૌથી પહેલી જ વાત એ કહી કે-'તમે તો ધીર છો, તો ધીરતાને ધારણ કરીને તમે તમારા ચિત્તને સુસ્વસ્થ બનાવી દો તમે સદ્દબુદ્ધિના સાગર છો, માટે તમે કોઇના ય ઉપર રોષને ધારણ કરો નહિ અને હમણા તમને જે વેદનાનો અનુભવ થઈ રહ્યો છે, તેને તમે ધીરતાથી સહી લો, કારણ કે-આ વેદના આપણા પોતાના જ કર્મથી આવેલી છે જીવ માત્રનો અપરાધ કરનાર જો કોઇ હોય, તો તે તેનુ પોતાનું કર્મ જ છે બીજો કોઇ જીવનો અપરાધ કરી શકતો જ નથી બીજાઓ તો માત્ર નિમિત્ત રૂપ જ બને છે' આવુ કહીને, મદનરેખા એ જ સમજાવે છે કે-'ખરી રીતિએ તમને તમારા વડિલ ભાઈએ માર્યા નથી, પણ તમારા કર્મે જ તમને માર્યા છે વળી, તમારા ભાઈ તો પોતાના આવા પાપકર્મથી જ મરેલા છે આવા પોતાના પાપથી મરી રહેલાને મારવાનો વિચાર કરવો, એ આપના જેવા શાણાને છાજે નહિ'

આવી વાત કોણ કહે છે? ધર્મપત્ની! કેવા સયોગોમા કહે છે? જે વખતે પોતાના માથે ભાગ્યમા ભારે ભય તોળાઇ રહ્યો છે, તેવા વખતે! એ સમજી ગઈ છે કે-મારા રૂપને ભોગવવાની લાલસાના પાપે જ, મારા જેઠની પાસે આવું અતિશય નીચ કર્મ કરાવ્યું છે અને જેણે આવુ અતિશય નીચ કર્મ કરતા પણ આચકો અનુભવ્યો નથી, તે હવે પોતાને માથે કેવી ગુજારવાને મથશે, તેની કલ્પના પણ મદનરેખાને આવી ગઈ છે આમ છતા ય, અત્યારે તેણીની આખ સામે પોતાની ચિન્તા નથી, પણ માત્ર પોતાના પતિના જ ભલાની ચિન્તા છે, એ પ્રતાપ કોનો? આર્ય સંસ્કારો અને આર્ય શિક્ષણ એ શુ ચીજ છે?–એનો કેવો સુન્દર ખ્યાલ આ પ્રસંગમાથી પ્રાપ્ત થઈ શકે તેમ છે? તમારે ત્યા આવા કોઈ સસ્કાર ને શિક્ષણની વ્યવસ્થા તો શુ, પણ વિચારણા ય છે ખરી?

મદનરેખાએ પોતાના પતિના બળતા જીગરને ઠારી દીધું પછી, તેણીએ પોતાના પતિની પાસે શ્રી વીતરાગ પરમાત્મા આદિના શરણને સ્વીકારાવ્યુ અને તેમની પાસે જીવહિંસાદિ અઢારે ય પાપસ્થાનકોનો ત્યાગ કરાવ્યો જીવનમા જે કાઈ પાપો થઈ જવા પામ્યા હોય, તેની નિન્દા કરાવી, જે કોઈએ પણ અપરાધ કર્યો હોય, તે સર્વેને ક્ષમા અપાવી અને પોતાથી જે કોઈનો પણ અપરાધ થઈ જવા પામ્યો હોય, તે સર્વેને યાદ કરાવીને તેમની ક્ષમાની યાચના કરાવી પછી ધનાદિકના મમત્વનો ત્યાગ કરાવ્યો અને તેમા પોતાના પ્રત્યેના મમત્વનો પણ ખાસ કરીને ત્યાગ કરાવ્યો પછી આચરેલાં સુકૃતોને યાદ કરાવી કરાવીને તેની અનુમોદના કરાવી અને દેહના મમત્વને પણ તજાવીને, યુગબાહુના આત્માને એક માત્ર

સદ્‌ધર્મના શરણે જ સ્થાપિત કરી દીધો

આમ, આરાધના કરાવતે કરાવતે જ્યા યુગબાહુનો દેહ નિષ્પ્રાણ બની ગયો, એટલે એક ક્ષણનો પણ વિલંબ કર્યા વિના, મહા સતી મદનરેખા રાતોરાત ત્યાંથી ભાગી, કારણ કે-તેણી સગર્ભા હતી, એટલે તેણીએ પોતાના શીલના રક્ષણની સાથે, પોતાના પેટમા રહેલા જીવનુ પણ રક્ષણ કરવાનુ હતુ

આવુ શિક્ષણ ને આવા સંસ્કાર ક્યાથી મળે?

આ વાત કરવાનો આપણો મુદ્દો તો એ છે કે-મદનરેખા કેવી અને કેટલી કળા શીખેલી હશે, કે જેથી જેઠના ગમે તેવા પ્રલોભનોથી પણ લલચાઈ નહિ, જેઠને પણ અવસરે સુન્દર પ્રકારની હિતશિક્ષા ભળાવી શકી અને ઘણા કારમા પ્રસંગે પણ જરા ય અધીર બન્યા વિના પોતાના પતિને મજેથી આરાધના કરાવી શકી? તેમ જ, જ્યા પતિનુ શરીર જડ જેવુ થઈ ગયુ, એટલે પોતાના શીલના અને પોતાના પેટમા રહેલા જીવના રક્ષણ તરફ લક્ષ્ય આપીને, તે મુડદાને ત્યા ને ત્યા છોડીને ભાગી છૂટી, તેમા પણ કેવા શિક્ષણ ને કેવા સસ્કારનો પ્રતાપ હશે? સ્ત્રી માત્ર આવા શિક્ષણ અને આવા સસ્કારવાળી હોય, તો કેવું સારૂં?—એમ શુ તમને નથી થતું? ત્યારે, આવું શિક્ષણ અને આવા સસ્કાર શુ આજની તમારી શાળાઓમાથી અને કૉલેજોમાથી મળી શકવાના છે? તમારા ઘરમાથી પણ જ્યા આવુ શિક્ષણ અને આવા સસ્કાર મળે તેમ નથી, ત્યા વળી શાળાઓમાથી અને કૉલેજોમાથી આવું શિક્ષણ અને આવા સસ્કાર મળશે એવી આશા રાખવી, એ મૂર્ખાઈ જ છે ને? મદનરેખાને

જો દવા કરવા જોગી અને બાહ્ય સેવા કરવા જોગી તક મળી હોત, તો એ એમ પણ કરત જ, પરન્તુ દવા અને સેવા કરતાં પણ એ આત્મિક આરાધનાનું દુર્લક્ષ્ય તો કરત જ નહિ, એમ તમને લાગે છે ને ?

માંદગી વખતે હિતસ્વીઓ શું કહે અને શું કરે ?

આજે તમારા ઘરમાં જો કોઈ માંદુ પડી જાય, તો એકલા ડૉકટરની જ દોડધામ ચાલે ? કે એનો પરલોક બગડે નહિ અને એની ગતિ સુધરે-એ માટેનો પ્રયાસ પણ સાથોસાથ શરૂ થાય ? તમે ડૉકટરને બોલાવવાની દોડધામમાં પડ્યા હો, પણ ડૉકટર આવે એ પહેલાં જ દર્દી મરી જાય, તો શું થાય ? ડૉકટર આવે તે પહેલાં ય દર્દી મરી જાય, એમ પણ બને ને ? અને ડૉકટર આવવા છતાં પણ ને દવા આપવા છતાં પણ દર્દી મરી જાય, એવું પણ બને છે કે નહિ ? એવા વખતે તમે જેના હિતસ્વી હો, તેને તમે એમ ન કહો કે-પાપના ઉદયના પ્રતાપે રોગ આવ્યો છે, ડૉકટરને બોલાવ્યો છે, આપણી સ્થિતિ મુજબ મોટા ડૉક્ટરને પણ બોલાવ્યો છે, પણ ડૉકટર ઉપર બહુ ભરોસો મૂકવા જેવો નથી રોગ મટી જાય ને સાજા થઈ જવાય તો સારી વાત છે, પણ રોગ મટે નહિ તો ય જરા પણ મુઝાવું નહિ મારૂં-મારૂં કરતાં ન મરાય, તેની કાળજી રાખવી મારૂં મારૂં કરતાં ય જે કોઈ મર્યાં, તે ય આમાંનું કાંઈ જ સાથે લઈ જઈ શક્યા નથી અને મમત્વને લીધે રીબાતે રીબાતે મર્યાં છે ડૉકટરો ય મર્યાં છે અને ડૉકટરો જેની નાડને પકડીને ચોવીસે ય કલાક બેસી રહ્યા હોય, એવા પણ મર્યાં છે માટે અત્યારે તો ખાસ

કરીને મમતાને તજીને આત્માનું બગડે નહિ અને આત્માનું સુધરે-એવા ભાવમાં રહેવાનો પ્રયત્ન કરો ! તમે, શરીરને માટેની દવાને પાતે પોતે પણ, આત્માને માટેની દવાને પાતા જાવ તો શો વાધો આવે ? તમારો સ્નેહી-સંબધી મરતા મરતા ય સારા વિચારોને લઈને જાય તો સારૂં કે ખરાબ વિચારોને લઈને જાય તો સારૂં ?

કેમીસ્ટ્રી ડૉક્ટરની જેમ કોઈ કેમીસ્ટ્રી ધર્મગુરુને પણ તમે

શોધી રાખ્યા છે ખરા ?

આવું બધું શિક્ષણ તમારે મેળવીને તમારે દેવું પડે કોને ? દીકરા કરતાં પણ દીકરીને વધારે કેમ ? પારકા ઘરની માલિકણ એ બનવાની છે, એને માથે મોટી મોટી જવાબદારીઓ આવવાની છે અનેકોની માંદગી વેળા સેવા-ચાકરી એને કરવાની છે માટે !

સ૦ અત્યારે આવા શિક્ષણની કિંમત જ રહેવા પામી નથી

કેમ ? ત્યારે તમે શું શું સમજીને, કેવું કેવું શિક્ષણ આપવા માંડ્યું છે, એ કહો અને એ શિક્ષણથી તમને, તમારી દીકરીઓને અને તમારા દીકરાઓને શો શો લાભ થયો છે, એ બતાવો દીકરી ગૃહકાર્યમાં પણ દક્ષ અને પોતાના સ્વજનોને તારવામાં પણ દક્ષ ન બને, તો દીકરી કેવી બનવી જોઈએ, એ કહેશો ? અત્યારે પરણેલાઓને ખાવા-પીવાને નહિ જોઇતું હોય ? હવે તમારે પણ ઘરે હૉટેલોમાંથી જ ભાણા મગાવવાનો વિચાર છે ? બે આનાના ભાણાના બાર આના માગે તો બાર આના આપશો ને પછી બાર આના આપવાના મળે નહિ તો જ્યાંથી હાથ લાગે તેમ હોય ત્યાં લૂંટવાને નીકળશો, આવો વિચાર છે ? જો એ ખરેખર એક

કાંઇ સસ્કારો કુટુબમાથી મળ્યા હોય તે ય ભૂસાઈ જવ
પામે, તો એવા ગમે તેટલા ભણતરને પણ કરવાનુ શું
આજની કેળવણીનુ એ પણ એક દૂષણ છે કે–નોકર તે
જોઈએ જ તમને લાગે છે કે–બધા ઘર નોકર મળે એવ
જ બની જશે ? જે શિક્ષણ માનવીને પરાશ્રયે જીવવાન
કુટેવ પાડી દે, એ શિક્ષણ વખાણવા યોગ્ય છે ? તમારે ને
સુખ અને શાન્તિનો ખપ હોય, તો તમારે આજના શિક્ષણન
આખી પ્રથાને જ ફેરવી નાખવી પડશે ભૂતકાળમી આ
દેશની સ્ત્રીઓ ભલે આજની જેમ બહુ ભણેલી નહોતી, પણ
એ એવી ગણેલી હતી કે–એમને કન્યાપણાને જીવતા પણ
આવડે, સધવાપણાને જીવતા પણ આવડે અને વિધવાપણાને
જીવતા પણ આવડે એમને જીવનને જીવવાની કળા જ એવ
મળેલી હોય કે–કોઈની પણ ખોટી ગુલામીમા એ આવ
જાય નહિ આજની ભણેલીઓમા આ છે ?

સ્વતન્ત્રતા ને સમાનતાની વાતો

આજે એવી વાતો પણ ચાલી રહી છે કે–' ભૂતકાળમા
આ આર્યદેશમા, સ્ત્રીઓને ગુલામડી બનાવી દેવાના આવ
હતી સ્ત્રીઓની નિન્દા કરીને, તેમને હલકી પાડી દેવામ
ગાવી હતી ' પણ અમને તો લાગે છે કે–વર્તમાનકાળમ
જ સ્ત્રીઓ દિન–પ્રતિદિન વિશેષ ગુલામ બનતી જાય છે અને
આજના કૌટુમ્બિક જીવનોમા પણ સ્ત્રીઓની જેટલી કિંમ
ઘટી ગઈ છે, તેટલી કિંમત આર્ય સસ્કૃતિના કાળમા કદી પણ
ઘટી જવા પામી નહોતી ભૂતકાળમા સ્ત્રીઓ ગૃહલક્ષ્મી મનાત
અને એની આબરૂથી ઘરની આબરૂ મનાતી આજની સ્વત

ન્નતાની વાતો પાછળ તો, મોટે ભાગે ભોગની ભૂખ કામ કરી રહી છે આજે સ્ત્રી-પુરૂષોની સમાનતાની વાતોએ પુરૂષોને અને સ્ત્રીઓને કર્તવ્યભ્રષ્ટ કરવા માંડયા છે તમે લોકો સમાનતાની વાતો કરો છો, પણ સ્ત્રી-પુરૂષના શરીરની રચનામા કેટલો ભેદ છે તથા એ બન્નેની લાગણીઓની વચ્ચે કેટલો ભેદ રહેલો છે, એ તમને સુઝે છે કે નહિ? એ ભેદ આપણો સર્જેલો છે કે કુદરતી છે? જ્ઞાનિઓને કોઈ ને ય નાના-મોટા કહેવાનો શોખ નહોતો, પણ જ્ઞાનિઓએ તો જ્યા જેટલી પ્રધાનતા કે અપ્રધાનતા હતી, ત્યા તેટલી પ્રધાનતા કે અપ્રધાનતા બતાવી છે સ્ત્રી ગમે તેવી હોય તો પણ રક્ષ્યા જ રહેવાની એને એના ભલાને માટે રક્ષણની જરૂર પડવાની જ એની લાગણીઓમા પણ પુરૂષની લાગણીઓના કરતા ભેદ રહેવાનો આ બધી વાતોને સમજવી જોઇએ આવી વાતોને સમજ્યા વિના જ, શાસ્ત્રે સ્ત્રીઓને અધમ કહી દીધી છે-એમ તમે કહો તો તે ખોટુ છે અનન્તજ્ઞાનિઓએ સ્ત્રીઓને રક્ષ્યા આદિ કહી છે, તે નાહક કહી નથી એ જ જ્ઞાનિઓએ મહા સતીઓના સત્ત્વાદિના વખાણ પણ કર્યા છે તમે જો આ બધી બાબતોને નહિ સમજો અને આજના યુગપ્રવાહમા તણાઈ જશો, તો પરિણામ સારૂ નહિ આવે, એમ મને લાગે છે, અને આજે તમે આજની સ્વતત્રતા ને સમાનતાની હવાના કેટલાક કડવા ફળો તો ભોગવી પણ રહ્યા છો

<u>શ્રી રામની પૂઠે જવાની અનુમતિ માગવાને આવેલા સીતાજીને કૌશલ્યાએ શુ કહ્યુ?</u>

કૌશલ્યાને મન સીતા દીકરાથી ય અધિક છે

સીતાને પોતાના ખોળામાં બેસાડીને આંખમાંથી આંસુ સારતે સારતે કૌશલ્યા કહે છે કે-' વત્સે ! મારો દીકરો રામ બહુ વિનયી છે વિનયી એવો તે પોતાના પિતાની આજ્ઞાથી વનમાં જાય, એ સ્વાભાવિક છે એ જંગલમાં જાય, એમાં ચિન્તા કરવા જેવું નથી, કારણ કે-એ તો પુરૂષસિંહ છે એ જંગલમાં જાય, એથી મને ઘણું લાગી આવે છે, પણ મને એક વાતની ખાત્રી છે કે-વનવાસ પણ એને માટે દુઃખ રૂપ નથી નિવડવાનો'

કૌશલ્યા માતા છે માતા હોવાથી મોહે એને કેવી સતાવી હતી, એ પણ આપણે જોઈ આવ્યા છીએ, છતાં પણ, એના હૈયામાં એ વાતની તો ખાત્રી જ છે કે-' મારો રામ એવો પુરૂષસિંહ છે કે-એને માટે વનવાસ પણ દુષ્કર નથી'

કૌશલ્યાએ પોતાના દીકરાના વખાણ કરવાને માટે આ વાત કહી નથી, પણ કૌશલ્યા સીતાને જે વાત કહેવાને ઇચ્છતી હતી, તે વાતને કહેવાને માટે પહેલી આ વાત કહેવી જરૂરી હતી શ્રી રામને માટે વનવાસ પણ દુષ્કર નથી-એમ કહ્યા બાદ, કૌશલ્યા સીતાને કહે છે કે-' પણ તારે માટે વનવાસ દુષ્કર છે કારણ કે-તું તો જન્મથી જ માંડીને ઉત્તમ વાહનોમાં લાલિત થયેલી છો તું જન્મી ત્યારથી તેં ઉત્તમ વાહનોમાં જ ફરવાના સુખને ભોગવેલું છે એટલે તારાથી આ પગે ચાલવાની પીડાને કેમ કરીને વેઠી શકાશે ?'

તમે જુઓ કે-કૌશલ્યાને મન વહુ કેટલી કિંમતી છે ? દીકરાને કાંઈ કહ્યું નહોતું અને વહુને તે કેવું કેવું કહે છે ? વહુને દીકરી કરતાં અધિક ન માની હોય, તો આવા વખતે આવી વાણી નીકળે ખરી ? સીતા પણ પ્રસન્ન હૈયે સાસુ જે કાંઈ કહી રહી છે, તેને સાંભળે છે એને અનુભવ છે કે-

મારા પતિની મા, એ મારી પણ મા જ છે આથી એ સમજે છે કે-મારી સાસુને મારી ચિન્તા થાય, તે સ્વાભાવિક છે

આવી રીતિએ વહુની ચિન્તા કરતી હોય, એવી સાસુ એને તમે ભાળી છે ?

સ૦ કોઇક હશે

દુનિયામા આવી પણ સાસુઓ કોઈ કોઇ ઠેકાણે હશે તો ખરી જ, પણ આવી સાસુ તમારે ત્યા ય છે કે નહિ, એ વાત છે જેનના ઘરમા આવી સાસુ ને આવી વહુ ન હોય, તેમને ઘર છોડવાનો વિચાર છે ?

કૌશલ્યા કહે છે કે-'તું કેમ પગે ચાલવાના અને વનમા વાસ કરવાના કષ્ટને વેઠી શકે ? મારા રામને આવું કષ્ટ વેઠવું એ કઠિન નથી, પણ તારે માટે તો આવું કષ્ટ વેઠવું એ કઠિન છે!' આટલુ કહ્યા પછીથી, કૌશલ્યા કહે છે કે-'આમ છતા પણ, તું પોતે જ જ્યારે અનુમતિ માગવાને માટે આવી છો અને તું પોતે જ જ્યારે પતિની પૂઠે જવાનુ કહે છે, ત્યારે તેમાં તને નિષેધ કરવાનું મન પણ મને થતું નથી કારણ કે-તું તારા પતિને અનુસરે એમાં તારો ધર્મ રહેલો છે, એટલે તું તારા ધર્મનુ પાલન કરે, એમા હુ આડે આવું નહિ !'

તમે કોઇના ય ધર્મપાલનની આડે આવો નહિ ને ? કોઈ પોતાના ધર્મનું પાલન કરતો હોય, તો તમે તેમા સહાયક બનો કે એમા પણ તમે એની આડે આવો ?

આ રીતિએ કૌશલ્યાએ જેમ 'નિષેધ કરવાનુ મન થતું નથી' એમ કહ્યુ, તેમ એ વાત પણ ભેગી જ કહી કે-'તને જે કષ્ટ પડવાની સભાવના છે અને તારી જે સુકોમળતા છે, એને જોતા તને અનુમતિ આપવાનું મન પણ થતું નથી

તારૂ શરીર કમળના મધ્ય ભાગ જેવું સુકોમળ છે. સુકોમળ એવું તારૂં શરીર, વનના તાપાદિકના કષ્ટથી અને પગે ચાલવાની પીડાથી કરમાઈ જવાનું એથી, તને કષ્ટ થવાનુ અને તારૂ કષ્ટ એ રામનું કષ્ટ બનવાનું '

આ રીતિએ કૌશલ્યા કહે છે કે-' મને નથી તો તને નિષેધ કરવાનો ઉત્સાહ થતો કે નથી તો મને તને અનુમતિ આપવાના ઉત્સાહ થતો તું તારા પતિની પૂઠે જવાને માટે નીકળી છો, એટલે હું તને ના પણ પાડી શકતી નથી અને જગલમા જવાથી તારે અનિષ્ટ કષ્ટાને સહવા પડે તેમ છે, એ જોતા હું તને હા પણ કહી શકતી નથી '

દેવી સમજીને લાવ્યો ને નીકળી ડાકણ-એમ થાય

આટલુ કહીને, કૌશલ્યા ચૂપ થઈ જાય છે સીતાના મુખ ઉપર પોતાની નજરને તે ઠેરવે છે સીતાના મુખ ઉપર શોકની સ્હેજ માત્ર પણ છાયા દેખાતી નથી ઊલટું, તેનુ મુખ પ્રાત કાલના કમલની માફક પ્રફુલ્લ બનેલુ જુએ છે એને જોઈને કૌશલ્યાનું અન્ત કરણ કેટલુ ઠર્યું હશે ? પણ પહેલા એ વિચારો કે-આવા સમયે સીતાના મુખ ઉપર શોકની જરા મરખી પણ છાયા દેખાતી નથી અને મુખ ઉપર કોરી પ્રસન્નતા જ દેખાય છે, એનું કારણ શું ? જન્મથી માંડીને એ કેવી રીતિએ ઉછરેલી છે ? બહાર જવાને માટે જેણે જમીન ઉપર પગ પણ મૂકયો નથી, એવી રીતિએ ! પિતાને ત્યા ય સાહ્યબીમા કમીના નહિ હતી અને પતિને ત્યા ય સાહ્યબીમા કમીના નહિ હતી પીયરમા કે સાસરે, ઉત્તમ કોટિના વાહનોમા આરૂઢ થયા વિના, એ બહાર ગઈ નથી આવી રીતિએ

તે ઉછરેલી છે, છતા પણ ‘ એકદમ પગે ચાલવાનું આ કયાથી આવ્યુ ?’–એમ એને થતું નથી સાસુને એ વિચાર આવે છે કે–‘ જન્મથી જ વાહનોમા ફરેલી આ સીતાથી પગે ચાલવાની પીડાને કેમ કરીને સહી શકાશે ? ’ પણ સીતાને એવો કોઈ વિચાર આવતો નથી કે–‘ધણીને ઘરે આવતાની સાથે જ મારે માથે આ કેવી આફત આવી પડી ?’ સીતાને જો એવા પ્રકારના વિચારો આવ્યા હોત, તો એ વિચારો એને માટે અધમ કોટિના ગણાત પતિને ઘરે આવેલી સુખી ઘરની છોકરી પણ, પતિને ઘરે તો પતિની સ્થિતિને અનુરૂપ જ રહે પતિ સામાન્ય સ્થિતિનો હોય અને પછી તે પોતાના બાપને ઘરે રહી હોય એવી રીતિએ રહેવાને ઈચ્છે, ‘ હુ મારા બાપાને ઘરે આવી રીતિએ ઉછરી છુ, માટે તમે પણ મને એવી જ રીતિએ પાળો ’–એમ કહે, તો એ પતિના લોહીને ચુસી ખાનારી ડાકણ જ નિવડે ને ? એવી સ્રીઓના ધણીને પણ થઇ જાય કે–દેવી સમજીને લાવ્યો, પણ નીકળી ડાકણ !

## સીતાજીને પોતાના સુખનો વિચાર આવ્યો હોત તો ?

સીતાજીને એવો કોઇ વિચાર જ આવતો નથી કે–મારા ધર્મને પાળવાને માટે હું નીકળીશ, તો સુખમા જીવેલી હુ કેવી દુખમય દશાને પામીશ ? કેમ એમને એવો વિચાર નહિ આવેલો ? સીતાજીને ખબર નથી કે–હુ કદી પણ પગે ચાલી નથી ? અને જગલમા મારે પતિની સાથે પગે જ ચાલવાનું છે ? સીતાજીને ખબર છે કે–હું સુખમા ઉછરેલી છુ, પણ એમને એમ થતું જ નથી કે–‘ મારાથી દુ ખ નહિ વેઠાય માર્ રૂ થશે શું ? ’ જો તેણીને પોતાના [illegible] ાવ્યો

હોત અને દુઃખનો ડર લાગ્યો હોત, તો એને શ્રી રામને માટે એવા જ વિચારો આવત, કે જેવા વિચારો આજનીઓને મુશ્કેલીના વખતમા પતિને માટે આવવા એ સંભવિત છે પણ સીતાને તો એ જ વિચાર આવે એવું છે કે–મારું અહોભાગ્ય છે કે–આવા વિનીત, વીર ને ઉદાર પતિની હું પત્ની છુ આવા પતિને અનુસરતા, જે કાઈ પણ કષ્ટો આવે, તે કષ્ટોને મારે પ્રસન્નતાપૂર્વક વેઠી જ લેવા જોઈએ એટલે, એના મુખ ઉપર શોકની છાયા આવતી નથી, તેમ જ પતિની મોટપને અને સાસુની મમતાને જોતા, તેણીના મુખ ઉપર પ્રસન્નતા ઝગહળી ઉઠે છે આપણી વાત એ છે કે–કૌશલ્યાને સીતાના કષ્ટાદિ સબધી વિચારો આવે, એ સારું કહેવાય અને સીતાને પોતાના ધર્મપાલન સિવાયના કોઈ વિચાર ન આવે, એ સારું કહેવાય

<u>સીતાજી કહે છે કે–આપના પ્રત્યેની ભક્તિ મને જગલમા પણ સુખશાંતિ દેનારી થશે</u>

સીતાજીના પ્રફુલ્લિત મુખને જોઈને, કૌશલ્યાનું મુખ પણ પ્રફુલ્લિત બને છે એમને એમ તો થાય ને કે–મારો દીકરો સિંહ જેવો છે, તો મારી વહુ સિંહણ જેવી છે? કૌશલ્યાને સીતા સિંહણ જેવી લાગે છે, પણ સીતા પોતે એમ નથી કહેતી કે–'હું સિંહણ છુ મને જગલનું કષ્ટ પણ શું કરી શકવાનું છે?' કૌશલ્યાએ જે કાંઈ કહ્યું, તેના જવાબમા સીતાજી કૌશલ્યાને ફરી વાર નમસ્કાર કરીને, માત્ર એટલું જ કહે છે કે–'આપના પ્રત્યેની મારી ભક્તિ, જગલમાં પણ મારું રક્ષણ કરશે' સીતાજી શું બોલ્યા?–એ કાંઈ સમજાય

છે? સીતાજી ત્યા કાઈ પણ ડહાપણ નથી ડોળતા, એમા પણ એમના ગુણનું દર્શન થાય છે, એનો ખ્યાલ આવે છે? 'હું પણ રાજપુત્રી છુ, સિંહણ જેવી છુ, ધાર્યું કરતા પાછી પડુ એમ નથી'–આવું આવું ભાવણ જો એમને કરવું હોત, તો એ ના કરી શકત? પણ સ્ત્રી છતા ય એ ગભીર હતા આજે લોકોને વાત વાતમા 'હુ આવો છુ ને હું તેવો છુ'–એવું બોલવાની ટેવ પડી ગઈ છે વિનયની જગ્યાએ 'હુ આવો છુ ને હું તેવો છુ'–એમ બોલવું એ ગુણ નથી, પણ લાછન છે સીતાજી તો કૌશલ્યાની બધી વાતના જવાબમા એ જ વાતને ઉચ્ચારે છે કે–'આપના પ્રત્યેની મારી ભક્તિ અહીંની જેમ હું જ્યા જઇશ ત્યા પણ જીવતી રહેવાની અને એથી મને સુખશાન્તિ મળી રહેવાની માટે હું મેઘની પાછળ જેમ વિદ્યુત્ જાય, તેમ શ્રી રામની પાછળ જાઉં છુ' હવે કૌશલ્યા શું કહે? સીતાજી પણ આટલુ કહીને કૌશલ્યાને પગે પડે છે અને શ્રી રામની પૂઠે જવાને માટે ચાલી નીકળે છે કૌશલ્યા મૌનપણે એને જવા દે છે આ બધાં કેવા હૈયા હશે? આમા કોઇએ પણ કૈકેયીને માટે ઘસાતું કહ્યું છે? સાસુ-વહુએ એ વાત સરખી પણ કાઢી છે? આટલું બધુ બની જવા પામ્યું છે અને બની રહ્યુ છે, તે છતા પણ કૈકેયીને અંગે કોઈને કશો પણ દુર્વિચાર નથી આવતો, એ જેવી તેવી બીના છે?

નગરસ્રીઓ પર થયેલી અસર

સીતાજી આ રીતિએ શ્રી રામની પૂઠે વનવાસે જવાને માટે નીકળે, તે નગરીની બાઈઓ તો એને જૂએ ને?

નગરની સ્ત્રીઓને, આ રીતિએ સતી સીતાને જતી જોવી, એ પણ એક મહા કષ્ટ જેવું લાગે છે જે જે બાઇઓ જુએ છે, તે તે બાઈઓની આખોમા આસુ આવી જાય છે એમનો સ્વર પણ ગદ્ગદિત બની જાય છે બધી બાઈઓ શોકને અનુભવતી ગદ્ગદ્ વાણીથી કહે છે કે–'આ પતિભક્તિપરાયણ સીતાએ તો, પતિભક્તિમા માનનારી સ્રીજાતને માટે એક સુન્દર ઉદાહરણ જ પૂરૂ પાડ્યુ છે ' આવી, પિતાના અને પતિના કુળને ઉજાળનારી ધર્મપત્ની મળવી એ મુશ્કેલ છે– એવું એ સ્રીઓને લાગે છે સ્રી સસારને માડે નહિ અને સાધ્વી થઇ જાય તો વાધો નહિ, પણ સ્રી જો સસારને માડે તો સસારને માડ્યા પછી તેણીએ કેવી રીતિએ વર્તવું જોઇએ ? –એનો ખ્યાલ પણ આ પ્રસગમાથી આવી શકે છે વળી, નગરસ્રીઓએ એમ પણ કહ્યું છે કે–'આ તો ગજબની સતી સ્રી છે, કે જે આવી સુકોમળ હોવા છતા પણ અને કદી જમીન ઉપર પગ માડેલો નહિ હોવા છતા પણ, જગલમા ચાલીને જવાની વાતથી જરા સરખી પણ ડરતી નથી! ખરેખર, આણે તો ઉત્તમ શીલ ને ઉત્તમ આચારનુ એક સર્વોત્તમ દૃષ્ટાત પૂરૂં પાડ્યુ છે!' આવી સૌના હૈયા ઉપર છાપ પડે છે, પણ સીતાજી તો, એવી કોઇ પણ વાત ઉપર લક્ષ્ય આપ્યા વિના, શ્રી રામચન્દ્રજીની નજદીકમા પહોચી જવાને માટે ચાલ્યા જ જાય છે

કુટુબમા નાનાઓ મોટાઓના ભક્ત જ હોય ને?

હવે શ્રી લક્ષ્મણની વાત યાદ આવે છે શ્રી લક્ષ્મણજી આમ વિવેકી છે, પણ જરા ઉગ્ર સ્વભાવના છે 'રામે મ

વનવાને જવાને માટે નીકળી ગયા અને સીતા ય એમની પૂંઠે વનવાસે જવાને માટે નીકળી પડયા'-એવા સમાચાર શ્રી લક્ષ્મણજીના કાને પહોચતાની સાથે જ, શ્રી લક્ષ્મણજીના હૈયામાં કોપાગ્નિ પ્રજ્વલિત થયો શ્રી લક્ષ્મણજી પિતાના ય ભક્ત છે, માતાના ય ભક્ત છે, વડિલ બંધુના ય ભક્ત છે અને વડિલ બંધુની પત્નીના ય ભક્ત છે આ ચારેય વાતો યાદ રહેશે? પિતાના ય ભક્ત છે, માતાના ય ભક્ત છે, બાકીની માતાઓના ય ભક્ત છે, વડિલ ભાઈના ય ભક્ત છે અને વડિલ ભાઈની પત્નીના પણ ભક્ત છે આ વાત તમને બેસે છે? સંસારમાં તો આમ જ હોય ને? ઘરમાં બધા મોટા ઉપર બધા નાનાઓની તો ભક્તિ જ હોય ને?

પ્ર૦ આ કાળમાં એવું નથી અત્યારે તો ભાઇ એટલે ભાગીદાર

ભાઈ એટલે ભાગીદાર જ અને ભક્ત નહિ, એમ ને? મોટા પાસે નાનો ભાગ માગે પણ મોટા પ્રત્યે નાનો ભક્તિ રાખે નહિ, એમ ને?

શ્રી લક્ષ્મણજીની વિચારણા

હવે શ્રી લક્ષ્મણજીના હૈયામાં ક્રોધાગ્નિ પ્રજ્વલિત થાય છે, એથી એમને શરૂઆતમાં તો એવો જ વિચાર આવે છે કે-'મારા પિતાજી સ્વભાવથી જ સરલ છે અને સ્ત્રીજાત સ્વાભાવિક રીતિએ જ વાંકી હોય છે, નહિતર, કૈકેયી માતા આટલા દહાડા સુધી વરદાનને સાચવી રાખીને, એ વરદાનને આવી તકે અને આવી રીતિએ કેમ જ માગી લે?'

આવો વિચાર તો આવ્યો, પણ પાછા શ્રી લક્ષ્મણજી પોતે જ પોતાના મનનું સમાધાન કરે છે, અને વિચારે છે

કે-' એક રીતિએ તો જે થયું તે ઠીક જ થયું, કારણ કે- પિતાજીએ ભરતને રાજ્ય આપીને પોતાના ઉપર જે ઋણ હતું તે ઋણને ઉતારી દીધું, જેથી પિતૃઋણ ઉભું રહેવાનો જે ભય હતો તે ટળી ગયો.'

આ પ્રમાણે વિચારીને, તેમણે પોતાના મનને સમાધાન તો પમાડયું, પણ શ્રી ભરત ઉપરનો એમનો ગુસ્સો ટળ્યો નહિ એમને એમ થઇ ગયું કે-' આ કુળમાં ભરત જ અધમ પાકયો, કે જેણે આ રીતિએ રાજ્ય લીધું, પણ કાંઈ વાંધો નહિ પિતાજી ઋણમુક્ત બની ગયા છે, એટલે હવે હું પણ નિર્ભય થઇ ગયો છું ભરતની પાસેથી હું જ રાજ્યને લઈ લઉં અને આ રાજ્ય પાછું શ્રી રામચન્દ્રજીને સોંપી દઉં !'

ક્રોધમાં ને ક્રોધમાં, શ્રી લક્ષ્મણજીને આવા વિચારો તો આવતાં શું આવી ગયા, પણ ગમે તેવા તો ય એ શ્રી રામચન્દ્રજી જેવાના ભાઈ છે, શ્રી દશરથ જેવાના પુત્ર છે અને મહારાણી સુમિત્રાની કુખે જન્મેલા છે! એટલે, ક્રોધમાં જે વિચારો આવ્યા, તે ટકી શકયા નહિ

તરત જ એમને વિચાર આવ્યો કે-' પણ શ્રી રામ એટલે કોણ ? પિતાના વચનની ખાતર જેમણે રાજ્યને એક તરણાની માફક તજી દીધું તે! એ કાંઈ હવે હું ગમે તેટલું કરૂં તો ય કદાપિ રાજ્યને ગ્રહણ કરે નહિ ! વળી, પિતાજી પણ જ્યારે એમ જાણે કે-એમણે ભરતને આપેલું રાજ્ય લક્ષ્મણે ભરતની પાસેથી છીનવી લીધું, ત્યારે એમને દુઃખ થયા વિના રહે નહિ, અને મારાથી કોઇ પણ કાર્ય એવું તો થાય જ નહિ, કે જેથી પિતાજીને દુઃખ થાય '

આવો વિચાર આવતાની સાથે જ, શ્રી લક્ષ્મણજી, એક-

કમ શાન્ત બની ગયા અને તેમણે નિર્ણય કરી લીધો કે-'ભરત ભલે રાજા થાય હું તો એક સેવકજનની જેમ શ્રી રામની પછવાડે વનમા જ જઇશ '

શ્રી લક્ષ્મણજી તો, આ બધાઓની વચ્ચે નાના છે ને? નાના હોવા છતા પણ, એમનામા પણ કેટલો બધો વિવેકગુણ ખીલેલો છે?

<u>વચન ખાતર જે સહવું પડે તે સહવાને તૈયાર</u>

શ્રી લક્ષ્મણજી તરત જ પિતાજીની પાસે ગયા પિતાજીને નમસ્કાર કરીને, તેમણે કહ્યુ કે-' હું પણ રામની પૂઠે જાઉં છુ રામ જાય ને હુ રહી શકુ-એ બને એવું નથી ' શ્રી દશરથ મહારાજાની એ વખતે કેવી હાલત થઈ ગઈ હશે? એ વખતે, એમને ઓછુ લાગી આવ્યુ હશે? કે કેયીને આખના ઈશારાથી કાંઇ ન કહે? શ્રી દશરથની જગ્યાએ તમારામાનો કોઈ હોય, તો કહેવાનું મન થઈ જાય કે નહિ? પણ, એ તો પ્રાણના સાટેય પ્રતિજ્ઞાનું પાલન કરનારા હતા વચનના પાલનની ખાતર જે કાંઈ સહવું પડે, તે સહવાને તૈયાર હતા. તમે તમારા વચનને ખાતર કેટલુક સહવાને તૈયાર થાવ એવા છો, એ પણ આની સાથેસાથ તમે વિચારી લેજો એ વખતે શ્રી દશરથ ફરી બેસે, તો એમને કોઇ કાંઈ કહે એવું હતું? પણ શ્રી દશરથને માટે એવી સંભાવના કરવી એ જ ખોટુ છે

<u>હુ પણ પાછળ જાઉં છુ</u>

પિતાની પાસેથી નીકળીને, શ્રી લક્ષ્મણ પોતાની માતાની પાસે આવે છે શ્રી લક્ષ્મણની માતા, એ શ્રી રામની તો ઓરમાન માતા છે ને? પણ એ પોતાના પુત્રને શું કહે છે,

એ જ્યારે તમે સાભળશો, ત્યારે તમે આશ્ચર્યમુગ્ધ બની જશો

શ્રી લક્ષ્મણ પોતાની માતાના પગમા પડીને કહે છે કે–'મા ! રામ ગયા ને હુ જાઉ છુ રામ જગલમા જવાને નીકળ્યા અને તારો લક્ષ્મણ એમની પાછળ જાય છે કેમ કે–આ લક્ષ્મણ, મર્યાદાના સાગર એવા રામને છોડીને, એક ક્ષણને માટે પણ રહી શકે તેમ નથી '

સુમિત્રાને આઘાત ને આનન્દ

પોતાનો પુત્ર આવીને આવી વાત કરે, ત્યારે સુમિત્રાને કાઈ થાય નહિ ? એ ય માતા છે, પુત્ર પ્રત્યે અનુરાગવતી છે, પણ વિવેકિની છે એથી એને જેમ ભારેમા ભારે આઘાત થયો છે, તેમ અદરથી આનન્દનો ઉમળકો પણ પ્રગટ્યો છે શાથી ? મોહના યોગે, પુત્રના વિયોગને જાણીને હૈયામા આઘાત થયો છે, મન ઉદ્વેગવાળુ બની ગયુ છે, પણ સાથે જ પોતાના પુત્રની સુન્દર મનોવૃત્તિને જાણીને, અદર હર્ષ પણ પેદા થવા પામ્યો છે તેણીને આઘાત તો એવો લાગ્યો હતો કે–શાસ્ત્રે લખ્યું છે કે–માડ માડ તેણીએ પોતાના હૈયાને ધીર બનાવ્યું, પણ તે પછી એ જે બોલી છે, તેમા તો તેણીએ પોતાના હૈયામા જે આનન્દનો ભાવ પ્રગટેલો, એ જ વ્યક્ત કર્યો છે

સુમિત્રા કહે છે કે–'વત્સ ! તને શાબાશ છે ખરેખર, તું જ મારો દીકરો છે '

લક્ષ્મણ દીકરો તો છે જ ને ? દીકરો છે, એની કાઈ ના પાડી શકાય તેમ છે ? પણ સુમિત્રાનું કહેવુ જુદું છે

સુમિત્રા તો એમ કહે છે કે–' તું તારા વડિલ બધુની

પૂરું કે જવાને માટે તૈયાર થયો છુ, એથી મને લાગે છે કે-તુ જ મારો ખરેખરો દીકરો છો !'

આવી રીતિએ સ્વાર્થને દાબતા આવડે તો?

સુમિત્રા પોતાના મોહની, પોતાના સ્વાર્થની વાતને દાબી દે છે અને કેવી વાતને આગળ ધરે છે? આમ સ્વાર્થને દાબતા આજના પુરૂષોને પણ આવડે છે? લક્ષ્મણ પોતાની સેવા કરે, તે સુમિત્રાને સારૂ લાગે કે લક્ષ્મણ તેના વડિલ ભાઈની સેવા કરે, તે સુમિત્રાને સારૂ લાગે? બાઈ જાતને સ્વાર્થને આઘો કરવાનું જેવું આવડે છે, તેવું સ્વાર્થને આઘો કરવાનું તમે શીખ્યા છો? શ્રી રામની સેવામા શ્રી લક્ષ્મણ જાય, તેમા માને 'તુ જ મારો ખરેખરો દીકરો છો'-એમ કહેવાનું શું મન થઈ ગયું હશે? મનમા કેવોક ભાવ પ્રગટ્યો હશે? શોક્યના દીકરાની સેવામા દીકરો જઈ રહ્યો છે અને અત્યારે પોતાની સેવાને તો તજી રહ્યો છે, છતા પણ સુમિત્રા કેવી વાત કરે છે? આ રીતિએ માણસોને જો પોતાના સ્વાર્થને દાબતા આવડે, તો એથી પણ એક મોટો આદર્શ જ પૂરો પડે ને? તમારો દીકરો તમારી સેવા કરે, તો તે તમને સારૂ લાગે કે અવસર જોગ તમારી સેવાને તજીને પણ તમારો દીકરો તેના મોટા ભાઈની સેવા કરે, તો તે તમને સારૂ લાગે? એમા વધારે સારૂ કયું કર્યું લાગે? પણ પહેલી વાત તો એ કરો ને કે-આજે સેવા જ ક્યા છે? આજ-કાલ તમે લોકો સેવાની વાતો તો બહુ કરો છો, તો તમારા પોતાના ઘરમા સેવાનો કેટલોક ભાવ છે, એ તો કહો! તમારા ઘરમા જો સેવા ચાલતી હોય, તો તે શી રીતિની સેવા,

ચાલે છે હમણા તમારા ઘરમા ? ચૂપ જ રહેશો ? કાઈ જ નહિ બોલો ?

<u>સુમિત્રા શ્રી લક્ષ્મણને ઝટ જવાનુ કહે છે</u>

સુમિત્રા તો જાણે સ્વાર્થત્યાગની પરાકાષ્ઠાએ પહોચી જતી લાગે છે શ્રી લક્ષ્મણને એ શ્રી રામની પૂઠે જવામા હવે તુ જરા પણ વિલમ્બ કર નહિ, એમ કહે છે શ્રી રામની પૂઠે જવામા શ્રી લક્ષ્મણ જરા પણ મોડા પડે, એ ય સુમિત્રાથી ખમાતુ નથી એટલે, સુમિત્રા શ્રી લક્ષ્મણજીને કહે છે કે– 'વત્સ ! રામભદ્ર તો મને નમસ્કાર કરીને ક્યારના ય ગયા છે, એટલે તુ હવે વિલમ્બ કર નહિ, ઝટ જા, નહિ તો રામભદ્રને ને તારે છેટુ પડી જશે'

આ કઠોરતા છે કે હૈયાની ગજબની વિશાલતા છે ? દીકરાનો વિરહ થવાનો હોય, ત્યારે છેવટ બે-ચાર વાતો ય કરી લેવાનુ માને મન થાય નહિ ? વાતો કરવાનુ મન તો નથી થતુ, પણ દીકરાની પાસે ઉતાવળ કરાવવાનુ મન થાય છે ! રામાયણના પાત્રોને સાભળો છો, તો આમાથી જે સમજવા જેવુ હોય ને સમજો અને જે શીખવા જેવુ હોય તે શીખો ! તો જ આ સાભળ્યુ પ્રમાણ ગણાય ને ?

<u>માનેલાની જ દુનિયા</u>

આ વિષયમા અન્ય રામાયણોમા એવી વાત પણ આવે છે કે–શ્રી રામની પૂઠે જતા લક્ષ્મણને સુમિત્રાએ બહુ મજેની શીખામણ દીધી છે કહ્યુ છે કે–'બેટા ! રામભદ્રને તારા પિતા જેવા માનજે, સીતાને મારા જેવી માનજે અને જંગલને અયોધ્યા માનજે'

શુ કહ્યુ ? શ્રી રામને શ્રી દશરથના સ્થાને માનવાનુ અને સીતાને પોતાના સ્થાને માનવાનુ તેમ જ જગલને અયોધ્યા માનવાનું ! આ તે કાઈ બને એવી વાત છે ? તમને શું લાગે છે ? શું આ બધુ એવું છે કે-માન્યુ મનાઈ જાય ? અરે, મનની માન્યતા, એ તો બહુ મોટી ચીજ છે તમે જુઓ તો ખરા કે-આ બધી માનેલાની જ દુનિયા છે ને ? માની લીધેલુ ઘણું ખોટુ હોય છે-એવું જરૂર છે, પણ જે માન્યુ તેની પાછળ માણસ કેવો લાગી જાય છે ? શાસ્ત્ર કહે છે કે-જો સુખી થવું હોય, તો દુ ખમા ય સુખ માનવાની અને દુન્યવી સુખમા ય દુ ખ માનવાની સ્થિતિને પેદા કરો બાકી, મારા-તારાની માન્યતા ખોટી છતા, એ ખોટી માન્યતામા તો તમે રાચી જ રહેલા છો

મારી ખરેખરી મા તુ જ છે !

અહીં તો વિચાર એ કરવાનો છે કે-સુમિત્રા, એ કેવી માતા છે ? આવી માતા કોને મળે ? કોઈક ભાગ્યશાલીને જ ને ? શ્રી લક્ષ્મણજી પણ, પોતાની માતાના કથનને સાભળીને, અતિશય હર્ષના આવેશમા આવી ગયા છે તેમણે પણ સુમિત્રાને એ જ કહ્યુ છે કે-' માતા ! તને ધન્ય છે તું જ મારી ખરેખરી મા છે !'

આમ કહીને અને પોતાની માતાને નમસ્કાર કરીને, શ્રી લક્ષ્મણે ત્યાથી ચાલવા માડ્યુ

આ બધી વાતો તમને બરાબર યાદ તો રહેશે ને ? આ બધામા તમને કોણ ચઢીયાતું લાગે છે અને કોણ ઉતરતું લાગે છે ? લગભગ બધા જ પોતપોતાના સ્થાને ચઢીયાતા

છે ને ? એક કૈકયીની વાતને હાલ બાજુએ રાખો એ પણ જ્યારે મોહના આવેશમાથી મુક્ત બને, ત્યારે શુ કરે છે, એ જોજો ! પણ અત્યારે એ એક સિવાયના બીજા બધા તો ઠીક લાગે છે ને ? હા, તો હવે તમારે શુ બનવું છે ?

કૌશલ્યાને આનન્દ નથી થતો પણ દુ ખ થાય છે

સુમિત્રાની પાસેથી નીકળીને શ્રી લક્ષ્મણજી કૌશલ્યાની પાસે જાય છે શ્રી લક્ષ્મણને જોઈને કૌશલ્યાની આખો ઠરે છે આખોમાથી અમી ઝરે છે લક્ષ્મણ અહીં છે, તે મારો રામ જ અહીં છે—એવા ભાવને કૌશલ્યા અનુભવે છે પણ શ્રી લક્ષ્મણજી તો દેવી કૌશલ્યાના પગમા પડીને કહે છે કે–' માતા ! મારા વડિલ બધુ એકાકી વનમા ગયા છે, માટે હુ તેમની પછવાડે જવાને ઉત્સુક બન્યો છુ અને એ માટે જ હુ તમારી રજા લેવાને અહીં આવ્યો છુ '

આ વાતને સાભળતાની સાથે જ, કૌશલ્યાનુ હૈયુ ભરાઈ જાય છે અને આખોમાથી અશ્રુઓની ધારા વહેવા મ ડે છે લક્ષ્મણ તો શોકયનો દીકરો છે એ જવાની વાત કરે, તેમા કૌશલ્યાને શુ કામ આટલુ બધું દુ ખ થાય ? ઊલટુ, શ્રી લક્ષ્મણ શ્રી રામની પૂ ઠે જાય, એ કૌશલ્યાને ગમી જાય નહિ ? પોતાના દીકરા રામની સેવામા લક્ષ્મણ જાય, એથી તો શ્રી રામની માતાને આનન્દ થાય ને ? પણ એ એવી નહોતી !

કૌશલ્યાની ના અને શ્રી લક્ષ્મણની સમજાવટ

અહીં તો, જે કૌશલ્યાએ સીતા જેવી સુકોમળને પણ નિષેધ નહોતો કર્યો, તે કૌશલ્યા શ્રી લક્ષ્મણજીને નિષેધ કરે છે અને શ્રી લક્ષ્મણજીને કૌશલ્યાને સમજાવીને તેની અનુમતિ

મેળવવી પડે છે કૌશલ્યા કહે છે કે–' વત્સ ! મારું ભાગ્ય શું એટલું બધું ફુટી ગયું છે, કે જેથી તું પણ મને છોડીને વનમા ચાલ્યા જવાની વાત કરે છે ? હું તો તારી વાતને સાભળીને મરી રહી છુ મને તો આશા હતી કે–તને જોઇને હું રામના વિરહની વેદનાને ભૂલીશ અને આશ્વાસન પામીશ ! માટે, હજુ પણ હું કહુ છુ કે–તું અહીં મારી પાસે જ રહે અને જગલમા જા નહિ !'

શ્રી લક્ષ્મણના મુખે તેમના જગલમા જવાની વાતને સાભળતાની સાથે જ, કૌશલ્યા કેટલી બધી વિહ્વલ બની ગઈ હશે, ત્યારે તેણીના મુખમાથી આવા ભાવના ઉદ્ગારો સરી પડ્યા હશે ? શ્રી લક્ષ્મણ પ્રત્યે કૌશલ્યાના હૈયામા કેટલી બધી મમતા હશે, ત્યારે આવું બોલાયું હશે ?

પણ આવી વાતને ય સાભળીને શ્રી લક્ષ્મણજી પીગળી જતા નથી કૌશલ્યાને સાન્તવન આપતા, શ્રી લક્ષ્મણજી કહે છે કે–' માતા ! તમે આ શું કરો છો ? તમે તો શ્રી રામની માતા છો ! રામની માતા એવા તમારાથી, સામાન્ય સ્ત્રીજનોના જેવી અધીરતાને જરા પણ અવકાશ આપી શકાય નહિ તમારે તો ખૂબ જ ધીરજને ધારણ કરવી જોઇએ મારા ભાઈ રામ દૂર ને દૂર ચાલ્યા જાય છે, એટલે મારે એમની પાસે સત્વર પહોંચી જવું છે, તો તમે આમ અધીર બનીને મને ભાઈની પૂઠે જવામા વિઘ્ન કરો નહિ તમે એ પણ જાણો છો કે–સદાને માટે હુ તો શ્રી રામને જ આધીન રહેનારો છુ '

આ પ્રમાણે કહેવા દ્વારા, કૌશલ્યાને ધીરજ પમાડીને અને સ્વસ્થ બનાવીને, શ્રી લક્ષ્મણજીએ ધનુષ્ય-ભાથાને હાથમા લીધું, કૌશલ્યાને પગે પડીને પુન પ્રણામ કર્યા અને તત્કાલ

શ્રી રામ–સીતાની પૂઠે દોડીને તેઓ તેમની પાસે પહોચી ગયા

સામાન્ય રીતિએ સ્ત્રીઓ ક્ષુદ્ર અને કાયર હોય છે, પણ સ્ત્રીઓમા ય જ્યારે વિવેકગુણ ખીલે છે અને સ્ત્રીઓ જ્યારે ધીર બની જાય છે, ત્યારે તેઓ માનવોને પણ વટાવી જાય છે સ્ત્રીઓ જ્યારે ક્ષુદ્રતાને તજે અને ધૈર્યને ધારણ કરે, ત્યારે સામાન્ય માનવીઓ તો એમને પહોચી શકે જ નહિ એટલે, શાસ્ત્રકારોએ ગુણસમ્પન્ન સ્ત્રીઓના ગુણોને ગાવામા પણ કમીના રાખી નથી

<u>સાથે લીધા છે માત્ર ધનુષ્ય–બાણ</u>

આ રીતિએ શ્રી રામનુ વનવાસને માટેનુ પ્રયાણ શરૂ થયુ. કોણ કોણ જાય છે? રામ, સીતા ને લક્ષ્મણ જાય છે અયોધ્યા નગરીમાથી રામ, સીતા ને લક્ષ્મણ નીકળી જાય, પછી બાકી શુ રહે? એ ત્રણેના નીકળવાથી અયોધ્યાનગરીના લોકો ઉપર એવી અસર થવા પામી છે કે–જાણે અયોધ્યાનુ સર્વસ્વ ચાલ્યુ ગયુ કૈકેયીથી હમણા કાંઈ પણ બોલી શકાય એવી સ્થિતિ રહી નથી, પણ એને ય આ બનાવથી હૈયામા ઘણું ઘણું લાગી આવ્યુ છે શ્રી રામ, સીતા અને લક્ષ્મણ તો પ્રફુલ્લિત વદને, જાણે ઉપવનમા વિલાસ કરવાને જતા હોય તેમ, ચાલ્યા જાય છે, એમણે કશી પણ મીલ્કત સાથે બાધી લીધી નથી, ક્ષત્રીયોને મીલ્કતમા સાથે શુ હોય? ધનુષ્ય ને બાણ એ તેમણે ખભે ટીંગાવી દીધા છે મોટા રાજપુત્રો પણ જ્યારે રાજ્યને છોડી જાય છે, ત્યારે આવી જ રીતિએ માત્ર સાથે ધનુષ્ય–બાણને લઈ ને જ રાજ્યને છોડી જાય છે એ લોકો, પોતાની મીલ્કત ઉપર ગુજરનારા નથી હોતા, પણ પોતાના

ભુજાબલે ભુજનાગ હોય છે

**રાજનો ને પ્રજાનો અતિશય ચાહ જોવા છતા ય કોઇના પણ વિચારમા પરિવર્તન નહિ**

શ્રી રામ, સીતા ને લક્ષ્મણ તો ખુબ જ પ્રસન્નતાથી અયોધ્યાને તજીને જઈ રહ્યા છે, પણ અયોધ્યામા કોઇનાથી પણ એમના એ ગમનને ખમી શકાતું નથી નગરજનો પણ એમની પૂઠે પૂઠે જઈ રહ્યા છે શ્રી દશરથ, કે જે પહેલા બેશુદ્ધ બની ગયા હતા, તે ય શુદ્ધિને પામીને અન્તઃપુરના પરિવાર સહિત રોતા રોતા શ્રી રામ આદિની પૂઠે પૂઠે જવા લાગ્યા એથી અયોધ્યા તો જાણે કે-ઉજ્જડ જ બની ગઈ શ્રી રામ પાછળ નજર નાખીને જુએ છે, તો જાણે માન વોનો મહાસાગર પાછળ ચાલ્યો આવતો હોય એવું દેખાય છે એમા, તે પોતાના પિતાને તથા માતાઓને પાછળ આવતા જુએ છે એ બધાને જોઈ ને, તેમનું મન ઢીલુ બની જતું નથી, પણ પ્રસગને લક્ષ્યમા લઈને તે પોતાના પિતાને, માતાઓને અને પુરજનોને સમજાવવાની યોજના કરે છે પિતાનો, માતાઓનો અને નગરજનોનો આટલો ચાહ જોવાને મળે, તો એ વખતે હૈયામા શુનું શુ થઈ જાય ને ? તમને લાગે છે ને કે-સૌનો આટલો બધો ચાહ જુએ, તે છતા પણ કરેલી પ્રતિજ્ઞામા મક્કમ જ રહે, પાછા વળવાનો વિચાર સરખો ય ન કરે અને રાજ્યને તજીને જેવા નીકળ્યા હતા તેવા જ ચાલ્યા જાય, એ તો શ્રી રામથી જ બને ? સીતાજી પણ એમ નથી કહેતા કે-હવે આપણું કામ પૂરૂં થઇ ગયુ છે, માટે હાલો પાછા ! શ્રી લક્ષ્મણજી તો કાઈ બોલે જ શાના ?

ત્રણેયને લાગે છે કે–પોતે જે પગલું લીધું છે તે વ્યાજબી જ લીધું છે એટલે પિતાને, માતાઓને અને પુરજનોને રડતે રડતે પાછળ પાછળ ચાલ્યા આવતા જોવા છતા પણ, ત્રણમાંથી એકેયના વિચારમા કોઈ પણ પ્રકારનું પરિવર્તન આવવા પામતું નથી શ્રી રામચન્દ્રજી માર્ગમા જરા થોભી ગયા તેમણે પોતાની વિનયથી ભરેલી વાણી વડે પોતાના પિતાને અને પોતાની માતાઓને સમજાવીને મહા મુશ્કેલીએ પાછા વાળ્યા પછી પુરજનોને પણ ઘટિત વચનોથી સમજાવીને વિદાય દીધી એટલુ કરીને, તેઓએ ત્વરાથી આગળ ચાલવા માંડ્યું,

## શ્રી ભરતનો આક્રોશ

શ્રી દશરથ વગેરે અયોધ્યામા પાછા તો ફર્યા, પણ એમની ધારણા ફળી નહિ શ્રી ભરતને રાજ્યારૂઢ કરવાનો પ્રયત્ન તો કર્યો, પણ શ્રી ભરત કોઈ રીતિએ એકના બે થયા નહિ શ્રી દશરથની વાત એ હતી કે–હવે ભરત ઝટ ગાદી લઈ લે અને હુ ઝટ છૂટો થાઉ ! શ્રી ભરતની વાત એ હતી કે–શ્રી રામ જ ગાદી લે અને હુ પિતાજીની સાથે જાઉ ! જે કાંઇ બની જવા પામ્યું,એથી શ્રી ભરતના હૈયાને ખૂબ જ આઘાત લાગ્યો છે પોતાના બન્ધુઓનો વિરહ એમને એવા પ્રકારે થયો છે કે–એ વિરહને સહવાને માટે શ્રી ભરત અસમર્થ બની ગયા છે પોતાના બન્ધુઓના વિરહને સહવાને માટે અસમર્થ બનેલા શ્રી ભરત, રાજ્યને તો ગ્રહણ કરતા નથી જ, પણ વારવાર પોતાની માતા કૈકેયી ઉપર આક્રોશ કરે છે, કારણ કે–આ મહા અનર્થનું મૂળ બીજુ કોઇ નહિ, પણ પોતાની માતા કૈકેયી જ છે, એમ એમને લાગી ગયું

છે કૈકેયીએ રાજ્ય કોને માટે માગ્યું હતું? પોતાને માટે નહિ, પણ પોતાના પુત્ર ભરતને માટે જ ને? પણ એથી શ્રી ભરત ખુશ થવાને બદલે નારાજ જ થયા છે મારી માતાએ મોહાધીન બનીને મૂર્ખાઈ જ કરી છે, એવું એમને લાગી ગયું છે અને એથી એમને ચેન પડતું નથી

<u>શ્રી દશરથને શુ સાલે છે?</u>

આ બધામા શ્રી દશરથની સ્થિતિ વિષમ બની જવા પામી છે શ્રી દશરથને પહેલા જરા મોહની અસર આવી ગઈ, પણ પાછા તે સ્વસ્થ બની ગયા છે અત્યારે એમને બીજી કોઈ પણ વસ્તુ સાલતી નથી, પણ યોગની પહેલી ભૂમિકાએ આરૂઢ થવાની જે પોતાની ભાવના છે, તેમા વિક્ષેપ ઉભો થવા પામ્યો છે, એ સાલે છે નમને એ કઠોર હૈયાના લાગે છે? આવા સંજોગોમા દીક્ષાની વાત કેમ થાય, એમ લાગે છે? મહારાજા શ્રી દશરથ તો ખરેખરા વિવેકી છે સસારની સ્થિતિને એ બરાબર સમજે છે એ જાણે છે કે– સસારમા તો આવું ઘણુ ય બન્યા કરે, પણ એમા જો લેવાઇ જઇએ અને મનને ઢીલુ કરી નાખીએ, તો પરમ પદની જે સાધના, તે તો દૂર જ રહી જાય આમ છતાં પણ, એ, રાજ્યને રઝળતુ મૂકીને ચાલ્યા જવાને ઇચ્છતા નથી, કારણ કે–પોતે જે સ્થાને છે, તે સ્થાનના કર્તવ્યને એ સમજે છે માત્ર એ કર્તવ્યના નામે પોતાનુ લક્ષ્ય રઝળી જાય નહિ, એની જ એમના હૈયે ચિન્તા છે

<u>શ્રી રામને પાછા વાળના સામતાદિને મોકલે છે</u>

પોતે તો કૈકેયીએ શ્રી ભરતને માટે જેવું રાજ્ય માગ્યુ

છે-એમ લાગી આવે છે આ પણ એ બધાની જેવી-તેવી લાયકાત છે ?

સીતા-લક્ષ્મણને કેમ પાછા વાળ્યા નહિ ?

સામતો અને મત્રીઓ રડતા રડતા પાછા ફરે છે એમના હૈયામા એટલુ બધુ કષ્ટ થઈ રહ્યુ છે કે-મહા મુશ્કેલીએ તેઓ અયોધ્યાનગરીએ પહોચી શકે છે

૨૯૦ શ્રી રામચન્દ્રજીએ આ પ્રમાણે બધાને પાછા વાળ્યા, તો પછી સીતાને અને લક્ષ્મણને કેમ પાછા વાળ્યા નહિ અને પોતાની સાથે આવવા દીધા ?

શ્રી રામને એ વાતની બરાબર ખબર છે કે-સીતા એવી સતી અને પોતાના પ્રત્યે એવી અનુરાગવતી છે કે-એને ગમે તેટલુ સમજાવવા છતા પણ એ પાછી વળે જ નહિ, તેમ જ, શ્રી લક્ષ્મણ વિષે પણ શ્રી રામના હૈયામા એવી ખાત્રી છે કે-એ મારો એવો સાથી છે કે-એ મારા વિના એકલો રહી શકે જ નહિ બાકી તો, તમને ખબર છે કે-શ્રી રામ પોતે થઈને નહોતા તો સીતાજીને સાથે આવવાનુ કહેવાને ગયા કે નહોતા તો લક્ષ્મણજીને સાથે આવવાનુ કહેવાને ગયા !

જાતે વિનવવાને જવાનો શ્રી ભરતનો નિર્ણય

સામતોએ અને મત્રિઓએ નિરાશ વદને પાછા ફરીને, સઘળો ય વૃત્તાન્ત શ્રી દશરથને કહી બતાવ્યો. ફરી પાછા શ્રી દશરથ શ્રી ભરતને કહે છે કે-' વત્સ ! રામ ને લક્ષ્મણ તો પાછા આવ્યા નહિ, માટે હવે તો તુ જ રાજ્યને ગ્રહણ કર તુ રાજ્યને ગ્રહણ કરતો નથી, એથી તુ જ મારા વ્રતગ્રહણમા વિઘ્ન રૂપ બની રહ્યો છે, એટલે આ

રાજ્યને ગ્રહણ કરવા દ્વારા તું મારા વ્રતગ્રહણમાં વિઘ્ન રૂપ બનતો અટકી જા!'

હવે શ્રી ભરત શું કરે? શ્રી ભરત પોતે જ વિરાગી છે, એટલે પોતે પોતાના વ્રતગ્રહણમાં વિઘ્ન રૂપ બને, એ એમને કોઈ પણ રીતિએ ઉચિત લાગતું નથી બીજી તરફ, આટલું આટલું થઈ જવા છતાં પણ, શ્રી ભરતને રાજ્યને ગ્રહણ કરવાની ઈચ્છા થતી નથી આમ, શ્રી ભરત મોટા સંકટમાં આવી પડયા છે

એવામાં, એમને એક એવો વિચાર આવે છે કે-'હું જાતે જ જઈને વડિલ બન્ધુને વિનવું અને તેમને પાછા લઈ આવું' એમને લાગે છે કે-'મોટા ભાઈએ ભલે બીજા કોઈના ય કહેવાને માન્યું નહિ, પણ મારી વિનતિને-આ નાના ભાઈની વિનતિને તો મોટા ભાઈ નહિ જ અવગણે'

આવો વિચાર આવવાની સાથે જ, શ્રી ભરતે શ્રી દશરથને કહ્યું કે 'પિતાજી! આમ તો હું કદી પણ રાજ્યને ગ્રહણ કરીશ નહિ, પણ હવે હું જાતે જ મારા મોટા ભાઈની પાસે જાઉં છું અને મને આશા છે કે-તેમને પ્રસન્ન કરીને હું અહીં પાછા તેડી લાવી શકીશ'

કૈકેયીમાં આવેલું હૃદયપરિવર્તન

શ્રી દશરથની પાસે આ વાત ચાલી રહી છે, ત્યાં કૈકેયી આવી પહોંચે છે એને સમાચાર મળી ગયા છે કે-રામને અને લક્ષ્મણને વિનવીને પાછા લઈ આવવાને માટે ગયેલા સામંતો અને મંત્રિઓ નિરાશ બનીને પાછા આવ્યા છે આ સમાચારથી કૈકેયીને ઘણો આઘાત લાગે છે, કારણ કે-એ પણ એ જ ઈચ્છતી હતી કે-હવે તો કોઈ પણ

પાછા ફરે તો મારું એના હૈયામાં પરિવર્તન આવી જવા પામ્યું છે મોહની કારમી અસર હતી ત્યારે હતી, પણ હવે તો કૈકેયીને બરાબર સમજાઈ ગયું છે કે-પોતાના હાથે એક મહા ભયકર ભૂલ થઇ જવા પામી જે ભૂલ થઈ ગઈ, તેની યાદથી તેણીનુ હૈયુ શેકાઈ રહ્યુ છે કોઈ પણ લોગે એ પોતાની ભૂલને સુધારી લેવાના વિચારમા છે આથી, અત્યારે તે નિર્ણય કરી લઇને જ શ્રી દશરથની પાસે આવી છે

કૈકેયીની કબૂલાત અને વિનતિ

કૈકેયી, આવી પહોચતાની સાથે જ, શ્રી દશરથને કહે છે કે-'સ્વામિન્! આપે તો આપની પ્રતિજ્ઞાને પરિપૂર્ણપણે સત્ય કરી દીધી છે, કારણ કે-આપે તો ભરતને રાજ્ય આપી જ દીધુ છે આપે રાજ્યને આપી દેવા છતા પણ, આપનો આ વિનયી પુત્ર ભરત રાજ્યને ગ્રહણ કરતો નથી, તેમા આપનો કોઇ જ દોષ નથી પણ જે કાઈ બની જવાને પામ્યું છે, તેથી આ ભરતની બીજી માતાઓને તેમ જ મને પણ ભારે દુ ખ થયુ છે વગર વિચાર્યું કરનારી અને પાપિણી એવી હુ જ, આ બધા અનર્થનું મૂળ બની છુ આપ અનેક પુત્રોના પિતા હોવા છતા પણ, મારા પાપે જ, આજે આ રાજ્ય રાજા વિનાનું થઇ ગયુ છે વળી, કૌશલ્યા, સુમિત્રા અને સુપ્રભા જે રૂદન કરી રહ્યા છે, તે રૂદનને હુ સાભળુ છુ અને મારૂ હૈયુ ચીરાઈ જાય છે આથી, હે નાથ! મેં નિર્ણય કર્યો છે કે-હું જાતે જ ભરતની સાથે વત્સ રામ અને વત્મ લક્ષ્મણની પાસે જઇશ અને તેમને પાછા લઇ આવીશ, તો આપ મને તેમ કરવાની આજ્ઞા ફરમાવો!'

## શ્રી ભરતને હવે મા મા લાગી

કૈકેયીના કથનને સાભળીને, શ્રી દશરથ મહારાજાના હર્ષનો પાર રહ્યો નહિ તેમણે ઘણી જ પ્રસન્નતાથી કૈકેયીને તેના નિર્ણય મુજબ વર્તવાની આજ્ઞા આપી પતિની આજ્ઞા મળવાની સાથે જ, કૈકેયી ભરતને કહે છે કે-'ચાલ મારી સાથે!' શ્રી ભરત પણ કૈકેયીના હૃદયપરિવર્તનને જોઈને ખુબ આનન્દમા આવી ગયા છે ઘણા દહાડે શ્રી ભરતને આજે એમ લાગે છે કે-મારી મા ખરેખરી મા બની આ બન્યુ ત્યારથી તે અત્યાર સુધી, કૈકેયી મા હોવા છતા પણ શ્રી ભરતને મા નથી લાગી, આજે મા મા લાગે છે શ્રી ભરતના હૈયામા ભલે આવો ભાવ આવ્યો, પણ શ્રી રામ અને શ્રીમતી સીતાના હૈયામા તો આવો કોઇ ભાવ આવ્યો જ નથી તેઓ તો, કૈકેયીને પહેલા જેમ મા માનતા હતા, તેમ આ બધુ બન્યુ ત્યારે અને તે પછીથી પણ કૈકેયીને મા જ માનતા હતાં એમને કદી પણ કૈકેયી પરાઇ લાગી નથી કે શ્રી દશરથને માટે ય એમ નથી થયુ કે-આ અમારા નહિ વિચારો કે-આ બધા કચી માટીના પુતળા હશે?

## શ્રી રામાદિને વૃક્ષ નીચે બેઠેલા આનન્દમા જોયા

હવે કૈકેયી શ્રી ભરતને અને મન્ત્રિમંડળને પણ સાથે લઇને, ખૂબ જ ત્વરાથી, શ્રી રામ આદિ જે દિશામા ગયા હતા, તે દિશામા રવાના થઈ ગઈ અને થોડાક દિવસોમા જ એ બધા ત્યા પહોંચી ગયા, કે જ્યા શ્રી રામ આદિ હતા એ વખતે શ્રી રામ, સીતા અને લક્ષ્મણ એક વૃક્ષની તળે બેઠાં બેઠા આરામ અને આનન્દ કરતા હતા એમને જોનારને

એ દુ ખી ન લાગે, દુ ખમા આવી પડેલા ન લાગે, દુઃખથી કટાળી ગયેલા ન લાગે, પણ જાણે ખૂબ જ અનુકૂળતામા ને આનન્દમા બેઠા હોય એવા લાગે, એવી રીતિએ એ ત્રણેય બેઠા હતા. એવું તે શું હતું, કે જેથી એવી હાલતમા એમનો આનન્દ બન્યો રહે? ખરેખર, કર્તવ્યપાલનનો આનન્દ કોઇ જુદો જ હોય છે કર્તવ્યપાલનમા એકતાન બનેલાઓને કષ્ટ પણ કષ્ટ નથી લાગતું દુ ખમા પણ તેઓ સુખનો અનુભવ કરે છે બાકી, એ સિવાય, આ લોકોને આનન્દ આવે એવું ત્યા છે જ શું? એ બધા કેવી મહેલાતોમા રહેનારા છે? કેવી સુખસાહ્યબીમા ઉછરેલાં છે? કેવા વાહનોમા ફરેલા છે? કેવા પરિવારથી સેવાએલાં છે? એની જગ્યાએ પગે ચાલવાનું, કાટા–કાકરાવાળા માર્ગે ચાલવાનું, નિર્જન પ્રદેશમા ચાલવાનું, જે–તે ખાઇને જીવવાનું અને વૃક્ષ નીચે આરામ કરવાનો એકદમ આવડા મોટા ફેરફારને અનુભવવાનો વખત આવે, છતા આનન્દ જ બન્યો રહે, એ જેવી–તેવી વાત છે?

## પરસ્પર દોડાદોડ

શ્રી રામ આદિને વૃક્ષની નીચે બેઠેલા જોતાની સાથે જ, કૈકેયી એકદમ રથમાથી ઉતરી પડી અને 'વત્સ! વત્સ!' બોલતી શ્રી રામ આદિની તરફ દોડી બીજી તરફ, શ્રી રામ આદિએ કૈકેયી માતાને રથમાથી જેવા ઉતરતા જોયા, તેની સાથે જ તેઓ પણ માતાને પ્રણામ કરવાને માટે દોડી આવ્યા એમને એમ થઈ ગયુ કે–માતા કૈકેયી આવ્યા! શું છે તે એવુ એમને થાય? કૈકેયીને જોતા માતાનો ભાવ આવે, એવા આ સયોગો છે? પણ ત્રણે ય દોડીને આવ્યા છે. તેમના

મુખ ઉપર જરા ય ગુસ્સો આવ્યો નથી કૈકેયી જાતે આવ્યા છે, એટલે હવે પાછા વળવાની અનુકૂળ તક આવી લાગી છે, એવો વિચાર પણ એમને આવ્યો નથી, કેમ કે-કોઈ પણ સયોગોમા હવે પાછા ફરવુ નથી-એ તો નિર્ણિત જ છે કૈકેયીને માટે અયોધ્યાનગરીના લોકાને ખરાબ વિચાર આવ્યો છે 'આખા કુટુબને અશાન્તિની આગમા ધકેલી દેનારી, કુટુબને કલક દેનારી નિવડી -એવા એવા વિચારો બીજાઓને આવ્યા છે પરિસ્થિતિ એવી સર્જાઇ જવા પામી છે કે-બીજાઓને એવા વિચારો આવે, તો એમા બીજાઓને દોષ દઈ શકાય નહિ પણ એવો કોઈ વિચાર શ્રી રામને કે સીતાને નથી શ્રી રામને ને સીતાને જો એવો વિચાર આવે, તો તે તેમની ખામી ગણાય એમને કૈકેયીને માટે ય જો ખરાબ વિચાર આવે, તો એમનુ હૃદય એટલુ કલકિત બન્યુ ગણાય આ વાત પણ સમજાય છે ને ? વડિલોની ખાતર સ્વાર્થનો ભોગ દેવામા જેને દુ ખ લાગતુ હોય, તેને ખરાબ વિચારો આવે, પણ માતા-પિતાના ભક્ત અને વિવેકિને ખરાબ વિચારો આવે જ નહિ

પ્ર૦ લક્ષ્મણજીને તો ગુસ્સો આવ્યો હતો ને ?

શ્રી લક્ષ્મણજીને જે ગુસ્સો આવ્યો, તે વાસ્તવિક રીતિએ એમને માટે કલક રૂપ ગણાય નહિ, કેમ કે-ત્યા પિતૃતુલ્ય માનેલા મોટા ભાઈનો અને માતૃતુલ્ય માનેલા ભાભીનો પ્રશ્ન હતો એમના અગત સ્વાર્થનો ત્યા કોઈ પ્રશ્ન નહોતો

કઠોર હૈયા પણ પીગળી જાય એવુ દૃશ્ય

શ્રી રામ દોડી આવીને જેવા કૈકેયીના

એ દુખી ન લાગે, દુખમા આવી પડેલા ન લાગે, દુખથી કટાળી ગયેલા ન લાગે, પણ જાણે ખૂબ જ અનુકૂળતામા ને આનન્દમા બેઠા હોય એવા લાગે, એવી રીતિએ એ ત્રણેય બેઠા હતા એવુ તે શું હતું, કે જેથી એવી હાલતમા એમનો આનન્દ બન્યો રહે ? ખરેખર, કર્તવ્યપાલનનો આનન્દ કોઈ જુદો જ હોય છે કર્તવ્યપાલનમા એકતાન બનેલાઆને કષ્ટ પણ કષ્ટ નથી લાગતું દુખમા પણ તેઓ સુખનો અનુભવ કરે છે બાકી, એ સિવાય, આ લોકોને આનન્દ આવે એવુ ત્યા છે જ શું ? એ બધા કેવી મહેલાતોમા રહેનારા છે ? કેવી સુખસાહ્યબીમા ઉછરેલા છે ? કેવા વાહનોમા ફરેલા છે ? કેવા પરિવારથી સેવાએલા છે ? એની જગ્યાએ પગે ચાલવાનુ, કાટા-કાકરાવાળા માર્ગે ચાલવાનું, નિર્જન પ્રદેશમા ચાલવાનું, જે-તે ખાઈને જીવવાનું અને વૃક્ષ નીચે આરામ કરવાનો એકદમ આવડા મોટા ફેરફારને અનુભવવાનો વખત આવે, છતા આનન્દ જ બન્યો રહે, એ જેવી-તેવી વાત છે ?

<u>પરસ્પર દોડાદોડ</u>

શ્રી રામ આદિને વૃક્ષની નીચે બેઠેલા જોતાની સાથે જ, કૈકેયી એકદમ રથમાથી ઉતરી પડી અને 'વત્સ ! વત્સ !' બોલતી શ્રી રામ આદિની તરફ દોડી બીજી તરફ, શ્રી રામ આદિએ કૈકેયી માતાને રથમાથી જેવા ઉતરતા જોયા, તેની સાથે જ તેઓ પણ માતાને પ્રણામ કરવાને માટે દોડી આવ્યા એમને એમ થઈ ગયુ કે-માતા કૈકેયી આવ્યા ! શું છે તે એવું એમને થાય ? કૈકેયીને જોતા માતાનો ભાવ આવે, એવા આ સયોગો છે ? પણ ત્રણેય દોડીને આવ્યા છે તેમના

મુખ ઉપર જરા ય ગુસ્સો આવ્યો નથી કૈકેયી જાતે આવ્યા છે, એટલે હવે પાછા વગાડવાની અનુકૂળ તક આવી લાગી છે, એવો વિચાર પણ એમને આવ્યો નથી, કેમ કે-કોઈ પણ સયોગોમા હવે પાછા ફરવુ નથી-એ તો નિશ્ચિત જ છે કૈકેયીને માટે અયોધ્યાનગરીના લોકોને ખરાબ વિચાર આવ્યો છે 'આખા કુટુબને અશાન્તિની આગમા ધકેલી દેનારી, કુટુબને કલક દેનારી નિવડી -એવા એવા વિચારો બીજાઓને આવ્યા છે પરિસ્થિતિ એવી સર્જાઇ જવા પામી છે કે-બીજાઓને એવા વિચારો આવે, તો એમા બીજાઓને દોષ દઈ શકાય નહિ પણ એવો કોઈ વિચાર શ્રી રામને કે સીતાને નથી શ્રી રામને ને સીતાને જો એવો વિચાર આવે, તો તે તેમની ખામી ગણાય એમને કૈકેયીને માટે ય જો ખરાબ વિચાર આવે, તો એમનુ હૃદય એટલુ કલકિત બન્યુ ગણાય આ વાત પણ સમજાય છે ને? વડિલોની ખાતર સ્વાર્થનો ભોગ દેવામા જેને દુ ખ લાગતુ હોય, તેને ખરાબ વિચારો આવે, પણ માતા-પિતાના ભક્ત અને વિવેકિને ખરાબ વિચારો આવે જ નહિ

મ૦ લક્ષ્મણજીને તો ગુસ્સો આવ્યો હતો ને?

શ્રી લક્ષ્મણજીને જે ગુસ્સો આવ્યો, તે વાસ્તવિક રીતિએ એમને માટે કલક રૂપ ગણાય નહિ, કેમ કે-ત્યા પિતૃતુલ્ય માનેલા મોટા ભાઈનો અને માતૃતુલ્ય માનેલા ભાભીનો પ્રશ્ન હતો એમના અગત સ્વાર્થનો ત્યા કોઈ પ્રશ્ન નહોતો

## કઠોર હૈયા પણ પીગળી જાય એવુ દૃશ્ય

શ્રી રામ દોડી આવીને જેવા કૈકેયીના પગે પડયા,

એટલે કૈકેયીએ પણ એક સગી માતા પોતાના પુત્રના માથાં
વહાલથી જેમ સુંઘે, તેમ શ્રી રામના માથાને વારવાર સુંઘ
અને ચુમ્બન કર્યું સીતા અને લક્ષ્મણ આવીને પગે પડ્યા
એટલે તેમને પણ ઉઠાડીને કૈકેયીએ પોતાના બાહુથી દબાવ
દીધા આ બધું કરવાની સાથે કૈકેયી માત્ર 'વત્સ! વત્સ!
કની ઉચા સાદે રૂદન જ કરી રહી છે હૈયુ એટલુ ભરા
આવ્યુ છે કે–એ તત્કાલ બીજું કાઈ બોલી શકતી પણ નથી
શ્રી ભરતની સ્થિતિ વળી એથી પણ વધારે ખરાબ થઈ ગ
છે એ તો, શ્રી રામચન્દ્રજીના ચરણમા પડતાની સાથે
મૂર્ચ્છિત થઈ ગયા છે કલ્પના તો કરો કે–એ દૃશ્ય કેટ
બધુ કરૂણ બની ગયુ હશે? આવું દૃશ્ય જોવાને મળે,
ભલભલા કઠોરનું હૈયુ પણ પીગળી ગયા વિના રહે ખરૂં

ચૌદ વર્ષના વનવાસની વાત

તમારે આ ભારતમા પાછો રામનો યુગ લાવવો છે ને
રામ જેવા પુરૂષોને અને સીતા જેવી સ્ત્રીઓને પેદા કરવા
ભાવના છે ને? પણ, એ કાઇ વાતોથી થોડુ જ બની જવ
છે? કેટલી વિવેકશીલતા, કેટલી ઉદારતા અને કેટલી સહ
શીલતા જોઈશે? કૈકેયીએ શ્રી રામ–સીતાને કેવી આપત્તિ
મૂકી દીધા છે–એ વિચારો અને બીજી તરફ એ વિચારો
શ્રી રામ–સીતા કૈકેયીને કેવી નજરે જોઈ રહ્યા છે! શ્રી રા
અને સીતાને જગલમા વસવાનું તો આવ્યું, પણ તે ય ક
સુધીને માટે?

સ૦ ચૌદ વર્ષને માટે!

થોડા લાગે છે?

સ૦ ચૌ વર્ષો સુધી જ, એમ કેમ ?

રામાયણના વર્ણનમા કોઇ કોઈ સ્થલે એવી પણ એક વાત આવે છે કે-કૈકેયીએ જ શ્રી રામના ચૌદ વર્ષના વનવાસની માગણી કરી હતી જેમ શ્રી રામે જાતે જ વનવાસને સ્વીકારી લીધાનું વર્ણન આવે છે, તેમ કૈકેયીની માગણીથી શ્રી રામે રાજ્યનો ત્યાગ કરવાની સાથે સહર્ષ વનવાસને પણ સ્વીકારી લીધો, એવી વાતે ય આવે છે આપણે અહીં એ વાતની વિશેષ ચર્ચામા ઉતરવાની જરૂર નથી

<u>કૈકેયીએ મોહવશ ભલે ભૂલ કરી, પણ જાતની તો એ ઉત્તમ જ-એમ થશે</u>

આપણે તો આજે ત્યા સુધી આવ્યા કે-આ બધા જગલમા મળ્યા છે હવે એ લોકો પરસ્પર કેવી વાતો કરે છે, એ જોવાનું છે શ્રી ભરત શું કહે છે, કૈકેયી પણ શું કહે છે અને શ્રી રામ પણ એનો શો જવાબ આપે છે તેમ જ શ્રી રામ કેવા પ્રકારે આ આખા ય પ્રકરણને શમાવીને શ્રી દશરથ મહારાજાના દીક્ષાગ્રહણના માર્ગને સરલ કરી આપે છે, એ વગેરે તમારે જાણવું છે ને ? અત્યારે તમને કૈકેયી કેવી લાગે છે ? એ પણ એક ઉચી જાતિની જ સ્ત્રી છે, એમ લાગે છે ને ? મોહના યોગે એણે ભૂલ કરી, મોહને પરવશ બની જવાથી તે સારાસારનો વિચાર કરી શકી નહિ, પણ જ્યા મોહનો વેગ ધીમો પડી ગયો, પછી તેણીને કેવુ લાગી આવ્યું ? તમે સાભળ્યુ ને કે-શ્રી દશરથ મહારાજાની પાસે એણે કેવી કબૂલાત કરવા સાથે પ્રો. ? ~ કરી ? અહીં શ્રી રામની પાસે પણ કૈકે

ભાવે પોતાના દોષને કબૂલ કર્યો છે કૈકેયીએ શ્રી રામને જે કહ્યુ છે, તેને તમે જ્યારે સાભળશો, ત્યારે તમને પણ એ જ કહેવાનું મન થશે કે-ભલે એણે મોહને વશ ભૂલ કરી, પણ જાતની તો ઉત્તમ જ, એમા શકા નહિ! આજે તો સમય થઈ ગયો છે, એટલે એ બધાને પરસ્પર કેવી વાતો થાય છે, એ વાત કરવાનુ તો આવતા રવિવાર ઉપર જ મુલ્તવી રાખવુ પડશે ને? જ્ઞાનિએ દીઠુ હશે તો આવતા રવિવારે આપણે એ વગેરે વાતો કરીશુ, પણ વચલા દિવસોમા તમારે આજની સાભળેલી વાતોનો વિચાર કરવો પડશે ને? તમે જો સાભળેલી વાતોને યાદ રાખીને, એના વિષે ઘરે, મિત્રોની સાથે, કુટુમ્બિઓની સાથે ને એકલા પણ વિચારણાઓ કરશો, તો એથી તમને પોતાને ઘણો લાભ થશે અને તમે અનેકોના અહિતકારી બનતા અટકીને અનેકોના હિતકારી પણ બની શકશો તમે એવા બનો, એવી શુભેચ્છા સાથે આજનુ વ્યાખ્યાન સમાપ્ત કરવામા આવે છે

રામાયણમા સસ્કૃતિનો આદર્શ

**ભાગ ત્રીજો સમાપ્ત.**